# હેસ્ટિંગ્સની સોટી

અથવા

## પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર

राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेतां
तेनाद्य वत्सगिम लोकममुं पुपाण ॥
तस्मिंश्च सम्यगनिशं परितुष्यमाणे ।
नानाफलैः फलति कल्पलतेव भूमिः ॥ १ ॥

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
નટવરલાલ ઇચ્છારામ દેસાઈએ છાપી પ્રકટ કર્યું.
સાસૂન બિલ્ડીંગ્સ, બજારગેટને નાકે, એ. સર્કલ, કોટ મુંબઈ

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

અજારગેટ સ્ટ્રીટને નાકે, સાસુન બિલ્ડીંગ્સ,

એલ્ફીન્સ્ટન સર્કલ, ફોર્ટ, મુંબઈ, નં-૧.

અને

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કુંo,

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨.



રાજનીતિનો પાયો

'સ્ત્રીરૂપી ગાયમાંથી દુધ દોહોવાની ઇચ્છા રાખ

નિત્ય પોષણ કર; કારણ કે લોકો જ્યારે નિત્ય

પેઠે અનેક જાતનાં ફળોથી ફાલી નિ

# પ્રસ્તાવના

પશ્ચિમ તરફની પ્રજાઓ ભારતવર્ષના તટ ઉપર ઉતર્યા પછીનો, પવિત્ર ગંગા અને બ્રહ્મપુત્રાના મુખ પ્રદેશનો તથા બંગદેશનો ઇતિહાસ, અરાજ્યવ્યવહારથી ભરેલો છે. દિલ્હીના મયૂરાસન ઉપર જ્યારે મહાન્ મોગલ પાદશાહો ચક્રવર્તિત્વ ચલાવતા હતા ત્યારે, તેમના બંગ સુબેહદારો ત્યાંના દીન લોક ઉપર રાજ્ય કરતાં, સ્ત્રીઆરાજ્યનું સુખ ભોગવતા હતા. શાહજહાનના બીજા પુત્ર સુલતાન સુજાની બંગ કારકીર્દિનું ચિત્ર ફ્રેંચ દેશના મુસાફરે ઘણું રમણીય આળખેલું છે અને એ જ મુસાફરે સમુદ્ર કિનારા ઉપરના પરદેશીઓની અને તેમના ધર્મ તથા વ્યવહારમાં સામેલ થયેલા મિશ્ર દેશીઓની રીતભાતનું વર્ણન પણ કરેલું છે. પવિત્ર નદીઓના મુખ ઉપરનું અરાજ્ય, બંગના મધ્ય ભાગમાં પ્રસરતું ગયું. ઇસ્ટ ઇંડિયા કંપનીને નામે વ્યાપાર કરતા અંગ્રેજોના હાથમાં તેની કંઇક સત્તા આવી, અને વ્યાપારીઓના મુનિમો આવતા બંધ થઇને સુબાઓ આવવા માંડ્યા અને વણિક્‌વૃત્તિ સાથે રાજ્યસત્તાનું મિશ્રણ થવા માંડ્યું તે વખતનો ઇતિહાસ બહુ જ વાંચવા જોગ છે, અને તે વખતની વાતો બંગાળના વિદ્વાન્ લેખકોએ કથા પ્રસંગમાં ઉતારી મનોહર બનાવેલી આપણે 'ગંગા ગોવિંદસિંહ' વગેરેમાં જોઇએ છીએ.

'ઇસ્ટ ઇંડિયા' કંપની દ્વારા અંગ્રેજ રાજ્યનો સૂર્ય જ્યારે ભરતખંડના પૂર્વ કિનારા ઉપર ઉદય પામતો હતો ત્યારે ત્યાંના રાજા, રાણા, સુબેહદારો, ગૃહસ્થો, વેપારીઓ અને લોકોની કેવી સ્થિતિ હતી તેનો બહુજ રમણીય પ્રસંગ, ચંડીચરણસેન નામના બંગ વિદ્વાને, ભિન્ન ભિન્ન ઐતિહાસિક કથાઓનું ગ્રંથન કરીને, તેમાં ઉતારી લીધો છે. એજ પ્રસિદ્ધ લેખકની કલમથી લખાયલા એક ગ્રંથનો પ્રસ્તુત પુસ્તક અનુવાદ છે. આ પુસ્તકમાં, 'કંપની'ના પહેલા ગવર્નર વૉરન્ હેસ્ટિંગ્સના સમયનો કાળ, બંગાળની તે સમયની સ્થિતિ, મીઠું અને તમાકુનો એકહથ્થુ વેપાર, રેશમના વેપારીઓની પાયમાલી, હિંદની કારિગિરીના અસ્તનો પ્રારંભ, લોકની રીતભાત, અમલદારો અને સુબાઓની સ્વાર્થપરાયણતા, નીચ લોકનો નીચા માર્ગે ઉદય; ગરીબ ઉપર પડતાં દુઃખ, ધર્મની સ્થિતિ અને જાતે જાતનું એક બીજાને કાપવું વગેરે વિષયોનું છટાદાર અપાયલું છે. આ નવલકથા લખવાનો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે, અને વિદ્વાન્ અધિકારીઓ હોય તો દેશનો ઉદય થાય છે અને જો ..ધિકારીઓ સ્વાર્થી હોય તો દેશનો અને પ્રજાનો અધઃપાત થાય છે. વિદ્વાન્,

ન્યાયી અને आत्मवत्सर्वभूतेषु એમ માનનારા અધિકારીઓ, દેશને સ્વર્ગ બનાવી મૂકે છે, ત્યારે બીજાઓ દેશને આ ભૂમિ ઉપર જ નરકનું નામ અપાવી, ઇતિહાસમાં પોતાને અને દેશને માટે અપ્રિય લેખ લખાવરાવે છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના કાર્યભારને કલંક લગાડનારા તેના જ કાર્યભારીઓ હતા અને તેમાં વડો વૉરન્ હેસ્ટિંગ્સ હતો, કે જેને માટે ઈંગ્લંડના તે કાળના વિદ્વાનવકતા બર્કે, પોતાના 'ઈમ્પીચમેંટ'માં બહુ જ અપ્રિયતા દર્શાવેલી છે. હેસ્ટિંગ્સની સાથે બંગ દેશના સ્વાર્થાંધ દેશીઓને માથે પણ ઓછો ફિટકાર પડેલો નથી. કુઠારનું કર્મ કરનાર તે નરાધમોના નામની અવગણના કરી, આપણે માત્ર એટલું જ જણાવીશું કે, તેઓ સ્વાર્થિઓના હાથમાં શસ્ત્રરૂપ થઈ રહ્યા હતા અને તેથી જ દેશના ગરીબ સ્ત્રી અને પુરુષ કારીગર લોક ઉપર જુલમ તયા હતા. કંપનીના અધિકારીઓ તેમના દરમાયા કરતાં વેપારમાંથી સારું ભવિષ્ય મેળવવાની લાલચે દોરવાઇ જતા તેથી પ્રજાની પાયમાલી ઉપર તેઓનું લક્ષ રહેતું નહિ.

કંપનીના ઇતિહાસમાં હેસ્ટિંગ્સની રંગભૂમિ વધારે ભયંકર રસથી ભરેલી છે, જેમાં નંદકુમાર જેવા બ્રાહ્મણની, સ્વાર્થને વશ થયેલા ન્યાયાધીકારીઓએ હત્યા કરી હતી અને જેને માટે વડા અધિકારીઓએ પાછળથી હત્યા કરનારનો ફિટકાર કરીને, શોકનાં ચાર આંસુથી તેની સ્મશાનભસ્મને ભીંજવી, આર્ય પ્રજાને આશ્વાસન આપ્યું હતું. આ ભયંકર બનાવ બન્યો, નવા વસેલા કલકત્તા નગરને પાદરે બ્રાહ્મણને ફાંસી દઇ મારી નાંખવામાં આવ્યો અને બંગાળાની કાલિકાએ બ્રાહ્મણનો ભોગ લીધો વગેરે વાતોથી બંગાળાનું વાતાવરણ મલિન થઈ ગયું, પ્રજાનાં મન ખિન્ન થઈ ગયાં અને હેસ્ટિંગ્સની સાથે બેસનારાઓએ 'ન્યાય ન્યાય'નો પોકાર પાડીને થયેલા અન્યાય ઉપર ઈંગ્લંડમાં ન્યાય માગ્યો. નંદકુમાર પોતાની કારકીર્દિનો ઉત્તર દેવા યમરાજની સભામાં ઉભો રહ્યો. ત્યાર પછી થોડેજ દિવસે હેસ્ટિંગ્સને પણ પોતાની કારકીર્દિનો જવાબ દેવા 'પાર્લામેંટ'માં ઉભા રહેવું પડ્યું અને મહોત્પાત પછી જેમ અમૃતવૃષ્ટિ થાય તેમ, હિંદુસ્તાન ખાતેના બ્રિટીશ વ્યવહારમાં ન્યાયની સુધારણા થઇ. એ સુધારણા લોર્ડ બેંટીક જેવા પૂર્વાધિકારીઓ અને લોર્ડ મેકાલે જેવા પ્રધાન પુરુષોથી એવી સરસ નીવડી કે જેને આપણે આજ 'સુરાજ્ય'ના રાજ્યભક્તિપૂર્ણ ઉપનામથી સગર્વ ઉચ્ચારીએ છીએ. 'કંપની'નાં રાજ્યવ્યવહારમાં સુધારણા થયાને ઘણાં વર્ષ ગયાં નહિ, એટલામાં અણધાર્યું 'સિપાઇ યુદ્ધ' જાગ્યું, ભરતખંડનો મધ્યભાગ ખળભળી ઉઠ્યો અને ધર્મની લાગણીથી ઉશ્કેરાયલા અજ્ઞાનસિપાઇઓની, દિલ્હીની અસ્ત પામતી બાદશાહજાદીની, કલ્પના કરતા બહાદુરશાહની અને નાનાસાહેબ તથા તાતિયા ટોપી જેવાની ઘેલછાએ કંપનીના વ્યવહારને અને હિંદુસ્તાનની પ્રજાને અપકીર્તિ અપાવી.

સાર પછી નામદાર મહારાણીએ ભરતખંડની રાજ્યધુરા પોતાના પ્રચંડ વિજયી હાથમાં લીધી. પૌરાણિક કથાપ્રસંગથી જ મહારાણીને પોતાના ઉપર રાજ્ય કરવાનો અધિકાર છે એમ માનતી આર્યપ્રજા, માતૃસ્નેહથી તેના તરફ જોવા લાગી અને વાત્સલ્યસ્નેહથી જ નામદાર મહારાણીએ આપણને પોષવા માંડ્યા એટલે રાજા પ્રજા વચ્ચે પડેલો અંતરાય પુરાઇ ગયો અને હાલ પરમ સ્નેહ તથા વિશ્વાસથી રાજા-પ્રજા અન્યોન્યના ધર્મ સમજતાં હિંદમાં એકમનથી વર્તે છે અને એ શાંતિપ્રદ સમય નિરંતર ચાલવા માટે નામદાર શ્રીમહારાણીજીનું આયુષ્ય અને તેનું 'સુરાજ્ય' નિરંતર રહે એમ ઈશ્વરપ્રાર્થનાથી માંગે છે. છેવટે અમારી એ જ ભક્તિપૂર્ણ માંગણી છે કે:—

"જેમ અમરવેલી વધે બહુ બહુ,
તેમ વધજો એનો પરિવાર જીવો વિક્ટોરિયા."

# અનુક્રમણિકા


| પ્રકરણ. | વિષયસંજ્ઞા. | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ લું. | નિરાધાર બાળક. ... ... | ૧ |
| ૨ જું. | એકાંતમાં વિચાર. ... ... | ૭ |
| ૩ જું. | પડીને પાદર થયેલું ઘર ... | ૧૫ |
| ૪ થું. | કાસમબજારમાં આવેલું રેશમનું કારખાનું... ... ... | ૨૦ |
| ૫ મું. | લૂંટ કે વેપાર ... ... | ૩૧ |
| ૬ ઠું. | પિતાનો વિયોગ ... ... | ૩૬ |
| ૭ મું | આરાટૂન સાહેબની મૅમ... | ૪૯ |
| ૮ મું. | વેરાગી રામદાસ શિરોમણિ... | ૫૬ |
| ૯ મું. | સાવિત્રીનું કલકત્તા તરફ જવું. | ૬૯ |
| ૧૦ મું | ગુરુ ગોવિંદભક્ત ... ... | ૭૪ |
| ૧૧ મું. | છિદામચંદ્રની સ્ત્રી ... ... | ૮૧ |
| ૧૨ મું. | છિદામના કુટુંબનો ઈતિહાસ | ૮૩ |
| ૧૩ મું | પ્રેમાનંદ બાવાજી અને ભક્તદાસ વેરાગી ... ... ... | ૮૭ |
| ૧૪ મું. | નિરાધાર ત્રણ કન્યાઓ ... | ૯૬ |
| ૧૫ મુ | સો વર્ષ પહેલાનું કલકત્તા... | ૧૦૨ |
| ૧૬ મું | વિલાયતી વૈષ્ણવ ... ... | ૧૦૯ |
| ૧૭ મું | સ્વપ્નામાં ભગવાનનાં દર્શન. | ૧૧૭ |
| ૧૮ મું. | બાપુદેવશાસ્ત્રી ... ... | ૧૨૧ |
| ૧૯ મું. | નંદકુમાર. ... ... ... | ૧૩૨ |
| ૨૦ મું. | નવાબ કાસમઅલી ... ... | ૧૩૭ |
| ૨૧ મું. | બંદીખાનાનો દેખાવ... ... | ૧૪૦ |
| ૨૨ મુ. | કયારાપીટ આરાટૂન ... | ૧૪૩ |
| ૨૩ મું. | ભાઇ બહેન... ... ... | ૧૪૭ |
| ૨૪ મું. | કયારાપીટ આરાટૂનનું મૃત્યુ. | ૧૪૮ |
| ૨૫ મું. | એસ્તારબીબીનું કલકત્તે આવવું. | ૧૫૨ |
| ૨૬ મું. | રામા અને રામ હરિ ... | ૧૫૩ |
| ૨૭ મું. | નંદકુમારનાં ફાંફાં ... ... | ૧૫૬ |
| ૨૮ મું. | બંગાળાની દુર્દશા ... ... | ૧૫૯ |
| ૨૯ મું. | બાપુદેવશાસ્ત્રી અને મહંમદ રેજાખાન ... ... ... | ૧૬૫ |
| ૩૦ મું. | મમદાનો સ્વર્ગવાસ... ... | ૧૭૨ |
| ૩૧ મું. | વૉરનહેસ્ટીંગ્સ ... ... | ૧૭૬ |
| ૩૨ મું. | મહંમદ રેજાખાન અને સિતાબરાય. ... ... ... | ૧૭૯ |
| ૩૩ મું. | નવી કોન્સીલ અને સુપ્રીમ કોર્ટ | ૧૮૩ |
| ૩૪ મું | નવો આરોપ ... ... | ૧૮૫ |
| ૩૫ મું. | પહેલું કાવતરૂં ... ... | ૧૮૯ |
| ૩૬ મું. | પહેલી ફરીયાદ ... ... | ૧૯૧ |
| ૩૭ મું. | બીજું કાવતરૂં... ... ... | ૧૯૩ |
| ૩૮ મું. | ન્યાય કે નરહત્યા?... ... | ૧૯૮ |
| ૩૯ મું. | માનપત્રનો ઘોંઘાટ... ... | ૨૧૦ |
| ૪૦ મું. | ગુરુ અને શિષ્ય. ... ... | ૨૧૩ |
| ૪૧ મું. | ઉપદેશ. .. ... ... ... | ૨૧૯ |
| ૪૨ મું. | બ્રહ્મહત્યા. ... ... ... | ૨૨૨ |
| | ઉપસંહાર. ... ... ... | ૨૨૫ |

# વૉરન હેસ્ટિંગ્સનું જીવન વૃત્તાંત



હિન્દુસ્તાનમાં અંગ્રેજો પહેલ વહેલા વેપારીઓ તરીકે આવેલા, પણ દેશમાં ચાલતી અંધાધુની અને વ્યવસ્થિત રાજબંધારણ નહિ હોવાથી વેપારીઓ ધીમે ધીમે માલીક થઇ પડ્યા. હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે જૂની ધાર્મિક અને રાજકીય મારામારી ચાલતી હતી, તેનો લાભ આ અંગ્રેજ વેપારીઓને સારો મળ્યો છે. ઇતિહાસ અને સમગ્ર પરિસ્થિતિનો સઘળી બાજુએથી વિચાર કરતાં તેઓના હાથમાં સત્તા આવી એમાં કંઈ પણ ઈશ્વરી સંકેત હોવો જોઇએ એમ માન્યા વગર છુટકો નથી. પણ એક રાજ્યનું પરિવર્તન થાય અને બીજું સ્થપાય, એવા સંક્રમણ કાળમાં, દરેક પ્રસંગ કંઈ યથાન્યાય્ય હોતો નથી. એક રાજ્ય ઉથળી પડે અને બીજું રાજ્ય સ્થપાય તેના મૂળમાં હમેશ કંઇ ન્યાય અને અન્યાયનાં બી રહેલાં હોય છે, પણ ન્યાય કરતાં અન્યાયના પ્રસંગો લોકોના ધ્યાનમાં વધારે રહી જાય છે. દરેક દેશના ઇતિહાસમાં આ વાત મળી આવે છે. અંગ્રેજ રાજ્યનો પાયો નાંખનાર મહાન્ વીર પુરુષ કલાઇવ થઇ ગયો છે, અને તેના સંબંધી ઇતિહાસ મિશ્રિત કાલ્પનિક કથાનું જુદું પુસ્તક "ગુજરાતી" પ્રેસ તરફથી બહાર પાડવામાં આવેલું છે. તેના પછી અંગ્રેજી રાજ્યનો પાયો મજબુત કરનાર પ્રખ્યાત અંગ્રેજ હિન્દુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ વૉરન હેસ્ટિંગ્સ હતો. તે કલાઇવ કરતાં ઉમરે દશ વરસે નાનો હતો, અને કલાઇવે જે કામનો આરંભ કર્યો તે કામ તેણે પરિપૂર્ણ કર્યું. કલાઇવ જ્યારે મદ્રાસમાં ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરીમાં કારકુન તરીકે દાખલ થયો હતો તે પછી ૭ વરસ રહીને હેસ્ટિંગ્સ બંગાળામાં કારકુન તરીકે દાખલ થયો હતો.

વૉરન હેસ્ટિંગ્સ એ એક ગરીબ માબાપનો છોકરો હતો. ઈંગ્લાંડની પશ્ચિમ બાજુએ એક ગામમાં તેની વડીલોપાર્જિત થોડીક જમીન હતી; પણ તેનું કુટુંબ દૈવના કોપથી ખરાબ હાલતમાં આવી પડ્યું હતું. હેસ્ટિંગ્સ જન્મ્યો તે પહેલાં તેના પિતામહને માથે એટલું કરજ ચઢી ગયું હતું કે તેને તે માટે પોતાની જમીન લંડનના એક વેપારીને વેચી નાંખવાની જરૂર પડી હતી. હેસ્ટિંગ્સ માટે એવી દંતકથા છે કે તે જ્યારે સાત વરસની નાની ઉમરનો એક બાળક હતો ત્યારે એક વખતે પોતાના

ગામની નદીને કીનારે સુતો હતો, અને પડ્યો પડ્યો પોતાના વડીલોની જાહોજલાલી વિષે વિચાર કરતો હતો. તે વખતે તે મનમાં બોલી ઉઠ્યો હતો કે, "હું જ્યારે મોટો થઇશ ત્યારે મારા વડીલોની જમીન વેચાતી લઇ પાછી મેળવીશ." બાળપણનો આ વિચાર તેના મનમાંથી કદી ગયો નહિ, અને મોટો થયો ત્યાં સુધી એ સંકલ્પ ફળીભૂત કેમ કરવો તેનો તે હમેશ વિચાર કર્યા કરતો હતો.

હેસ્ટિંગ્સનો બાપ ઘણો ગરીબ હતો તેથી તેનો કાકો તેની સંભાળ લેતો હતો. તેણે તેને ઉત્તમ વિદ્યાભ્યાસ કરાવ્યો. તે ભણવામાં હોંશિયાર હતો, તેને પુસ્તકો ઉપર પ્રેમ હતો, અને જ્ઞાન ગમે ત્યાંથી મેળવવામાં ઉદ્યોગી રહેતો. એના સહાધ્યાયીઓમાં તેનું નામ સર્વેથી ઉપર રહેતું, અને તેના શિક્ષકો તેને ચાહતા. હેસ્ટિંગ્સ જ્યારે સોળ વરસની ઉમરનો થયો ત્યારે તેનો બીજો કાકો, જે ઇસ્ટ ઇંડિયા કંપનીમાં એક આગેવાન કાર્યકર્તા હતો, તેણે હેસ્ટિંગ્સને નિશાળ છોડાવી હિન્દુસ્તાન મોકલવાનો વિચાર કર્યો. હેસ્ટિંગ્સના શિક્ષકે તેમ નહિ કરવાની અને હેસ્ટિંગ્સને વધારે વિદ્યાભ્યાસ કરવા દેવાની સલાહ આપી, અને પૈસા નહિ હોયતો પોતાને ખર્ચે શિખવવાની ઇચ્છા દેખાડી. તેને હેસ્ટિંગ્સને ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં મોકલવાની સલાહ આપી, પણ વેપારી કાકાને ભત્રીજો વિદ્વાન અને પંડિત થાય, અને ખાવાના વાખા પડે તેવી સ્થિતિ ઉભી થાય, તેથી એ વિચાર પસંદ પડ્યો નહિ. તેણે હેસ્ટિંગ્સના શિક્ષકને જણાવ્યું કે, છોકરાને સારા અક્ષરો લખતાં આવડ્યું, હિસાબ રાખતાં આવડ્યું, અને સારો પત્રવહેવાર ચલાવતાં આવડ્યું હોય તો એટલુંજ બસ છે; કારણ કે જીંદગીમાં એને વેપારનો ધંધો કરવાનો છે, ઉપલા કારણે લેટિન અને ગ્રીકનો અભ્યાસ છોડાવીને હેસ્ટિંગ્સના કાકાએ એક હીસાબી તથા નામાની નિશાળે ભત્રીજાને મુક્યો, અને એક વરસમાં તે વાણોતરીનું સર્વ કામ સારી રીતે શિખી ગયો. તે પછી કાકાની સલાહથી હેસ્ટિંગ્સે ઇસ્ટ ઇંડિયા કંપનીના ડિરેક્ટરો ઉપર અરજી કરી, જે હજી સુધી કંપનીના ઓચરિયાંમાં સચવાયલી છે. ડિરેક્ટરોને હિંદુસ્તાન જાય એવા જુવાન ઉત્સાહી અંગ્રેજો જોઇતા હતા, અને તેના લખવાના વિવેકથી રાજી થઇ તેમણે હેસ્ટિંગ્સને નોકરીમાં રાખી લીધો. આ નિમણુંકથી તે બહુ રાજી થયો અને પોતાનો બાળપણનો મનોરથ હવે સિદ્ધ થશે એવી એને આશા બંધાઇ. ઇ. સ. ૧૭૫૦ માં હેસ્ટિંગ્સ ૧૭ વરસની નાની ઉમ્મરે કલકત્તા આવ્યો, અને ત્યારપછી ૨૦ વરસના ગાળામાં આ નાનો છોકરો હિન્દુસ્તાનના પહેલા ગવર્નર જનરલની મોટી માન ભરેલી પદવી મેળવવા ભાગ્યશાળી થયો. આ દરમ્યાન તેની સારી નરસી કીર્તિ બંધાઇ હતી, અને ઇ. સ. ૧૭૭૪ માં તે પહેલો ગવર્નર જનરલ નિમાયો.

બંગાળામાં મીરજાફરના મરણ પછી લૉર્ડ ક્લાઇવે તેના દીકરા નિઝામ-ઉદ્દોલ્લાને ગાદીએ બેસાડ્યો હતો, પણ તેના ઉપર દેખરેખ રાખવાનું કામ કંપનીના માણસો કરતા હતા; અને નવાબ એક રીતે કંપનીનો આશ્રિત હતો. બંગાળની દીવાની ક્લાઇવે કંપની માટે મોગલ શાહનશાહ શાહઆલમ પાસેથી મેળવી હતી. પરિણામ એ આવ્યું કે દેશની ગમે તેવી સ્થિતિ હોય તો પણ બંગાળના નવાબને કંપનીને નિયમિત ખંડણી ભરવી પડતી હતી. એટલે બંગાળમાં બેમુખી રાજ-કારભાર ચાલતો હતો, અને તેથી પ્રજાને ઘણું સોસવું પડ્યું હતું. આવી સ્થિતિ બંગાળમાં ઇ. સ. ૧૭૬૫ થી ૧૭૭૨ સુધી ચાલી. નવાબના દેશી અમલદારો અને નોકરોને હમેશાં ધાસ્તી રહેતી કે ક્યારે તેઓની નોકરી જશે. એટલે તેઓ એક બીજાને છેતરી બને તેટલી ઝડપે શ્રીમંત થવાની પેરવી કરતા અને તેથી પરિણામે પ્રજાને ભારે ખમવું પડ્યું હતું. લાંચ રૂસવતનું રાજ્ય ચાલતું હતું. બીજી બાજુએ કંપનીના નોકરો તાલેવંત થવાને મથતા હતા. અધુરામાં પૂરું ઇ.સ. ૧૭૬૯-૭૦ માં બંગાળામાં સખ્ત દુકાળ પડ્યો, તેથી ત્યાંના ત્રીજા ભાગના લોકો મરી ગયા અને કંઈ અનાજ પાકયું નહિ તેથી લોકો કર ભરી શકયા નહિ. આ સ્થિતિનો ચિતાર "બંગા ગોવિંદસિંહ" અને "હેસ્ટિંગ્સની સોટી" ચોપડીમાં આપ્યો છે. હેસ્ટિંગ્સનો અમલ ગવર્નર તરીકે ઇ.સ. ૧૭૭૨ થી ૧૭૮૫ સુધી હતો. તેના સમયમાં પહેલો મરાઠાવિગ્રહ (ઇ. સ. ૧૭૭૮ થી ૧૭૮૨) અને બીજો મહિસુરનો વિગ્રહ (૧૭૮૦ થી ૧૭૮૪) સુધી ચાલ્યો. આ બે વિગ્રહોને અંગે કંપની સરકારની તીજોરી ખાલી થઈ ગઇ. તેથી તે ભરવા માટે હેસ્ટિંગ્સે જે પગલાં ભર્યાં તે હિન્દીવાનોમાં ઘણાં નિંદ્ય ગણાયાં છે. તેમાં અયોધ્યાની બેગમોવાળો કીસ્સો છે અને બીજો બનારસના રાજા ચેતસિંહવાળો કીસ્સો આવી જાય છે. આ બનાવોને લીધે હેસ્ટિંગ્સ ઉપર ઈંગ્લંડમાં કામ ચાલ્યું હતું. આ વિષયની વાર્તારૂપે હકીકત અમારા તરફથી છપાયલી "બેગમ સાહેબ" નામની નવલકથામાં આપેલી છે. હેસ્ટિંગ્સનાં કૃત્યો માટે કોને જોખમદાર ગણવા એ એક તટસ્થ ઇતિહાસકારને માટે વિકટ પ્રશ્ન છે. અંગ્રેજ લેખકોએ તેનો બચાવ કર્યો છે જ્યારે હિન્દી લેખકોએ હેસ્ટિંગ્સના રાજકારભારને સખ્ત વખોડીના નાંખ્યો છે. આજે હિંદુસ્તાનનો, ઇ. સ. ૧૭૫૦ થી ૧૮૦૦ સુધીના ગાળાનો, દરેક સામસામા પુરાવાનો વિચાર કરીને સ્વતંત્ર ઇતિહાસ લખાવાની જરૂર છે. બંગાળાના લોકોને આ ૫૦ વરસમાં જે ખમવું પડ્યું તેનો ખંગ પર પરમેનન્ટ રેવન્યુ સેટલમેન્ટ હક (કાયમની જમાબંધી) લોર્ડ કાર્નવાલીસ (હિન્દના બીજા ગવર્નર)ના રાજ્યકાળમાં મળવાથી વળ્યો છે.

આ જગ્યાએ તેણે ૧૧ વરસ કામ કર્યું. એનું કામ ઘણી મુશ્કેલીઓ ભરેલું અને રાજ્યક્રાંતિના કાળનું હતું. તેને વેપારીનું ખાતું તેમજ એક રાજ્યતંત્રચાલકનું કામ

કરવાનું હતું. એને માથે ઇંગ્લંડ અને હિન્દુસ્તાન વચ્ચેનો વેપાર કંપનીને ફાયદાકારક થાય એવી રીતે ગોઠવવાનો હતો. કંપનીના હિન્દુસ્તાનના નોકરો પણ કમાઇ જઇ વિલાયતમાં મોજ મારી શકે તેવી રીતે તેઓ પોતાનો ખાનગીમાં ધંધો કરે તો પણ સહવાસી માણસો હોવાથી તેઓનાં મન પણ સાચવીને તેને કામ કરવાનું હતું, અને દેશી પ્રજાની પાસેથી મુસલમાન રાજ્ય અમલ કરતાં પણ વધારે નાણાં કઢવાય, છતાં તેઓ અસંતોષી ન થાય, ઇંગ્લંડ સુધી ફરિયાદ કોઇ કરવા ન પામે તેની સંભાળ રાખવાનું કામ પણ તેને માથે આવી પડેલું. આ ઉપરાંત મુંબઇ અને મદ્રાસના ગવર્નરો ઉપર પણ તેણે દેખરેખ રાખવાની હતી અને પોતાની સલાહ આપી મદદ કરવાની હતી, અને જરૂર પડે તો દ્રવ્ય અને લશ્કરની પણ સહાય મોકલવાની હતી. આવી વિવિધ પ્રકારની ફરજો બજાવવાની હોવાથી, શેઠને, ગુમાસ્તાને અને લોકોને બધાને રાજી રાખી કામ કાઢી લેવાનું હોવાથી તેના ઘણા વિરોધીઓ અને સમભાવીઓ ઉભા થયા હતા. આટલી મુશ્કેલીઓ છતાં તેણે કંપની સરકારને ઘણો ફાયદો કરી આપ્યો હતો.

હેસ્ટિંગ્ઝને કાઉન્સીલની સલાહ પ્રમાણે કામ કરવાનું હોવા છતાં, તેણે ઘણી-વાર મનસ્વી રીતે એકલે હાથે, કાઉન્સીલને ઉડાવી દઇને કરેલું છે. તેનું કારણ એ હતું કે કાઉન્સીલના ચાર સભ્યોમાં એક સિવાય ત્રણ તેના વિરોધીઓ હતા, અને તેમાં ફ્રાન્સિસ આગેવાન હતો. હેસ્ટિંગ્સમાં એક ગુણ હતો. તે પોતાનું ધાર્યું જ કર્યે જતો; ફ્રાન્સિસ વગેરેને ગાંઠતો નહિ. ફ્રાન્સિસને ગવર્નર થવાની લાલસા હતી એમ કહેવાય છે; તેથી તે હેસ્ટિંગ્સના કામોમાં છીંડાં શોધ્યા કરતો હતો. એકવાર હેસ્ટિંગ્સે તેના ઉપર કાઉન્સીલના કારભારના દફતરમાં એવો આરોપ મૂકયો કે તે સાચું બોલતો નથી, માટે એના ઉપર વિશ્વાસ મુકવો નહિ. આથી ફ્રાન્સિસને અપમાન થયેલું લાગ્યું અને તેઓ બે વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થયું. તેમાં ફ્રાન્સિસ ઘાયલ થયો અને ઇંગ્લંડ પાછો ગયો. ત્યાં રહીને તેણે હેસ્ટિંગ્ઝને ખરાબ કરવા ખૂબ મથન કર્યું હતું. કાઉન્સીલના બીજા બે મેમ્બરો મરી પરવાર્યા પછી હેસ્ટિંગ્સે એકલે હાથે કામ કર્યું છે. તેમાં બંગાળના કેટલાક ગૃહસ્થોએ તેને મદદ કરી છે.

૫૩ વરસની ઉમરે હેસ્ટિંગ્સે રાજીનામું આપ્યું અને તે વિલાયત ગયો. તેણે ૩૦ કરતાં વધારે વરસ કંપની સરકારની નોકરી તનતોડ મહેનતથી બજાવી હતી. તે ઇંગ્લંડ પુગ્યો એટલે તેના વિરોધીઓએ તેના ઉપર ભયંકર આરોપો મુકયા અને પાર્લામેન્ટની સભામાં તેના ઉપર કામ ચાલ્યું હતું. આ મુકદ્દમો લગભગ ૭ વરસ પહોંચ્યો. વિખ્યાત એડમંડ બર્ક તેનો ખાસ વિરોધી હતો. ફ્રાન્સિસે અને બીજાઓએ તેને વિગતો પૂરી પાડી હતી. તેના ઉપરથી હેસ્ટિંગ્ઝ ઉપર નીચમાં

નીચ તોહમતો મૂકયાં હતાં. તેણે જૂઠું બોલવાનો, ખોટા કસમો ખાવાનો, લૂટવાનો, ક્રૂરતાનો, ઠગાઇનો અને જુલમ કરવાનો—એવા ગુન્હા કર્યા છે એમ પુરવાર કરવા માટે ભારે મથન થયું હતું. હેસ્ટિંગ્સે એવા ભારે ગુન્હાઓ કર્યા છે કે તેનું બરાબર વર્ણન કરવાને અંગ્રેજી ભાષામાં શબ્દો નથી, એમ પણ કહેવાયું છે. ફરિયાદ પક્ષના વકીલ એડમંડ બર્કનું ભાષણ એવું તો અદ્ભુત હતું અને તેના શબ્દોની શક્તિ એવી તો પ્રબળ હતી કે હેસ્ટિંગ્સે પોતાના એક મિત્રને કહ્યું કે અર્ધા કલાક સુધી તો મેં આશ્ચર્યચકિત થઇને તેને જોયાંજ કર્યાં અને હું જાણે દુનિયામાં દુષ્ટમાં દુષ્ટ માણસ ન હોઉં એવું મને એકવાર લાગ્યું. આરોપો ઘણે લાંબે કાળે મુકાયા હતા અને પુરાવાઓ હિન્દુસ્તાનમાં હતા, એટલે તે પૂરવાર થઇ શકયા નહિ, અને હેસ્ટિંગ્સ છુટી ગયો. એને માન આપવાને એકવાર આખી પાર્લામેંટ ઉભી થઇ હતી, અને એકવારનો તોહમતદાર હોવા છતાં એનાં જ્ઞાન, શક્તિ, અને વૃદ્ધાવસ્થા જોઇને ખુરસી આપવામાં આવી હતી. આ મુકદ્દમો સાત વર્ષ ચાલ્યો તેથી વકીલો વગેરેના ખર્ચમાં હેસ્ટિંગ્સને ઘણો ખર્ચ થઇ ગયો. તેણે કંપની સરકારની નિમકહલાલીથી જે સેવા બજાવી હતી અને ફાયદો કરી આપ્યો હતો, તેના બદલામાં કંપનીએ તેના ખટલાનો સઘળો ખર્ચ આપ્યો અને જીવ્યો ત્યાં સુધી એક સારી રકમ પેન્શન તરીકે આપી. એ દરમ્યાન હેસ્ટિંગ્સે પોતાના ગામમાં પોતાના બાપદાદાની જમીન પાછી ખરીદી હતી, અને ત્યાં મરણ પર્યંત સુખશાંતિમાં જીંદગીના છેલ્લાં વર્ષો ગાળ્યાં. તેના તરફ ઈંગ્લંડના લોકો માનની નજરે જોતાં હતાં. તેની લાયકાત જોઇને ઇંગ્લંડની પ્રિવી કાઉન્સીલ નામના પ્રધાનમંડળનો તેને સભ્ય બનાવવામાં આવ્યો હતો.

દરેક વસ્તુની ઉજળી તેમ મેલી એમ બે બાજુઓ હોય છે. તે પ્રમાણે હેસ્ટિંગ્સમાં બન્યું છે. અંગ્રેજ લેખકોએ તેના થોડા દોષો બતાવી મોટે ભાગે વખાણ્યો છે અને તેના કારભાર અને કુનેહથી બંગાળામાં અગ્રેજ સ્થિર થવા પામ્યા એ મોટા ફાયદાકારક કૃત્યમાં તેના દોષો ઢંકાઇ ગયા છે. હિન્દી લેખકોએ હેસ્ટિંગ્સને વખોડ્યો છે, અને તેના કારસ્થાનોથી બંગાળનો વણકરનો ધંધો અને મીઠાનો વેપાર નાશ પામ્યો એવો આરોપ તેના ઉપર મૂકાયો છે.

વૉરન હેસ્ટિંગ્સના રાજ્યકાળમાં અયોધ્યાની બેગમો, રોહીલાઓ, બનારસના રાજા ચેતસિંહ વગેરેના મુલકો અગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યા છે. અને તે વિષય ઉપર પણ ગુજરાતી પ્રેસે છાપેલી "નંદનવનનો નાશ" એ નામની ચોપડીમાં વર્ણવવામાં આવ્યા છે. આ પ્રમાણે રાજકીય સ્થિતિનું દર્શન છે. પણ તે સમયની વાઙ્મય સ્થિતિનો કંઇ ચિતાર આ ચોપડીમાં આપેલા તર્ક પંચાનનોની હકીકતથી આવશે. હેસ્ટિંગ્સ જેટલો કાળ હિન્દુસ્તાનમાં રહ્યો તે દરમ્યાન એણે શ્રીમદ્ભાગવતનું અગ્રેજીમાં

ભાષાંતર કરાવેલું કહેવાય છે. સંસ્કૃત સાહિત્યમાંથી અંગ્રેજીમાં સૌથી પહેલા જે ગ્રન્થોનાં ભાષાંતરો થયાં છે તેમાં કાલિદાસનું શાકુન્તલ, ગીતા, હિતોપદેશ, મનુસ્મૃતિ ભેગા ભાગવતને પણ ગણવું પડશે. હેસ્ટિંગ્સે કરેલું ભાગવતનું ભાષાંતર અમારા જોવામાં આવ્યું નથી, પણ અમેરિકાના એક તત્વચિંતક ઇમર્સને એના સંબંધમાં ઉલ્લેખ કરેલો મળી આવે છે. ઇમર્સને Literature (વાઙ્મય) ઉપર એક ઉત્તમ નિબંધ લખેલો છે. આ ગ્રન્થમાં તેણે પૂર્વના દેશોના વિચારોની ઉદાર વ્યાપકતાના ગુણ સંબંધમાં ઘણા વખાણ કર્યાં છે. ઇમર્સન શ્રીભાગવત અને તેનું વૉરન હેસ્ટિંગ્સે કરેલા ભાષાંતર સંબંધમાં નીચે પ્રમાણે જણાવે છેઃ—

I am not surprised then, to find an Englishman like Warran Hastings, who has been struck with the grand style of thinking in the Indian Writings, deprecating the prejudices of his countrymen, while offering them a translation of the Bhagwat. He goes on to bespeak the indulgence to "Ornaments of fancy unsuited to our taste, and passages elevated to a tract of sublimity into which our habits of judgment will find it difficult to pursue them !"

એનો ભાવાર્થ એવો છે કે, હિન્દુ લેખકોના ગ્રન્થોમાં જે ઉદ્દાત્ત વિચારોની પરંપરા છે તે જોઇને ચકિત બનેલા વૉરન હેસ્ટિંગ્સ જેવા અંગ્રેજોને, ભાગવતનું ભાષાંતર પોતાના દેશી ભાઇઓના હાથમાં મુકતી વખતે તેઓના વહેમો અને પૂર્વાગ્રહની ઝાટકણી કઢવી પડી છે, તે સંબંધમાં મને (ઇમર્સનને) આશ્ચર્ય લાગતું નથી. વૉરન હેસ્ટિંગ્સે પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે, "આપણા અંગ્રેજ લોકોની વિચારસરણીને પસંદ નહિ પડે એવા ઘણા ઉંચા અને ઉદ્દાત્ત વિચારોથી ભરેલા અનેક પ્રસંગો આ (ભાગવત) ગ્રન્થમાં મળી આવશે, અને આપણી રૂચિને ન ગમે એવી વિવિધ કલ્પનાના ચમત્કારો એમાં દૃષ્ટિએ પડે છે !' વૉરન હેસ્ટિંગ્સે ભાગવતનું અંગ્રેજી ભાષાંતર કરેલું છે અને તેની પ્રસ્તાવનામાં ઉપર પ્રમાણે વિચારો દર્શાવેલા છે, તે જોઇને કોઇને પણ અમારા જેવું જ આશ્ચર્ય લાગશે.

આ પ્રમાણે સંક્ષિપ્તમાં હિન્દના પહેલા ગવર્નર જનરલનું વાર્તારૂપે વૃત્તાંત છે, જે અમે આશા રાખીએ છીએ કે અમારા વાંચકોને રહસ્યમય લાગશે, અને ખાત્રી થશે કે કોઈ પણ માણસ કેવળ દૂષણ ભરેલો હોતો નથી, પણ તેમાં સદ્‌ગુણ અને દોષ વત્તા ઓછા અંશે ભરેલા હોય છે, એટલું ધ્યાનમાં રાખીને તુલના કરવાની હોય છે.

નટવરલાલ ઇચ્છારામ દેશાઈ.

# હેસ્ટિંગ્સની સોટી

અથવા

# પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ

---

## પ્રકરણ ૧ લું

## નિરાધાર બાળક

મીરકાસમ બંગાળાની રાજ્યગાદી ઉપરથી પદભ્રષ્ટ થયા પછી, કેટલાએક મહિના વીત્યા બાદ, મુર્શીદાબાદના રાજ્યમહેલથી એક ગાઉ દૂર આવેલા બે માળના એક ઘરમાં, રાત્રિને વખતે બે પુરુષો પરસ્પર વાતચિત કરે છે.

એ બે પુરુષોમાં એકની ઉમર પીસતાલીસ અથવા તો પચાસ વર્ષથી વધારે નથી. તેનો પોષાક ઘણો જ કીંમતી અને ભભકાદાર છે. તેના પોષાક ઉપરથી તથા તેની ભવ્ય મુખાકૃતિ ઉપરથી તે કોઈ મોટો રાજદ્વારી પુરુષ હોય એમ જણાય છે.

બીજા પુરુષની ઉમર એંસી વર્ષની છે અને તેના પોષાક ઉપરથી તથા તેની વાતચિત ઉપરથી તે કોઈ બ્રાહ્મણ જાતિનો પંડિત હોય તેમ જણાય છે. તેના ધોળા વાળ અને શાંત મૂર્તિ જોતાં તેના તરફ સર્વને શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થાય.

પરસ્પર કેટલીક વાતચિત અને વાદવિવાદ કર્યા પછી, વૃદ્ધ પંડિત બોલ્યો, "તારી આ સઘળી રાજનીતિ સંબંધી કુશળતા આખર નિષ્ફળ નિવડશે અને તું આ કપટ-નીતિથી પરિણામે પ્રાણ ખોઈ બેસીશ."

પહેલો પુરુષ જરા હસીને બોલ્યો, "આપ તો હમેશાં એમ જ કહો છો, પરંતુ એ સઘળી બાબતમાં વધારે તર્કવિતર્ક કરવાથી કાંઈ પણ ફાયદો નથી. આપને હું પૂછું છું કે, આપે શું આ દેશનો એકદમ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે?"

વૃદ્ધ પંડિત–"મને હવે અહીં એક દિવસ પણ રહેવાની ઇચ્છા થતી નથી. મને તો અલીવર્દીખાનના મરણ પછી તરત જ બંગાળાને છોડી દઇ ચાલ્યા જવાની ઇચ્છા હતી."

પહેલો પુરુષ–"ત્યારે હવે કલકત્તામાં જવાથી તમને વિશેષ શું લાભ છે? જેમ ગરીબ અને નિરાધાર માણસો ઉપર અહીં જૂલમ ગુજારવામાં આવે છે, તેમ જ ત્યાં પણ જૂલમ ગુજારવામાં આવે છે."

વૃદ્ધ પંડિત–"અહીંયાંના વણકરો, સોનીઓ, વ્યાપારીઓ અને મજુર લોકો મારા ઓળખીતા છે. તેઓ નાની ઉમરથી જ મારા તરફ ભક્તિભાવ રાખે છે, અને હું પણ તેઓના તરફ અત્યંત પ્રેમભાવ તથા મમતા ધરાવું છું. તેઓનું દુઃખ જોઇને મારા મનમાં અત્યંત સંતાપ થાય છે, કારણ કે તેઓ મારી સાથે વધારે પરિચયમાં આવેલા છે. ગઈ કાલે હલધરની દીકરીનું મુડદું જોતાંવારને જ પ્રમદાને એકદમ મૂર્છા આવી ગઈ હતી. પ્રમદા જ્યારે સાધારણ માણસોની અને તેમાં પણ સ્ત્રીઓનાં દુઃખની વાત સાંભળે છે ત્યારે તેના મનમાં બહુ જ દુઃખ થાય છે, માટે, હું હવે તેને લઇને બીજી જગ્યાએ જવા ધારું છું. લોકોનું દુઃખ જોઇને પ્રમદાનું હૃદય ફાટી જાય છે. પહેલાં મારો વિચાર એવો હતો કે બંગાળાનો હમેશને માટે ત્યાગ કરી, કાશીમાં જઇને રહેવું, પરંતુ હમણાં પ્રમદાની અવસ્થા એવી થઈ પડી છે કે તેને લઇને દૂર દેશમાં જઈ શકાય નહીં, માટે હું આવતી કાલે જ કલકત્તે જઇશ, અને કાલીઘાટની પાસે કોઈ એક ઠેકાણે રહીશ."

પહેલો પુરુષ–"ત્યારે મને શા માટે બોલાવ્યો છે?"

વૃદ્ધ પંડિત–"સિરાજઉદ્દોલાના મરણ પછી આજ પાંચ વર્ષ થયાં હું તને જે માર્ગે ચાલવાનું કહું છું તે માર્ગે તું ચાલતો જ નથી. તું ખરેખર મોહાંધકારમાં ડૂબી ગયો છે, અને અંદર રહેલા મોહાંધકારને લીધે સારું કે નરતું કાંઇ પણ સમજી શકતો નથી, પરંતુ હું મારાં દિવ્ય નેત્રોથી જોઉં છું કે તું પોતે જ તારાં પોતાનાં મોતને માટે બાણ તૈયાર કરે છે. હું તને એક કામ સોંપું છું જે તારે અવશ્ય કરવું જ જોઇએ." એમ કહીને પાસેની છપ્પરખાટ ઉપર સૂતેલું ત્રણ વર્ષનું એક બાળક બતાવ્યું અને કહ્યું કે, "આ બાળકનાં માબાપ મરી ગયાં છે અને તે તદ્દન નિરાધાર અવસ્થામાં આવી પડ્યું છે, માટે તું એનું પાલન પોષણ કર. એના બાપની જે કંઇ દોલત હતી, તે સઘળી સભારામના ઘરમાં રાખેલી છે. સભારામ તે બાળકનું પાલન પોષણ કરવાને સમર્થ છે, પણ હમણાં જો તે આ બાળકને પોતાના ઘરમાં રાખીને એનું પાલન પોષણ કરે તો સભારામનો દીકરો પણ હલધરનો સંગી હતો એવો ઇંગ્રેજોને સંદેહ ઉપજે. હલધરના સંગી કોણ કોણ હતા તે બાબતનો ઇંગ્રેજોને હજી સુધી ખરો પત્તો મળ્યો જ નથી."

પહેલો પુરુષ-"હલધરના કામમાં ઇંગ્રેજ લોકો મારા ઉપર પણ શક લાવે છે. કાસીમબજારમાં જે રેશમનું કારખાનું છે ત્યાંના ઇંગ્રેજો કહે છે કે, તમે પણ અંદરખાનેથી હલધરના કામમાં ભાગીયા હતા, પરંતુ હું તે બાબતમાં લેશ માત્ર પણ જાણતો નથી. હું જો એ બાળકને મારા ઘરમાં રાખું તો ઇંગ્રેજોને સંદેહ ઉપજે કે હલધરના કામમાં મારો પણ હાથ છે, માટે હમણાં તો તે છોકરાના ભરણપોષણનો જે ખર્ચ થાય તે હું આપું અને તે છોકરાને બીજી કોઇ જગ્યાએ રાખવાની તમે ગોઠવણ કરો."

તે વૃદ્ધ પંડિત ક્રોધની સાથે વૈરાગ્ય અને અપમાનપૂર્વક વચનો બોલ્યો, "ત્યારે તું શું નિરાધાર બાળકને આશ્રય આપવા અસમર્થ છે ? તું આ બાળકને તારા ઘરમાં રાખવાનું સાહસ કરી શકીશ નહીં ?"

પહેલો પુરુષ-"હાલની અવસ્થા જોતાં તો હું અસમર્થ છું. હું હમણાં ઉઘાડી રીતે ઇંગ્રેજોની સામે શત્રુતા કરવાની ઇચ્છા રાખતો નથી. નવાબ મીરજાફરમાં એટલી શક્તિ નથી કે ઇંગ્રેજોની ઇચ્છા ન હોય તો તે મને દીવાનની પદવી ઉપર રાખી શકે. ઇંગ્રેજો ધારે તો હમણાં જ મને દીવાનની પદવી ઉપરથી ઉતારી પાડે. એમાં જરા પણ તમારે ખોટું ધારવું નહીં."

વૃદ્ધ પંડિત-"તું જો પ્રજાના ઉપર કરવામાં આવતો જૂલમ દૂર ન કરી શકે તો પછી તને દીવાનની પદવીથી શો લાભ ? કેવળ તને જ એક દીવાનની પદવી મળવાથી લાભ થયો, પરંતુ તે વિના બીજો કોઇપણ જાતનો લોકોપયોગી લાભ હું જરાપણ દેખતો નથી."

પહેલો પુરુષ-"શું સઘળો જૂલમ એક દિવસમાં જ મટાડી શકાય કે ? એ જૂલમ ધીરે ધીરે દૂર કરી શકાશે. તમે ધીરજ રાખો."

વૃદ્ધ પંડિત-"એક દિવસમાં સઘળો જૂલમ દૂર થઈ શકે નહીં તે વાત વાજબી છે, પરંતુ આવો ઘાતકી જૂલમ જોઇને જેને ઈશ્વરે બુદ્ધિ આપેલી હોય તેવો પુરુષ તો તારી પેઠે ચુપચુપ બેસી રહે કે ? તું તદ્દન હૃદય અને દયા વગરનો છે. તું વારંવાર મારી આગળ કહેતો હતો કે હું જ્યારે દીવાનની પદવી ઉપર આવીશ, ત્યારે દેશ ઉપર ચાલતો જૂલમ દૂર કરવા માટે પ્રયત્ન કરીશ. ઓ નીચ ! આ માબાપ વગરના, અને ત્રણ વર્ષના બાળકની દુર્દશા જોઇને તારું હૃદય ફાટી જતું નથી ? ધિક્કાર છે તારા જીવતરને અને ધિક્કાર છે તારી દીવાનગીરીને."

પહેલો પુરુષ-"હું આપના સોગંદ ખાઇને કહું છું કે રેશમના કારખાનાંવાળા ઇંગ્રેજોનો જૂલમ મટાડવા માટે હું પ્રાણ જતાં પણ પ્રયત્ન કરીશ, પરંતુ કોઇ પણ કાર્ય યુક્તિથી થઈ શકે છે."

વૃદ્ધ પંડિત-"ઓ નિર્દય અને પાખંડી ! તને જો ઈશ્વરે બુદ્ધિ આપી હોત તો તું નીતિની કુશળતા, યુક્તિ, બુદ્ધિબળ વગેરે શબ્દો બોલીને વિલંબ લગાડત નહીં. પણ

દેશના નિરાધાર ગરીબ લોકોનું દુઃખ દૂર કરવા માટે આજ ક્ષણે પ્રાણત્યાગ કરવાને પણ તૈયાર થાત. પણ તું પૂરો સ્વાર્થી છે, તારું જીવન સ્વાર્થમય છે."

પહેલો પુરુષ જરા હસીને બોલ્યો, "આપ તો સિરાજઉદ્દૌલાના મરણ પછી આજ સાત વર્ષ થયાં મને નીચ, પાખંડી, પામર વગેરે મીઠા મીઠા શબ્દોથી રોજ રોજ વધાવ્યા કરો છો, પરંતુ આપના ઉપદેશ પ્રમાણે કામ કરવાથી કાસમઅલીની કેવી દુર્દશા થઈ છે તેનો તમે એકવાર વિચાર તો કરી જુઓ !"

વૃદ્ધ પંડિત—"શું મારા ઉપદેશથી કાસમઅલીની દુર્દશા થઈ છે ? તારામાં જરા પણ જ્ઞાન હશે તો તું વગર મહેનતે સમજી શકીશ કે કાસમઅલીનો પરાજય તેની અધમ ક્રૂરતાનું ફળ છે. "यतो धर्मस्ततो जयः" મેં કાસમઅલીને જૂલમ ગુજારવા માટે ઉપદેશ કર્યો જ નહોતો. મેં શું તેને એ પ્રમાણે મનુષ્યોનાં ભયંકર ખૂનો કરીને હાથ કાળા કરવા કહ્યું હતું ? તેણે બાયલા પુરુષની પેઠે કેટલાએક હથીયાર વિનાના ઇંગ્રેજોનાં ખુન કર્યાં છે તે ઘણું જ હલકું કામ કર્યું છે. હું ઘણા દિવસ થયાં તેને ન્યાયનો સત્ય માર્ગ સ્વીકારવાનો ઉપદેશ આપ્યા કરતો હતો. તે જો મેં બતાવેલા નીતિને ખરે માર્ગે ચાલ્યો હોત તો કોઈ પણ દિવસ પરાજય પામત જ નહીં. જે મનુષ્ય અન્યાયને માર્ગે ચાલે છે તે પોતાની શક્તિનો નાશ કરે છે, તે વાત મોહાંધકારમાં ડુબી જવાથી તું સમજી શકતો નથી."

પહેલો પુરુષ પુનઃ જરા હસીને બોલ્યો;—"મહારાજ ક્ષમા કરો. કાસમઅલીએ આપના ઉપદેશ પ્રમાણે કામ ન કર્યું, તેથી આજ પદભ્રષ્ટ અવસ્થામાં પણ પોતાના મનને થોડી ઘણી શાંતિ આપી શકે છે. પરંતુ જો આપના ઉપદેશ પ્રમાણે કામ કરત તો તે હમણાં જે થોડી ઘણી શાંતિ ભોગવવાને પણ ભાગ્યશાળી થયો છે તે થાત નહીં."

વૃદ્ધ પંડિત—"તે પોતાના માનસિક ઉત્સાહબળથી પોતાના મનને ઉપદેશ દેવાને કેવી રીતે સમર્થ થયો હતો ?"

પહેલો પુરુષ—"તે રાજ્યાસન ઉપરથી ભ્રષ્ટ થતી વખતે છેલ્લે છેલ્લે કેટલાએક શત્રુઓનો સંહાર કરવાને સમર્થ થયો હતો, તેમાં તેનો માનસિક ઉત્સાહ જ કારણ હતું; પરંતુ આપના ઉપદેશ પ્રમાણે જો તે ન્યાયને માર્ગે ચાલ્યો હોત તો કેટલાએક દુષ્ટોનો નાશ કરવાને પણ સમર્થ થાત નહીં."

વૃદ્ધ પંડિત—"ઓ નરાધમ ! ખરેખર તારો અંતરાત્મા નરકના સરખો ભયંકર છે. કેટલી અફસોસની વાત ! શાસ્ત્રોનાં ગૂઢ તત્ત્વો જાણવાની તારામાં જરા પણ શક્તિ નથી, માટે તારી સાથે વધારે વાતચિત કરીને હું મારો વખત ગુમાવવાની ઇચ્છા રાખતો નથી. શત્રુઓ જે વખતે હથીઆર વિનાના હતા તે વખતે કાસમઅલીએ તેઓનો નાશ કરીને પોતાનું ઘણું જ નીચપણું બતાવી આપ્યું છે, એટલું જ નહીં પણ ચિરકાળ માટે પોતાના નામને કલંકિત કર્યું છે."

પહેલો પુરુષ—"હું કબુલ કરું છું કે અમારામાં શાસ્ત્રનું જ્ઞાન નથી, પરંતુ આપના ઉપદેશ પ્રમાણે કામ કરવાથી કાસમઅલીને શું ફાયદો થયો?"

વૃદ્ધ પંડિત—"કાસમઅલીને ઘણા ફાયદા થયા છે. કાસમઅલી કેવો પુરુષ હતો તેની શું તને ખબર નથી? રાજ્યાસન ઉપર આવ્યા પહેલાં કાસમઅલી સિરાજ-ઉદ્દોલા અને મીરજાફરની પેઠે એક નરપિશાચ હતો. જો તેવો ન હોત તો પોતાના સસરાનું ખુન કરીને રાજ્ય લેવાની ખટપટ શા માટે કરત? પરંતુ રાજ્યગાદી ઉપર આવ્યા પછી તેણે આખી જીંદગીમાં મારો માત્ર એક જ ઉપદેશ ગ્રહણ કર્યો હતો, તેથી ખરેખર તેની સદ્‌ગતિ જ થશે. બંગાળાના ઇતિહાસમાં તેનું નામ ચિરકાળ સુધી સોનાને અક્ષરે લખાઇ રહેશે, તેની ભવિષ્યની પ્રજા તેની જીંદગીનાં સઘળાં કલંકને ભુલી જશે; આખી પ્રજામાં તે પ્રજાહિતૈષી રાજા તરીકે પ્રખ્યાતી પામશે, અને તેનું નામ હમેશાં યાદ રાખવા માટે, બંગાળાના શું હિંદુ કે શું મુસલમાન, સઘળાનું હૃદય કૃતજ્ઞતાના રસથી ઉભરાઇ જશે. મનુષ્યની જીંદગીમાં આ શિવાય બીજું શું ઇચ્છવા જેવુ છે? જેઓ ન્યાયનું રાજ્ય સ્થાપન કરવા માટે અને સત્યના આધિપત્યનો વિસ્તાર કરવા માટે પોતાના પ્રાણ તજી દે છે, તેઓ જ દેવતા છે."

એ સાંભળી પહેલો પુરુષ નીચું મુખ રાખી ઘણીવાર સુધી વિચાર કરી, ઉંડો નિઃશ્વાસ નાખતો બોલ્યો, "ત્યારે હવે આપની પાસે મારે કાંઇપણ બોલવા જેવું નથી. હવે હુ અહીંથી વિદાય થઇશ."

વૃદ્ધ પંડિત—"મારે તને બીજી કાંઇ પણ વાત કહેવાની નહતી. કેવળ આ નિરાધાર બાળકને તું ઉછેરી શકીશ કે નહીં, તેટલુ જ પૂછવા માટે તને બોલાવ્યો હતો. કોઇ પણ માણસ આ બાળકને આશ્રય આપવાનું સાહસ કરી શકતો નથી. સઘળા કહે છે કે આ છોકરાને જે આશ્રય આપશે તેને ઇંગ્રેજ લોકો, હલધરનો સંગી ગણીને ફાંસીને લાકડે ચઢાવશે, પરંતુ હું તને ખરેખરી વાત કહું છું કે આ માબાપ વગરના ત્રણ વર્ષના નિરાધાર બાળકને જે આશ્રય આપશે નહીં તેને ઇશ્વિર પોતે જ ફાંસીને લાકડે ચડાવશે. ઓ નંદકુમાર! તારે માટે ફાંસીનું લાકડુ તૈયાર થયેલું છે."

પહેલો પુરુષ—"હું તો આપના ઉપર પિતા કરતાં પણ વધારે ભક્તિભાવ રાખું છું. આપ મારા ગુરુ અને દેવ થઇને મને શાપ આપો છો?"

વૃદ્ધ પંડિત—"હું રાત દિવસ તારું કલ્યાણ ઇચ્છું છું અને આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તારું કોઇ પણ દિવસ અશુભ ઇચ્છીશ નહીં, પરંતુ ઇશ્વિરના ન્યાય પ્રમાણે તને ભવિષ્યમા જે ફળ મળવાનું છે તે જ માત્ર હું બોલ્યો છુ".

પહેલો પુરુષ બેદરકારપણે ખડખડ હસ્યો ને પછી કહ્યું, "દેશમાં તો કોઇ પણ મનુષ્ય આ બાળકને આશ્રય આપવા માટે તૈયાર થતો નથી, તેથી શું આખા દેશને ઇશ્વિરના વિચાર પ્રમાણે ફાંસી મળશે?"

વૃદ્ધ પંડિત–"આ નિરાધાર બાળકને આશ્રય આપવાને માટે જેઓ સ્વીકારતા નથી, તે સઘળા ઇશ્વરની આગળ અપરાધી ઠરી ચૂક્યા છે. પરંતુ ઇશ્વર તે અપરાધ માટે તેઓને કેવી શિક્ષા કરશે તે કહેવાની મનુષ્યમાં શક્તિ નથી. જે દેશના લોકો પોતાના દેશના એક પણ મનુષ્યનું દુઃખ મટાડવાને પ્રયત્ન કરતા નથી, તે દેશના સઘળા લોકોને ધીરે ધીરે દુઃખ સહન કરવું પડે છે. બંગદેશ સ્વાર્થી નરપિશાચોથી ભરપૂર છે. તેથી થોડા જ વખતમાં તેનો નાશ થશે અને તે પરતંત્ર થઇ મહા કષ્ટનો ભોગ થઇ પડશે."

પહેલો પુરુષ–"તમે તો દેશના તમામ લોકોને શાપ આપો છો!"

વૃદ્ધ પંડિત–"હું દેશનું ભૂંડું ઇચ્છતો નથી, પરંતુ મારું કહેવું એવું છે કે જે દેશનાં પ્રત્યેક મનુષ્યો એક બીજાનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરે નહીં તો ખરેખર તે દેશ એકદમ હલકી સ્થિતિમાં આવી પડે છે. હલધરની જે અવસ્થા થઇ છે તે જ અવસ્થા ધીરે ધીરે પ્રત્યેકની થશે."

પહેલો પુરુષ–"જે માણસ જૂલમ ગુજારે છે તે હલકી સ્થિતિમાં આવી પડે છે એ વિચાર તો વાજબી છે, પરંતુ આપના મુખમાંથી એક નવીન વિચાર સાંભળવાને હું ભાગ્યશાળી થયો છું. જે લોકો જૂલમ ગુજારે છે તેને ફાંસીની શિક્ષા થશે કે નહીં, તે વિષે આપે કાંઇ પણ કહ્યું નહીં, પરંતુ જે ગરીબ લોકો જૂલમગારના હાથ નીચે દબાઈ ગયેલા છે, તે લોકોને જેઓ જૂલમગારના હાથમાંથી છોડાવતા નથી તેઓને ઇશ્વર પહેલી શિક્ષા આપે છે, એ ઇશ્વરનો વિચાર શું ન્યાયી ગણાય કે?"

વૃદ્ધ પંડિત–"જેઓ જૂલમ ગુજારે છે તેઓને ઇશ્વર તરફથી દંડ મળે છે ને તેઓ તેમાંથી કદીપણ છટકી શકતા નથી, પરંતુ હમણાં તું દેશનો એક આગેવાન પુરુષ થઇને પ્રજા ઉપર ગુજરતો જૂલમ અટકાવવાનો પ્રયત્ન કરતો નથી, માટે ઇશ્વર સર્વ પહેલાં તને શિક્ષા કરશે. જેઓ જગતના લોકોનાં દુઃખો અને તેના ઉપર ગુજરતો જૂલમ અટકાવવા માટે પ્રયત્ન કરતા નથી તેઓ ખરેખર જૂલમને સહાય કરનારા ગણાય છે."

પહેલો પુરુષ–"એ તો વિલક્ષણ વિચાર! હું નિરપરાધી છું અને આ જૂલમ અટકાવવા માટે ઘણો પ્રયત્ન કરું છું; પણ આવી બાબતમાં માથું મારવા જતાં મને જ પહેલાં શિક્ષા થાય તેનું કેમ કરવું!"

વૃદ્ધ પંડિત–"મારો વિચાર સારો હોય કે નરતો હોય, પરંતુ ઇશ્વરના આ સનાતન નિયમો તમામ મનુષ્યોએ સ્વીકારવા જેવા છે. તારા હૃદયનો મોહ જ્યાં સૂધી દૂર થશે નહીં ત્યાં સુધી તું આનું ગૂઢ તત્ત્વ સમજી શકીશ નહીં. હું ખરેખર કહું છું કે તું નાશના માર્ગમાં અગ્રેસર થયો છે. જો તું તારું ભલું ઇચ્છતો હોય તો આ સઘળી રાજનીતિની ચતુરાઇનો ત્યાગ કરીને, ઉઘાડી રીતે જૂલમ અટકાવવા

માટે કેડ બાંધીને પ્રયત્ન કર. પતિવ્રતા સ્ત્રીનાં આંસુએ દાવાનળની પેઠે પ્રજ્વળી ઉઠી આખા બંગાળ દેશને બાળીને ભસ્મ કરી દેશે, અને તું પણ પતંગીઆની પેઠે તે જ દાવાનળમાં પડીને મરણ પામીશ. એ નંદકુમાર! હવે તુ વિલંબ કર મા. તારું મૃત્યુ નજદીક આવ્યું છે, તેમાંથી તું તારો પોતાનો જ બચાવ કર અને ઈશ્વરે સામાન્ય મનુષ્યોના કરતાં તને વધારે શક્તિ અને સહનશીલતા આપેલાં છે, માટે દુર્બળ અને નિરાધાર લોકો ઉપર ગુજરતો જૂલમ અટકાવવા માટે તે શક્તિનો સારો ઉપયોગ કર.''

આટલું કહ્યા પછી પેલો ઘરડો પંડિત બોલતો બંધ થયો અને દીવાન નંદકુમાર, નીચું મુખ રાખીને કેટલીકવાર સૂધી વિચાર કરી, વૃદ્ધ પંડિતના ચરણમાં પ્રણામ કરીને પોતાને ઠેકાણે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨ જું

### એકાંતમાં વિચાર

રાત્રિ બે પહોર વીતિ ગઈ હતી, ચંદ્રમા ભુરારંગના આકાશમાં ઉદય પામીને ગંભીર ભાવથી જગતના ઉપર દૃષ્ટિપાત કરતો હતો, આખું જગત્ ચંદ્રનાં ધોળાં કિરણોથી ઉજ્જ્વળ થઈ ગયું હતું, અને ચારે તરફ સોપો પડી ગયો હતો. આ વખતે બંગાળાના સુબેહદાર મીરજાફરનો દીવાન નંદકુમાર, એકલો, રાજમાર્ગે થઇને પોતાના ઘર તરફ પાછો ફરતો હતો. તે ચિંતાતુર મને આકાશ તરફ દૃષ્ટિ કરતો ઘર તરફ આવતો હતો. ચંદ્રમાના પ્રકાશથી બહારના સઘળા ભાગોમાં અંધારું દૂર થઈ અજવાળું થયું હતું, પરંતુ મનુષ્યના હૃદયમાં રહેલો મોહાંધકાર દૂર થયો નહોતો. જે ચંદ્રના પણ ચંદ્ર છે અને તેજના પણ તેજરૂપ છે તેવા પવિત્ર પ્રકાશ વગર અંતઃકરણનું અંધારું દૂર થાય જ નહીં. હૃદયમાં રહેલો અંધકારરાશિ સત્યજ્ઞાન વિના કોઈ દિવસ દૂર થતો જ નથી.

દીવાન નંદકુમાર ચિંતાતુર મને પોતાના ઘરમાં દાખલ થયો, અને શયનમંદિરના ઝરુખામાં બેસીને પોતાના મનની સાથે અનેક વિચારો કરવા લાગ્યો. તેના મનમાં જૂદા જૂદા અનેક પ્રશ્નો ઉત્પન્ન થવા લાગ્યા. ''શું હું ખરેખર વિનાશના માર્ગમાં અગ્રેસર થયો છું? ગુરુ મહારાજ કોઈ દિવસ જૂઠું બોલતા જ નથી, તે જે કાંઈ બોલે છે તે સઘળું ખરું જ પડે છે. ત્યારે મારે શું તેના ઉપદેશ પ્રમાણે કરવું? ગુરુના ઉપદેશ પ્રમાણે કામ કરવાથી તો ધન, માન, ઉત્તમ પદવી અને

પ્રભુતાની આશાને એકદમ જળાંજલિ જ આપવી જોઇએ–એ સઘળું ત્યાગ કરી દેવું પડે. પરંતુ તેમાં લાભ શો ? લાભ તો જરા પણ જેવામાં આવતો નથી. ગુરુ મહારાજની સઘળી વાત પ્રહેલિકા (ઉપહાસ વાક્ય)ના જેવી જણાય છે. ગુરુ મહારાજની કોઈ વાતનો પણ મર્મ હું સમજી શકતો નથી–તેની વાતનો અર્થ જ સમજતો નથી. ત્યારે એમણે જે વાત કહી છે તે શું ખરી હશે ! અને હું શું હૃદયમાં રહેલા મોહાંધકારને લીધે તેની વાતને સમજી શકતો નહીં હોઉં ? અને તેમ હોય તો મારા હૃદયનો તે મોહાંધકાર કેવી રીતે અને ક્યારે દૂર થાય ? હું ગુરુ મહારાજની કેટલીક વાતોનો તો અર્થ સમજી શક્યો નહીં, પરંતુ તેની છેલ્લી વાતનો અર્થ તો અનાયાસે સમજી શક્યો છું. મારી આ દીવાનગીરી ખરેખર અસ્થિર છે. કાલે જ પ્રભાતમાં હું દીવાનગીરીના પદ ઉપરથી ભ્રષ્ટ પણ થઈ જાઉં. મારી દીવાનગીરીના અસ્થિરપણામાં અનેક કારણો સમાયલાં છે. મારી દીવાનની જગ્યા ઉપર નિમણુક થતી વખતે ઇંગ્રેજોએ બહુ જ કચવાટને–અનિચ્છાપૂર્વક તેમાં સંમતિ આપી છે, માટે મારો જરાક અપરાધ થતાં તેઓ મને પદભ્રષ્ટ કરે તેમાં નવાઈ નથી. મારો અપરાધ ખોળવા જવો પડે તેમ નથી. સેંકડો ઉપાયો કર્યા છતાં પણ હું રાજાનો કર વસૂલ કરી શકતો નથી; અને ઇંગ્રેજો તો કહે છે કે હું રાજાનો કર એકઠો કરીને પચાવી પાડું છું. રાજાનો કર વસૂલ થઈ શકે નહીં તો નવાબે ઇંગ્રેજોને જે રૂપિયા આપવા માટે પ્રતિજ્ઞા કરી છે તે પૂરી થાય નહીં અને તેને લીધે ઇંગ્રેજ મને દીવાનના પદ ઉપરથી દૂર કરે, એમાં કંઈ પણ સંદેહ નથી.

"ગુરુ મહારાજનું કહેવું જરા પણ ખોટું નથી. રાજાનો કર વસૂલ કરવા માટે મારે ઘણાં માણસો ઉપર જૂલમ કરવો પડે છે. ગુરુ મહારાજે જે કાંઈ કહ્યું છે તે ખરું છે. પોતાનો અધિકાર જાળવવા માટે જૂલમ ગુજારીને પણ રાજાનો કર એકઠો કરવો જોઇએ, પરંતુ દીવાનગીરી કાંઇ હમેશાં રહેવાની નથી, અને છેવટે તે જૂલમને લીધે પાપનું ફળ ભોગવવું પડશે."

ક્ષણભર મૌન રહીને તે બોલ્યો; "મારી દીવાનગીરી કંઈ કાયમ તો રહેવાની જ નથી ત્યારે દીવાનગીરી જતી હોય તો ભલે હમણાં જાય. પણ હું ગુરુના કહેવા પ્રમાણે જ કરું અને કંપનીના કામદાર ઇંગ્રેજોને સ્પષ્ટ રીતે કહું કે જેથી હવે તેઓ વણકરોના ઉપર જૂલમ ગૂજારી શકે નહીં. ગુરુ મહારાજે જે વાત કહી તે ખરી વાત કહી છે, આ જૂલમ હું જો અટકાવું નહીં તો મારું જીવતર વૃથા ગણાય. બાપલા મીરજાફરની દીવાનગીરી લઇને મેં પણ ઇંગ્રેજ વેપારીઓ તરફથી થતા જૂલમમાં સહાયતા કરી છે, એ ગુરુ દેવનું કહેતું સત્ય છે. જેનો રાજા જૂલમગાર હોય છે, તેના નોકરને પણ પરાણે બીજાના ઉપર જૂલમ ગૂજારવો પડે છે. મારી

પણ તેવી જ સ્થિતિ છે. હું શું નવાબનો દીવાન છું? ના, ના, ખરેખરો તો ઈંગ્રેજોનો દીવાન છું. ઈંગ્રેજો કોણ છે? કેટલાએક વેપારી. તેઓ શું દેવના રાજા છે? ના. ત્યારે તેઓ પ્રજાના ઉપર આવો જૂલમ શામાટે ગૂજારે છે? તેઓને પ્રજાના ઉપર જૂલમ ગૂજારવાનો કોઈ પણ રીતે હક નથી. મારે નવાબને તે વાત કહીને ગૂજારવામાં આવતો જૂલમ અટકાવવો જોઇએ. હું નવાબનો દીવાન છું અને નવાબ આ રાજ્યનો ખરો રાજા છે. જો નવાબ મારી વાત સાંભળશે નહીં તો હું દિલ્હીના પાદશાહ પાસેથી દીવાનગીરીની સનંદ મેળવવાનો પ્રયત્ન કરીશ; પરંતુ જોઉં કે એકવાર નવાબને ઈંગ્રેજોથી વિરુદ્ધ કરવાને શક્તિમાન્ થાઉં છું કે નહીં? જો ફ્રેંચ લોકોની સહાય મળે તો હમણાં જ આ ઈંગ્રેજ વ્યાપારીઓને દેશમાંથી બહાર હાંકી કાઢવાને સમર્થ થાઉં. આ બાબતમાં હું ફ્રેંચોની અવશ્ય સહાયતા માગીશ અને એ બાબત નવાબને પણ સમજાવીશ, પરંતુ ગુરુ મહારાજે ફ્રેંચોની સહાયતા લેવાની મને સાફ નાપાડી છે. તેણે કહ્યું છે કે, ફ્રેંચોની સહાયતા લેવાથી સારું પરિણામ આવશે નહીં. તેઓ પણ ઈંગ્રેજોની પેઠે જ્યારે જૂલમ ગૂજારવા માંડશે ત્યારે શું કરીશ? ગુરુ મહારાજે તો કહ્યું છે કે તું તારા બાહુબળના ઉપર આધાર જ રાખ. પરંતુ મારામાં એવું તે કયું બળ છે? ગુરુ મહારાજના આ કહેવાનો અર્થ હું જરા પણ સમજી શકતો નથી. ગુરુ મહારાજ બોલ્યા હતા કે, "માનસિક બળથી લોકો અસાધ્ય કામો પણ કરી શકે છે," વળી તેમણે કહ્યું હતું કે, "આ બાબતમાં નવાબનો વિચાર લેવાની પણ કંઇ જરૂર નથી. તેમ દિલ્લીના બાદશાહની અનુમતિની પણ કંઈ જરૂર નથી. તેમ ફ્રેંચોની સહાયતાનું પણ કંઇ જ પ્રયોજન નથી." "માત્ર જૂલમ મટાડવા માટે મનુષ્ય જો પોતાના સ્વાર્થનો ત્યાગ કરવાને તૈયાર થાય તો તે પોતાના કામમાં ફત્તેહ મેળવે છે." તેમના આ કહેવાનો કંઈ પણ અર્થ હું સમજી શકતો નથી. દેશના સઘળા લોકો ઈંગ્રેજોના કારખાનામાં ચાકરી મેળવવા માટે આશા ધરાવે છે, અને ચાકરી મેળવવા માટે પ્રાણાંત પ્રયત્ન પણ કરે છે. તેઓ શું દેશમાંથી ઇંગ્રેજોને હાંકી કાઢવાને સંમત થશે? નહીં જ. ત્યારે તો ગુરુદેવનું સઘળું કહેવું નિરર્થક થયું! ગુરુ મહારાજ બોલ્યા હતા કે, પ્રાણ વિસર્જન કરવાને તૈયાર થા, અને ઉત્તમ દાખલો દેખાડી આપ કે જેથી દેશના સેંકડો લોકો તારું દૃષ્ટાંત સ્વીકારે. તેમણે વળી એમ પણ કહ્યું હતું કે બીજાનું મોહોડું જોઇને બેસી રહેવું નહીં, પરંતુ મને તો ખરી ખાત્રી છે કે એક પણ મનુષ્ય મને અનુસરશે નહીં. બંગાળી લોકો ચાકરીને પોતાનું જીવન સર્વસ્વ માને છે. તેઓ નવકૃષ્ણ મુનસીનો માર્ગ અંગીકાર કરશે, અને ઈંગ્રેજનો આશ્રય સ્વીકારીને દેશના લોકો ઉપર જૂલમ ગૂજારશે."

"ઓ દેવ! હવે તો કપટનીતિ સિવાય બીજો કાઇ પણ ઉપાય નજરે પડતો નથી. કાં તો ફ્રેંચોની સહાય લઇને યુદ્ધ કરવું અથવા તો કપટનીતિથી ઇંગ્રેજોને પરસ્પર લઢાવીને તેઓમાં ગૃહવિચ્છેદ કરાવવો. આ બે રસ્તા છે. ગુરુ મહારાજે મારા આ વિચારોને ઉદ્દેશીને કહ્યું હતું કે, એ માર્ગ અંગીકાર કરવાથી રાજનીતિની ખટપટમાં પડીને તું તારા પોતાના પ્રાણુ ખોઇ બેસીશ. પરંતુ તે યુક્તિ સિવાય બીજી કોઇ પણુ યુક્તિ હું જોતો નથી. કાં તો રાજદ્વારી કુશળતાથી કામ લેવું અથવા તો સંગ્રામથી. પરંતુ સંગ્રામ કરવાને માટે તો કાંઈ પણ ઉપાય નથી, કારણુ કે બંગાળીઓ સંગ્રામમાં કોઇ પણ દિવસ આગેવાની કરે નહીં. માટે કપટનીતિનો માર્ગ સ્વીકાર્યા વિના છૂટકો જ નથી. પરંતુ ગુરુ મહારાજે તો વારંવાર એ રસ્તો ત્યાગ કરવા માટે મને કહ્યું છે, માટે ગુરુની આજ્ઞા ઉલ્લંઘન કર્યાં સિવાય કપટનીતિનો માર્ગ સ્વીકારવાને બીજો ઉપાય નથી. ગુરુની આજ્ઞા વાજબી છે તે હું સમજી શકતો નથી." પુનઃ ક્ષણુભર થંભી તે વિચારવા લાગ્યો, "ગુરુની આજ્ઞાનો અર્થ સમજું અથવા ન સમજું, પરંતુ હું તો હવે ખરેખર ગુરુએ કહેલો જ રસ્તો સ્વીકારીશ. ગુરુની આજ્ઞા કદી પણુ ઉલ્લંઘન કરીશ નહીં. મારી દીવાનગીરી ઝાઝા દિવસ નભશે નહીં અને ઇંગ્રેજ વેપારીઓ મને દીવાનગીરી ઉપરથી ઉતારી પાડવા માટે અવશ્ય પ્રયત્નો પણુ કરશે. દીવાનગીરી ખરેખર અસ્થિર છે—તે આજ છે અને કાલ નથી—માટે કાલે પ્રભાતમાં તે નિરાધાર બાળકને ગુરુજીના કહેવા પ્રમાણે ઘરમાં લાવીને રાખું અને તેમ કરતાં કદાચ ઇંગ્રેજોને સંદેહ પડે તો ભો પડતો, પરંતુ હું તો ગુરુજીના કહેવા પ્રમાણે જ કરીશ, અને તેમ કરતાં કદાચ મૃત્યુ થયું તો પણુ ઠીક છે." આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મહારાજ નંદકુમારની આંખો નિદ્રાથી ઘેરાવા લાગી એટલે તે પલંગ ઉપર જઇને સૂતો.

સાધારણુ લોકો મનમાં વિચાર કરે છે કે, આ જગતમાં મોટી પદવી અથવા તો મોટો અધિકાર મનુષ્યને સુખ શાંતિ આપે છે, પરંતુ તે વિચાર મિથ્યા છે. મોટ મોટી પદવી અથવા તો અધિકારવાળા લોકો હમેશાં ચિંતારૂપી અગ્નિથી દગ્ધ થઇ જાય છે. દીવાન નંદકુમારને રાજકીય વિચારોને લીધે હજુ સંપૂર્ણ નિદ્રા આવી નહોતી, પરંતુ તે અર્ધ નિદ્રામાં પડ્યો હતો, એટલામાં તેણે સ્વપ્નમાં નીચે પ્રમાણે એક બનાવ જોયો. જાણે કે કલકત્તાની કૌન્સિલનો મેમ્બર વૉટસન, કેટલાએક સીપાઇઓને સાથે લઇને પોતાને ત્યાં આવ્યો છે અને રાજકીય મેહેસુલના હીસાબના ચોપડાઓ પોતાની પાસેથી જોવા માગે છે, અને તે હીસાબના ચોપડાઓમાં નજર કરીને, "આ હીસાબમાં તમે ગોટાળો કરેલો છે," એમ કહી તેને કેદ કરીને કલકત્તે મોકલવાની તૈયારી કરે છે અને ઇંગ્રેજોની રેશમની પેઢીના ગુમાસ્તા રામહરિને નવાબના દીવાનની પદવી

ઉપર નિમે છે. દેશી લોકો રામહરિની દીવાનના પદ ઉપર નિમણુક થયેલી જોઈ હી, હી કરીને હસે છે; અને મીરજાફર, ને રામહરિની નિમણુકના સંબંધમાં ઇંગ્રેજોની સાથે ભયંકર તકરાર થાય છે. વગેરે વગેરે બનાવો સ્વપ્નમાં જોવામાં આવ્યા એટલામાં તો સ્વપ્ન પૂરું થયું અને નંદકુમારે જાગીને જોયું તો પ્રભાત થયું હતું. તેણે શય્યામાંથી ઉઠીને વિચાર કર્યો કે, ગુરુનું વાકય પાળવું અને નિરાધાર બાળકને લેવા માટે હમણાં જ માણસને મોકલ્યું.

મનુષ્ય જો પોતાનું ચરિત્ર શુદ્ધ કરવાની ઇચ્છા રાખતો હોય તો તેણે પોતાનું હ્રદય પ્રથમ પવિત્ર કરવું; અંતઃકરણનો મોહાંધકાર દૂર કરવો હોય તો રોજ રોજ પ્રભાતનો ઉપદેશ પાળવાનો પ્રયત્ન કરવો. સાંસારિક ચિંતા અને સંસારનો સઘળો ઘોંઘાટ કાનમાં દાખલ કર્યાં અગાઉ જ–ઉષા કાળમાં ઉઠીને રોજ રોજ પ્રભાત શું ઉપદેશ આપે છે તે શ્રવણુ કરવું ને જો પ્રાભાતિક ઉપદેશ શ્રવણુ કરશે નહીં તો તેનું હ્રદય કોઇ પણ દિવસ ઉન્મત્ત દશામાં આવે એવી આશા રાખવી નહીં.

દીવાન નંદકુમાર પ્રભાતનું કર્મ આટોપી લઇને રાજકચેરીમાં આવે તેની અગાઉ જ સેંકડો માણસોથી કચેરી ભરાઈ ગઈ અને કચેરીમાં થનો કોલાહલ દીવાનને કાને પડવા લાગ્યો. રાજાનો કર ઉઘરાવનારા ઉઘરાતદારો પોતપોતાના હિસાબનાં ખતપત્રો લઇને દીવાનખાનાની પાસેના ઓરડામાં પેઠા પહેલાં મુદ્દકગીરી વસૂલ કરનારા નાયબ, પેસ્કાર વગેરેને સલામી આપવા લાગ્યા. કારણુ કે રાજ્યની મેહેસૂલના પૈસા વસૂલ કરનારા નાયબ, પેસ્કાર વગેરે રાજાના અમલદારો હીસાબ કરતી વખતે વાંધો ઉઠાવે માટે તેઓને સૌથી પહેલાં સલામી આપવી જોઇએ. જમીનદારોમાંથી પણુ કેટલાક જમીનદારો પોતાની વિઘોટી ભરવા માટે પૈસા લઇને આવ્યા હતા. પરંતુ તેઓએ હજી સુધી અમલદારોને પોતાના તરફથી સલામી આપી નહતી તેથી તેઓ દીવાનખાનાની બહાર જ ઉભા હતા;–કોઇને પણુ બેસવાનો હુકમ નહતો. કેટલાએક કુલીન પુરુષો પણુ નવાબ સરકાર સાથે કામ પ્રસંગ હોવાથી હાથમાં ભેટ લઇને દીવાનજીને મળવા માટે આવ્યા હતા તેઓ પણુ, દીવાનખાનાની સામેના દરવાજામાં ઉભા રહેલા હતા. તેઓમાંથી જેઓએ દરવાનોને અને દીવાનખાનાના સીપાઇઓને પાન સોપારી આપ્યાં હતાં તેઓ અડચણુ વગર કચેરીના દીવાનખાનામાં જવાને ભાગ્યશાળી થયા. પરંતુ બાકીના બહાર જ ઉભા હતા, અને કેટલાએક ઘાસવાળી જમીન ઉપર આમ તેમ ફરતા હતા તથા કેટલાએક પગના પંજા ઉપર ઉભા થઇને વારંવાર કચેરી તરફ જોયાં કરતા હતા. 'આહજો 'દીવાનજીનો જય થાઓ!' આટલું જ કહેતા કહેતા દીવાનખાનામાં દાખલ થઇને પોતપોતાના આસન ઉપર બેસતા હતા. તેઓની ... મેથી કોઇને કંઈ પણુ લેવાની આશા

નહતી તેથી તેઓને કોઇએ અટકાવ્યા નહીં. આ ઉપરાંત બીજા પણ સેંકડો લોકો હાથમાં અરજીઓ લઇને દીવાનખાનાના બારણા આગળ ઉભેલા હતા. તે સમયે હમણાની પેઠે વકીલનું કે મુખતીયારનું કામ પડતું નહતું. લોકો જાતે જ પોતાની સર્વ હકીકત જાહેર કરતા હતા. તેથી કોઈ પણ મનુષ્ય વકીલ કે મુખતીયારના હાથમાં પડીને સર્વસ્વ હારી બેસતા નહીં, પરંતુ ચાર પાંચ રૂપિયાનો જ માત્ર ખર્ચ થતો હતો; જે ખર્ચ અમલદારોને લાંચ દેવામાં થતો હતો. અમલદારો પણ થોડા પૈસાથી સંતોષ પામતા હતા. પરંતુ હમણાંના વકીલોને જેમ રાવણના ઉપવનનાં તમામ ફળફુલ આપો તો પણ તેઓનું મોઢું ઉદર ભરાતું નથી, તેમ તે સમયે નહતું.

દીવાન નંદકુમાર પ્રભાતનું કાર્ય આટોપી લઈ દશ બાર માણસની સાથે કચેરીમાં જેવો દાખલ થયો કે તુરત સઘળા ઉભા થઈ ગયા. પંડિતો અને બ્રાહ્મણોએ હાથ ઉંચા કરીને "દીવાનજીનું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ" કહીને આશીર્વાદો આપ્યા; અને બીજા લોકોએ માથું નમાવીને પ્રણામ કર્યા. દીવાન નંદકુમાર પોતાના આસન ઉપર બેઠા પછી પંડિત મંડળના આગેવાન હરિદાસ તર્કપંચાનને નંદકુમારના તરફ મુખ કરીને શાસ્ત્ર સંબંધી વાતચિત કરવા માંડી. આ વખતે બીજા પડિતો પણ મૌન રહ્યા નહીં, પરંતુ જેને જેમ ફાવ્યુ તેમ વચ્ચે બોલવા લાગ્યા. એક એક પંડિત ક્રમ પ્રમાણે શાસ્ત્ર ચર્ચા કરે એવો પંડિતોનો નિયમ નથી, પરંતુ વાત કરતી વખતે અથવા તો શાસ્ત્રચર્ચા કરતી વખતે તેઓ ચાર પાંચ જણા એકઠા મળીને મોટો કોલાહલ કરી મૂકે છે. કારણ કે પ્રત્યેક પડિતને પોતપોતાની વિદ્યા પ્રકાશ કરવાની અંતરમાં લાલસા હોય છે. આ સભામાં પણ તે જ પ્રકારે પંડિતોનું ભાષણ શરુ થયુ. નંદકુમાર થોડીવાર વિશ્રાંતિ લીધા પછી રાજ્યના કાર્યમાં ધ્યાન આપતો હતો, અને વિશ્રાંતિનો વખત પંડિતોનું ભાષણ સાંભળવામાં ગાળતો હતો. અહીંયાં જે પંડિતો એકઠા મળતા તે સઘળા એક સાથે વાતચિત કરતા હતા. તેઓ જ્યારે પરસ્પર વાગ્યુદ્ધ આરંભતા ત્યારે તેઓના કોલાહલથી કચેરી ગાજી ઉઠતી હતી. શરુઆતમાં ધર્મ વિચારના કોલાહલનો આરંભ થયો. તે પછી નીતિશાસ્ત્ર વિષે વાદવિવાદ ચાલવા લાગ્યો. તર્કપંચાનન પડિત રાજનીતિ સંબંધે પોતાના વિચારો જણાવતાં બોલ્યા; "દીવાનજી! અમારા નીતિશાસ્ત્રકારો કહી ગયા છે કે રાજકાર્ય કુશળતાથી પાર પાડી શકાય છે. રાજનીતિની કુશળતા વિના કોઈ પણ કામ સિદ્ધ થતું નથી. શત્રુઓનો પરાજય કરવો હોય અને સાધારણ માણસોને પોતાના અધીનમાં લાવવાં હોય, તો રાજકીય મનુષ્યને અનેક જાતની કપટનીતિનો ઉપયોગ કરવો પડે છે. મંત્રીપ્રવર ચાણક્ય વગેરેએ કાર્ય પાર પાડતી

વેળાએ કપટનીતિને જ અંગીકાર કરી હતી. વિષ્ણુશર્માએ પંચતંત્રમાં ઠેક ઠેકાણે કુશળતાનો–કપટનીતિનો માર્ગ ગ્રહણ કરવા માટે ઉપદેશ આપ્યો છે. જુઓ:—

साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
साधितुं प्रयतेतारीन् न युद्धेन कदाचन ॥

અર્થ–રાજકીય પુરુષે શત્રુને તાબે કરવા માટે સામથી, દામથી અથવા તો ભેદથી પ્રયત્ન કરવો, પરંતુ યુદ્ધથી તાબે કરવાનો કોઈ પણ દિવસ પ્રયત્ન કરવો નહીં.

તર્કપંચાનનના મુખમાંથી ઉપરનો શ્લોક હજી આખો નિકળ્યો નહતો એટલામાં તો વાચસ્પતિ મહારાજ તુરત બોલી ઉઠ્યા કે:–

विजेतुं प्रयतेतारीन् न युद्धेन कदाचन ।
अनित्यो विजयो यस्माद् दृश्यते युद्धमानयोः ॥

અર્થ–કોઈ પણ દહાડો શત્રુને યુદ્ધથી જીતવાનો પ્રયત્ન કરવો નહીં, કારણ કે પરસ્પર યુદ્ધ કરનારા બન્નેનો વિજય થવો એ વાત અનિશ્ચિત છે.

દીવાન નંદકુમાર ઉપરના બન્ને શ્લોકો સાંભળીને બોલ્યો, "પંડિતજી ! આપનું કહેવું સાંભળ્યું, પણ કેટલાએક કહે છે કે કુશળતા–કપટનીતિદ્વારા કોઈ પણ કામ સિદ્ધ થતું નથી, આ બાબતમાં આપનો શો વિચાર છે ?"

આ વેળા તર્કપંચાનન, વાચસ્પતિ અને વિદ્યાવાગીશ, એ ત્રણે પંડિતો એક સાથે ધાટો કાઢીને બોલી ઉઠ્યા:–

यथा कालकृतोद्योगात् कृषिः फलवती भवेत् ।
तद्वन्नीतिरियं देव चिरात्फलति न क्षणात् ॥

અર્થ–ઉદ્યોગથી સમય ઉપર કરેલી ખેતી જેમ લાંબે દિવસે ફળ આપે છે તેમ હે દેવ ! ઉદ્યોગપૂર્વક સમય પ્રમાણે નીતિનો ઉપયોગ કરવામાં આવે તો તે પણ લાંબે દિવસે ફળ આપે છે, પરંતુ તુરત ફળ આપતી નથી.

પંડિતોની પાસેથી નીતિ સંબંધી વાતો સાંભળતાં જ દીવાન નંદકુમારને ગઈ રાત્રિના સ્વપ્નાની સઘળી વાત સાંભરી આવી. તેણે પંડિતોને કહ્યું, "મહાશયો ! હું શાસ્ત્રના કોઈ પણ વિચારને સમજતો નથી, પરંતુ બાપુદેવ શાસ્ત્રી કહે છે કે, જો રાજધર્મ પાળવો હોય તો રાજાએ પોતાની પ્રજાનું પુત્રવત્ પાલન કરવું જોઈએ અને હમેશાં સત્ય તથા ન્યાયને માર્ગે ચાલવું જોઈએ. નીતિ શાસ્ત્રમાં કુશળતા ધરાવનારા પંડિતોએ રાજનીતિ વિષે જે કાંઈ વ્યાખ્યા કરી છે, તે તરફ જોતાં તો તે સઘળો કપટમય વ્યવહાર હોય એમ જણાય છે, માટે એનો માર્ગ અવલંબન કરવાથી ન્યાય પરાયણ રાજદ્વારી પુરુષનું કોઈ પણ દિવસ કલ્યાણ થતું નથી. વળી પંડિતજીએ બીજી વાત

પણ મને કહી હતી કે, આર્ય જાતિના અધઃપાત વખતે હમણાંના પંડિતો જેને રાજનીતિ કરીને વ્યાખ્યા કરે છે, તે સઘળો અધર્મથી ભરપૂર અને છેતરપિંડીવાળો વ્યવહાર છે. જે રાજાઓ કપટનીતિનો માર્ગ સ્વીકારીને રાજ્ય કરે છે તેઓને રાજા કહેવા વ્યાજબી નથી. લૂંટારુ લોકો જેમ બળાત્કારથી બીજાની ધનસંપત્તિ ખુંચવી લે છે તેમ જ કપટનીતિને અનુસરનારા રાજપુરુષો પણ રૂપાંતરમાં, તે જ લૂંટારુની વૃત્તિને અનુસરે છે. બાપુદેવ શાસ્ત્રી કપટનીતિની વાત સાંભળતાં જ સાધુ-સુલભ ઘૃણા અને વૈરાગ્યભાવ દર્શાવે છે. તે કહે છે કે, લોકોના ઉપર સ્વામીત્વ સ્થાપન કરવું હોય તો તેઓને પ્રીતિના બંધનથી બાંધવા જોઇએ. તે બંધનને કોઈ પણ તોડી શકતું નથી."

નંદકુમારની વાત સાંભળીને પંડિતોમાંથી એક પંડિત બોલ્યો, "બાપુદેવ શાસ્ત્રી તો ગાંડા છે, ગાંડા. તેઓ હવે ઘરડા થયા છે અને ઘડપણને લીધે તેની હિતાહિત સમજવાની શક્તિ નાશ પામી છે." એટલામાં બીજો પંડિત બોલ્યો, "બાપુદેવ શાસ્ત્રીને વ્યાકરણનું જ્ઞાન છે જ નહીં. તે તો જ્યોતિષ શાસ્ત્ર જાણે છે, તેથી અલીવર્દી-ખાનની પાસે પૂજાય છે." એટલામાં પંડિતવર હરિદાસ તર્કપંચાનન, બાપુદેવ શાસ્ત્રીનું નામ સાંભળી તેના તરફ તિરસ્કાર દર્શાવીને બોલ્યા; "દીવાનજી, તે ઘરડો તો ઘેલો છે. તેની કોઇ પણ વાત તમારે સાંભળવી નહીં. અલીવર્દીખાન તે ઘરડાને બહુ માન આપતો હતો તેને લીધે કાસીમઅલી પણ રાજગાદી ઉપર આવ્યા પછી તેના જ ઉપદેશ પ્રમાણે ચાલવા લાગ્યો છે, પરંતુ કાસીમઅલીની કેવી માઠી દશા થઇ છે તેનો વિચાર તો કરો. હું આપને વિશેષ આગ્રહથી કહું છું કે, આપ કુશળ-તાનો માર્ગ સ્વીકારશો તો રાજ્યનાં કાર્યો નિર્વિઘ્ને પાર પાડશો."

મહારાજ નંદકુમારની બાપુદેવ શાસ્ત્રીના ઉપર અચળ ભક્તિ હતી, પરંતુ લોકોમાં હરિદાસ તર્કપંચાનન ઘણા જ ધાર્મિક તરીકે પ્રસિદ્ધ હતા; હરિદાસ તર્ક-પંચાનનની અને બીજા પંડિતોની વાત સાંભળીને નંદકુમારની બાપુદેવ શાસ્ત્રીના ઉપર જે ભક્તિ હતી તેમાં જરા પણ ઊણપ થઇ નહીં, પરંતુ શાસ્ત્રીઓના વિચારોના ખરાપણા વિષે ઉલટો તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો.

આ જગતમાં મનુષ્યનું મન ચારે તરફની જૂદી જૂદી ઘટનાઓ અને જૂદા જૂદા વિષયો જાણવા માટે હમેશાં ભટકતું રહે છે. સિદ્ધ પુરુષ વિના આ સંસારમાં ઉપર પ્રમાણે ભટકતા મનને વશ કરવાને કોઇ પણ સમર્થ નથી. નંદકુમારનું ચચળ ચિત્ત હમણાં પણ ગઇ રાત્રિના સ્વપ્નાની વાતવિષે પાછું વિચાર કરવા લાગ્યું. પ્રભા-તમાં કરેલી પ્રતિજ્ઞાના ખરાપણા વિષે તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો, ધીરે ધીરે તે પ્રતિજ્ઞા તેના હૃદયમાંથી અદૃશ્ય થઇ ગઇ, અને તેણે કુશળતાનો જ માર્ગ સ્વીકાર-

વાનો ઠરાવ કર્યો. થોડીવાર પછી પંડિતો કચેરીમાંથી વિદાય થયા, અને તે રાજકીય કાર્યો તપાસવા લાગ્યો. બે ત્રણ કલાક પછી કચેરી બરખાસ્ત થઇ એટલે નંદકુમાર પાઠ પૂજા તથા ઇષ્ટ મંત્રની સાધના માટે દેવઘરમાં દાખલ થયો.

આ બનાવ બન્યા પછી ઘણું કરીને એક વર્ષે મીરજાફરખાનનું મરણ થયું. ઈંગ્રેજો દીવાન નંદકુમારને પહેલાંથી જ પોતાનો શત્રુ ગણતા હતા, તેથી તેઓએ મીરજાફરના મરણ પછી નંદકુમારને દીવાનગીરીના પદ ઉપરથી દૂર કરીને તેની જગ્યા ઉપર મહંમદ રેજાખાનની નિમણુક કરી; અને નંદકુમાર ઉપર સરકારનાં ને પ્રજાનાં નાણાં ખાઈ જવાનો આરોપ મૂકી તેને કેદ કરીને કલકત્તે મોકલાવી દીધો.

## પ્રકરણ ૩ જું

## પડીને પાદર થયેલું ઘર

આષાઢ મહિનો ચાલતો હતો, સમય સાયંકાળનો હતો, અને મૂસળ ધારાએ વરસાદ વરસી રહ્યો હતો. તે વખતે એક ઠીંગણા કદની સ્ત્રી, કરીનો ટોપલો માથા ઉપર ઉંચકીને "એ વિધાતા! મારા કપાળમાં હજી કેટલું દુઃખ લખ્યું છે." આમ પોતાના દૈવને ઠપકો દેતી દેતી ઉતાવળી, એક પડીને પાદર થયેલા અને અરણ્ય જેવા નિર્જન ઘરમાં દાખલ થઈ. સ્ત્રીની ઉમ્મર અઢાર વર્ષ કરતાં વધારે નહતી. તેનાં વસ્ત્રો ઘણાંજ મેલાં અને જૂનાં હતાં, તેના મુખકમળ ઉપર દુઃખ અને દરિદ્રતાનાં ચિહ્નો સ્પષ્ટ રીતે તરી નિકળેલાં હતાં. તેના શરીરનો રંગ ભીને વાને હતો, તે રંગે ગૌર નહતી, તોપણ તેનું શરીર મનોહર દેખાતું હતું. તેને જોતાં જ સ્પષ્ટ જણાતું હતું કે, દરિદ્રતાને લીધે અથવા તો દુઃખને લીધે તેના મુખની શોભા વિનાશ થયેલી હોવી જોઇએ. તે શરીર દુર્બળ હોવા છતાં પણ ઉતાવળે પગલે ચાલવાથી બળવાન જણાતી હતી. તેના તરફ સ્થિર દૃષ્ટિ કરીને જોતાં સ્ત્રીજાતિમાં સ્વાભાવિક રીતે રહેલા લજ્જા, નમ્રતા, ધૈર્ય વગેરે ગુણો તેના મુખકમળ ઉપર તરી રહેલા નજરે પડતા હતા. પરંતુ તે સઘળા નિરાશાથી ભરેલા હતા. તેના મુખનું અનુપમ લાવણ્ય જોઇને સહૃદયોના મનમાં મોહ ઉપજતો હતો, એટલું જ નહીં પણ તેઓના હૃદયમાં તે સ્ત્રી પ્રત્યે સ્વાભાવિક રીતે જ દયા, સ્નેહ, અને વાત્સલ્યનો ઉભરો આવતો હતો. તે સ્ત્રી જે ઘરમાં દાખલ થઇ તે ઘર આર્મીનીયન અને ફ્રેંચોના સૈદાબાદમાં આવેલા રેશમના કારખાનાથી અરધો ગાઉ દૂર હતું. તે વખતે ફ્રેંચો અને આર્મીનીયનોનાં રેશમનાં કારખાનાં સૈદાબાદમાં હતા તથા ઈંગ્રેજોનું કાસીમ-બજારમાં હતું, અને તે વખતે લૉર્ડ ક્લાઇવને ઇસ્ટ ઇંડીયા કંપની તરફથી બંગાળા, બિહાર અને ઓઢીયા પ્રાંતનો દીવાન નિમાવાને એક વર્ષ પણ હજી પુરું થયું નહોતું.

તે ઉજડ ઘરમાં કોણ રહે છે તે કોઇના જાણવામાં આવ્યું નહોતું. ઘરના તમામ ખંડો પડીને પાદર થયા હતા. ચોતરફ ઝાડ અને ઘાસ ઉગી નીકળ્યાં હતાં અને ઝાડનાં પાંદડાંથી તે ઘર ઢંકાઈ ગયું હતું. તેમ સાં આગળ મનુષ્યનો અવર જવર પણ જોવામાં આવતો નહોતો. આ ઘર જોતાં છ માસ થયાં કોઇએ પણ તેને સાફ કરવાનો પ્રયત્ન કર્યો હોય તેમ જણાતું નહોતું. આ આખા ઘર તરફ નજર કરતાં સહજ સમજાતું હતું કે એ ઘર બે ભાગમાં વહેંચાયલું હોવું જોઇએ. એક આગળના ભાગમાં અને બીજું પાછળના ભાગમાં. બહારના ભાગમાં બીજાં પણ ચાર પાંચ માટીનાં ઘરો પડી ગયેલાં હતાં અને કરાના ઉપર થાંભલાઓ જ માત્ર ઉભા હતા. તે ઘરમાં ભાંગી પડેલી માટીની ભીંતિ તથા ઘરની વચ્ચે લુગડાં વણવા માટેની સાળ્યો પણ જોવામાં આવતી હતી. તે સઘળું જોતાં જણાતું હતું કે આ ઘરમાં પૂર્વે કોઈ વણકર રહેતો હશે, અને તે આ વિશાળ ઘરમાં રહીને લૂગડાં વણવાનું કામ કરતો હશે. ઘરના પાછલા ભાગમાં પણ ઓછામાં ઓછા પાંચ છ ઓરડા હતા, પરંતુ તે સઘળા પડીને માટીમાં મળી ગયા હતા, માત્ર એક જ નાનું ઘર હમણાં સૂધી ઉભું રહ્યું હતું, તે પણ પડું પડું થઇ રહ્યું હતું, અને ચોમાસામાં કોઈ પણ તેમાં રહી શકે તેવું તે નહોતું. છાપરું અને માલણ તૂટી ગયું હતું, તેથી વરસાદ વરસે તો ઘરમાં પાણી પડે તેવું હતું. "ઘરની આસપાસની વંડી પણ ભાંગી ગઈ હતી. આ નાના ઘરને એક જ બારણું હતું, અને વચ્ચેના ભાગમાં એક કોઠાના જેવો ઓરડો હતો, તે સામાન્ય ગૃહસ્થના ઘરનું રસોડું હોય તેવો દેખાતો હતો.

પેલી તરુણ સ્ત્રી હાંફતી હાંફતી તે નાના ઘરમાં દાખલ થઈ કે તુરત ઘરમાંથી કોઇ એક પુરુષ અત્યંત ગળગળા સ્વરે બોલી ઉઠ્યો, "દીકરા સાવિત્રિ ! મને ટાઢ બહુ વાય છે, તું ક્યાં ગઇ હતી !" તે તરણી દોડતી દોડતી આવવાથી બહુ જ થાકી ગઇ હતી, તેથી હાંફતી હાંફતી બોલી;–"પિતાજી ! આજે ઘરમાં એક મૂઠી પણ ચોખા નથી, માટે તમને શું રાંધીને ખવરાવું ? હું કેરીઓ લઇને સૈદાબાદની બજારમાં વેચવા ગઈ હતી, ત્યાં આગળ કેરીઓ વેચીને ચોખા લઇ આવત, પરંતુ રસ્તામાં બહુ જ વરસાદ પડવા લાગ્યો તેથી મને વિચાર આવ્યો કે તમે જો વરસાદમાં ભીંજાશો તો તમારા તાવમાં વધારો થશે અને પછી તમારી બચવાની આશા રહેશે નહીં; તેથી, કેરી વેચ્યા વિના જ દોડતી દોડતી પાછી આવી છું, તમે ઉઠો અને મારા ખોળામાં માથું રાખી પગ સંકોરીને સૂઈ જાઓ."

ઘરડો ધ્રૂજતાં ધ્રૂજતાં બોલ્યો, "ઓ ઈશ્વર ! મારી દીકરીના ભાગ્યમાં આવું દુઃખ લખ્યું હશે ? મને કંઈ પણ ખાવાની મરજી નથી, અરેરે બહુ જ ટાઢ વાય છે."

ઘરમાં ચોતરફ વરસાદનું પાણી પડ્યું હતું અને એક સાદડી ઉપર ફાટેલી ગોદડી પાથરીને તેના ઉપર પેલો ઘરડો સૂતો હતો. સાવિત્રીએ, તે ઘરડાનો હાથ ઝાલીને તેને ઉઠાડ્યો, અને ઘરમાં જે ઠેકાણે પાણી પડેલું નહોતું તે ઠેકાણે બેસાડ્યો. પેલી ચીંથરાની ગોદડી જે ભીંજાએલી હતી તેને ઉપાડીને ઘરના એક ખુણામાં મૂકી દીધી. ઘરડો ઝાઝીવાર બેસી શકયો નહીં. તે પોતાનું માથું દીકરીના ખોળામાં મૂકી, હાથ પગ સંકોરીને જમીન ઉપર જ સૂઈ ગયો. સાવિત્રીનાં લૂગડાં પણ વરસાદથી ભીંજાઈ ગયાં હતાં, તેની પાસે બીજું એક પણ કોરું વસ્ત્ર ન હતું કે જે પિતાને ઓઢાડીને તેની ઠંડી દૂર કરી શકે. છેવટે સાવિત્રી પિતાને હુંફ વાળવા માટે તેની પીઠ ઉપર હાથ ફેરવવા લાગી.

થોડીવાર પછી વરસાદ બંધ પડ્યો અને સાયંકાળ થવાથી ચોતરફ ગાઢ અંધકાર છવાઇ ગયો. સાવિત્રીએ સાવરણીથી વરસાદનું પાણી વાળી નાંખ્યું, અને ફરીને જમીન ઉપર સાદડી પાથરીને તેના ઉપર પોતાના પિતાને સુવાડ્યા. અંધારું થવાથી દીવો કરવાનો સમય થયો હતો, પણ ઘરમાં તેલ ન હોવાથી દીવો ક્યાંથી કરે? બાહારના પડી ગયેલા છાપરા ઉપરનું પરાળ પણ વરસાદથી ભીંજાઇ ગયું હતું તેથી તે પણ સળગે તેમ નહતું. ગરિબ બાલિકા ઘરની આસપાસથી થોડાંક સુકાં લાકડાં વીણી લાવી અને પિતાની પથારી આગળ તેનો તાપ કરીને તેની આંચથી પિતાનાં અને પોતાનાં ભીનાં લૂગડાં સુકવવા લાગી.

ઘરના એક ખૂણામાં રાંધવાનો નાનો ચૂલો હતો; અને તેની બાજુના ભાગમાં ઘરનો સરસામાન પડ્યો હતો, જેમાં એક બે ઠીકરાના ઘડાઓ અને એક બે મોરીયા હતા અને ધાતુના વાસણમાં તો માત્ર એક ગાગર જ હતી. તે વિના બીજું કંઇ પણ ન હતું. પિતાને આ વખતે શું ખાવાનું કરી આપવું, તે વિષે વિચાર કરતાં સાવિત્રીની આંખમાંથી ચોધારાં આસુઓ પડવા લાગ્યાં. સવારમાં પણ રાંધવા માટે ઘરમાં ચોખા ન હતા. સ્ત્રીઓનો એવો રિવાજ હોય છે કે વાસણમાંથી ચોખા કાઢતી વેળા વાસણને તદન ખાલી કરતાં નથી પણ તેમાં થોડાક ચોખા બાકી રહેવા દે છે અને તેમ કરવાથી પોતાના ઘરની લક્ષ્મી જળવાઇ રહે છે, આમ તે ધારે છે. સાવિત્રીએ પણ તે જ નિયમ પ્રમાણે આજે પ્રભાતમાં એક મુઠ્ઠિ ચોખા વાસણમાં રાખીને બાકીના બે એક મુઠ્ઠિ ચોખા રાંધીને પોતાના ભૂખ્યા પિતાને જમાડ્યો હતો, અને પોતે આખો દિવસ કંઇપણ ખાધું ન હતું. હમણાં, સવારના એક મુઠ્ઠિ બાકી રહેલા ચોખા રાંધીને પિતાને ખવરાવવાનો સાવિત્રીએ નિશ્ચય કર્યો અને પછી પિતાની પથારીની બાજુમાં આવેલા ચુલામાં અગ્નિ સળગાવીને ભૂખ્યા પિતાને માટે ભાત રાંધવા બેઠી.

થોડીવાર પછી એકાએક ઘરના આંગણામાં ફાનસનો દીવો જોવામાં આવ્યો અને તુરત જ ચાર પાંચ પુરુષો તે નાના ઘરમાં દાખલ થયા. આ પુરુષોમાં જે સૌથી આગળ ઉભો હતો તેનું નામ રામહરિ હતું, અને તે કાસમબજારમાં આવેલા ઇંગ્રેજોના રેશમના કારખાનામાં ગુમાસ્તો હતો. સાવિત્રી તેને પહેલાંથી જ ઓળખતી હતી. તે ઉપરાંત તેની સાથે બીજા ત્રણ ચાર જણા હતા તે, કારખાનાના સીપાઇઓ હતા. સાવિત્રીએ તેઓને જોતાં વેંત જ કારમી ચીસ પાડી અને ભયથી તથા ત્રાસથી તેનું આખું શરીર કંપવા માંડયું.

રામહરિને રેશમના કારખાનામાં કેટલાએક રામહરિ બાબુ કહીને પણ બોલાવતા હતા. પરંતુ કારખાનાના ઇંગ્રેજો તો તેને માત્ર બાબુ કહીને જ બોલાવતા હતા; અને બે ત્રણ નવા આવેલા ઇંગ્રેજો તેને બાબુ કહેવાને બદલે બેબીન કહીને બોલાવતા હતા.

રામહરિએ ઘરમાં દાખલ થઇને સાવિત્રીનો હાથ પકડ્યો અને તેને કહ્યું કે, "સાવિત્રી! ચાલ, કાસમબજારના રેશમના કારખાનામાં, ત્યાં તારું કામ છે." પેલી તરુણ બાળાએ તેના પગમાં પડી, હાથવતી તેના બે પગ પકડીને, ગળગળા સ્વરે કહ્યું; "સાહેબ! આપ તો મારા પિતા છો. આ જગતમાં હવે મારું બીજું કોઈપણ રહ્યું નથી. મારી રક્ષા કરો!" રામહરિએ તેની આજીજી સાંભળી-નહીં, અને તે તરુણ સ્ત્રી પ્રત્યે કહ્યું, "કેમરે લુચ્ચી, આવે છે કે નથી આવતી? સીધી રીતે આવીશ નહીં તો આ માણસો ગળચી પકડીને તને ખેંચી જશે."

સાવિત્રી–"ઓ પિતાજી? ઓ કાકાજી? તમે મારા ધર્મના પિતા છો."

રામહરિ–"ચૂપ સરકારી કામ વેળા પિતાબીતા કામ આવે નહીં. તું જો તારું ભલું ઇચ્છતી હોય તો મારી સાથે ચાલ; નહીંતર આ માણસો તારી ગળચી પકડીને તને ધક્કે મારતાં લઈ જશે. આજે હું તને કોટી ઉપાયે છોડીશ નહીં. તને સમજાવતાં સમજાવતાં આજે ત્રણ દિવસ થયા, તોપણ તું મારી વાત મન ઉપર લેતી નથી."

પેલી તરુણી નિરાશ થઈ ગઇ. તેણે માન્યું કે આ કુલાંગાર અને નિર્દય બ્રાહ્મણ આજે મને છોડશે નહીં. તે નરપિશાચના હૃદયમાં લેશ પણ દયા નથી, આમ તે તરુણી જ્યારે સમજી ત્યારે તેના હૃદયનો જુસ્સો ઉછળી આવ્યો, તેના બન્ને હોઠ કોપથી કંપવા માંડ્યા અને તે ક્રોધાવેશમાં આવીને બોલી ઉઠી; "અરેરે પાપી! તું કપટ કરીને અમારી સઘળી સંપત્તિ હરિ ગયો છે, મારા મોટા ભાઇને અને વરને કેદમાં નંખાવ્યા છે; અને છેવટે મારા શીયળનો પણ ભંગ કરવાને તત્પર થયો છે કે? હાય! મારું સર્વસ્વ ગયું, ભાઇ ગયો, માતા ગઇ, પતિ પણ ગયો. હવે હું શું મારા

શીયળને પણ ગુમાવીશ ? ના, ના, પ્રાણ જતાં પણ શીયળનું રક્ષણ કરીશ." આટલું કહીને તે તરુણી સામે પડેલું એક લાકડું ઉચકીને ઉન્મત્ત મનુષ્યની પેઠે તેને પોતાનાં માથાની સાથે અફાળવા લાગી કે રામહરિએ તુરત તેનો હાથ પકડી લીધો.

પરપુરુષના હાથનો સ્પર્શ થતાં જ થર થર કંપતી તરુણ સ્ત્રીએ ભયંકર ચીસ પાડી, જે તેના પિતાના કાનમાં સોસરી પેસી ગઈ. તેનો પિતા હમણાં રોગ, શોક અને લાંઘણથી મરવા જેવો થઇને પથારીમાં બેભાન અવસ્થામાં પડ્યો હતો. પોતાની દીકરીની ભયંકર ચીસ સાંભળી તુરત તે જાગી ઉઠયો. રામહરિએ તેની દીકરીના ઉપર જે જૂલમ ગૂજારવાનો વિચાર કર્યો હતો તે વાત તેણે આગલે દિવસે જ દીકરીને મોહોડેથી સાંભળી હતી.

દીકરીની ચીસ સાંભળતાં જ ડોસો સમજી ગયો કે, રામહરિ, સાવિત્રીને લઇ જવા માટે આવ્યો છે. આટલું જાણતાં જ ડોસાના શરીરમાં પણ એકાએક નવું બળ દાખલ થયું. ડોસો એક મહિનો થયાં હાલવાચાલવાની શક્તિ ન હોવાથી પથારીમાં જ પડ્યો રહેતો, પરંતુ કેટલું બધું આશ્ચર્ય ! હૃદયનો આવેશ એક વખતે મુડદાને પણ બળ આપીને ઉઠાડે છે, ત્યારે જીવતાની શી વાત ! તેં ડોસો હૃદયના આવેશથી તુરત સચેત થઇને પથારીમાં ઉભો થઇ ગયો અને બન્ને હાથ લાંબા કરીને રામહરિને પકડવા માટે દોડ્યો, પરંતુ તે જ વખતે પાછો ધ્રુજતો ધ્રુજતો જમીન ઉપર પડી ગયો અને ફરી બેભાન થઇ ગયો. બીજી તરફ રામહરિનાં માણસો, સાવિત્રીને ઘરમાંથી બાહાર ઘસડી ગયાં. આ વેળા સાવિત્રી પણ મૂર્છિત થઇ ગઈ. તેને મૂર્છિત દશામાં જ રામહરિનાં માણસો કાંધ ઉપર ઉચકીને કાસમબજારમાં આવેલાં રેશમના કારખાના તરફ ઉપાડી ગયા.

## પ્રકરણ ૪ થું

### કાસમબજારમાં આવેલું રેશમનું કારખાનું

ઇસ્વી સન ૧૭૬૬ માં કાસમબજારની જે મહત્તા અને જે સંપત્તિ હતી તેનું હમણાં એક ચિહ્ન પણ જોવામાં આવતું નથી. હમણાં કાસમબજારનું અપૂર્વ ગૌરવ અને મહાસંપત્તિ અસ્ત થઇ ગયાં છે અને તે જગ્યા ભયંકર જંગલ જેવી થઈ પડી છે.

રાત દહાડો લોકોનાં ટોળાંથી પરિપૂર્ણ રહેતા, બંગ દેશના વ્યાપારનું મુખ્ય મથક ગણાતા અને ગંગા, ભાગીરથી તથા જલંગી, એ ત્રણ નદીઓથી વિંટાયલા કાસમબજારની તે સમયની મહત્તા તથા સમૃદ્ધિ, આજ કલ્પનામાં પણ આવી શકે નહીં. ત્યાં અનેક દેશના અનેક વ્યાપારીઓ વ્યાપાર કરવા માટે આવતા હતા. ઇંગ્રેજો,

ફ્રેંચો, વલંદાઓ, આર્મીનિયનો વગેરેની ઉંચી ઉંચી હવેલીઓ, ગંગા નદીમાં તરતાં અનેક વાહાણો, ઠેકાણે ઠેકાણે વેચવાની વસ્તુઓના કરેલા ઢગલાઓ, નદીના પડખા ઉપર આવેલાં અસંખ્ય માલ ભરવાનાં ગોદાઉનો, અસંખ્ય રેશમનાં કારખાનાઓ, દેશી વણકરોની ભભકાદાર હજારો દુકાનો અને તેમાં લટકતાં ભાતભાતનાં રંગ બેરંગી રેશમી લુગડાં, આ સર્વે તે શેહેરને અપૂર્વ શોભા આપતું હતું. લોકોનો મોટો કોલાહલ, દલાલોની ઉતાવળી દોડધામ, જૂદા જૂદા દેશના વિલાસી પુરુષોના નવનવી ઢપના પોશાકો, ધનલોભી વ્યાપારીઓના ધન મેળવવા માટેના અનેક છળપ્રયુક્ત પ્રયત્નો, અને એક બીજાને છેતરવા માટે માંહોમાંહે કરવામાં આવતા કપટ વ્યવહારો. મનુષ્યોના મનની ભયંકર લાલસા દેખાડી આપતા હતા; અને માણસો ધનને માટે સઘળાં દુઃખો અને અપમાનો સહન કરે છે, પરંતુ તેનાથી હારીને પાછા ફરતા નથી, તેની સંપૂર્ણ સાક્ષી આપતા હતા.

રાત્રે ધનાઢ્ય લોકોની હવેલીઓમાં બળતા દીવાઓનો પ્રકાશ દૂરના લોકોને અગણિત તારાના જેવો લાગતો હતો. સાયંકાળે ઈંગ્રેજના કેન્ટોન્મેન્ટમાં ઈંગ્રેજી વાજાં વાગતાં, અને પાસેનાં ગામમાં રહેતા વણકરોના અને બીજા વૈષ્ણવોના ઘરમાં કરતાલના અને ઝાંઝના શબ્દો થઈ રહેતા. વાદિત્રનો ધ્વનિ ગંગા નદીના ખળખળાટ રવની સાથે મિશ્રિત થઈ જતો અને તે અપૂર્વ સંગીતધ્વનિ ચોતરફ ફેલાઈ જઇને શ્રોતાના કાનને અપાર આનંદ આપતો હતો.

આવી સુખકારક સંપત્તિથી ભરપૂર અને અખૂટ દોલતવાળું મનોહર શહેર સૌ વર્ષમાં જ કેમ પાયમાલ થઈ ગયું? કુકર્મ કરનારી સ્ત્રીની પેઠે કાસમબજારનું સૌન્દર્ય થોડા જ દહાડામાં કેમ નાશ પામ્યું? કુલટા સ્ત્રી, જેમ યૌવન પછી વૃદ્ધાવસ્થામાં રોગગ્રસ્ત થઇને ભયંકર દેખાવની થઈ પડે છે, તેવી જ દશા હમણાં કાસમબજારની પણ થઈ પડી છે. તેવી દશા કેમ ન થાય? શું તે કાશીપુરી જેવું પવિત્ર ધામ હતું? અથવા તો ત્યાં શું મહાત્માઓ સત્સંગ કરવા માટે અને પરમેશ્વરનાં ચરિત્ર સાંભળવા માટે એકઠા થતા હતા? કાશીપુરીમાં જેમ મહાત્મા પુરુષો પ્રભાતમાં ગંગા નદીના તીર ઉપર બેસીને વેદાધ્યયન કરે છે તથા પરમાત્માના ગુણાનુવાદ ગાય છે, તેમ કોઇએ એક દિવસ પણ અહીં ગંગા નદીના તીર ઉપર બેસીને ધર્મશાસ્ત્ર અથવા તો ઈશ્વર સંબંધી કથાઓ કરી હતી? અહીંયા તો હરકોઇને છળ પ્રપંચથી ઠગી ધૂતીને પાંચ પૈસા એકઠા કરવાનો જ પ્રયત્ન ચાલુ હતો.

શું નદી, શું ગામ, શું નગર કે શું ઉત્તમ પ્રદેશો, હરકોઈ સ્થાન ધર્મના સંબંધમાં આવવાથી જ અમરપણું સંપાદન કરે છે. પતિવ્રતા સ્ત્રી યૌવન પછી વૃદ્ધાવસ્થામાં પણ આરોગ્ય રહે છે, તેના મુખ ઉપર સ્નેહ, દયા, પવિત્રતા, શાંતિ

વગેરે પ્રકટ રીતે દેખાય છે અને બીજા લોકો તેને મહાદેવી તરિકે પૂજે છે. તેમ જ્યાં મહાત્મા પુરુષો વસે છે તે સ્થાન પણ ચિરકાળ સુધી પોતાનું પવિત્ર ગૌરવ અને સંપત્તિ–શોભા જાળવી રાખે છે. મનુષ્યો પણ તેને દિવ્યભૂમિ ગણીને તેની પૂજા કરે છે અને તેવાં નગરો, ગામો અથવા તો પ્રદેશો અમરપણું સંપાદન કરીને કાળની ચઢાઇનો હમેશાં પરાજય કરે છે.

પ્રાચીનકાળનું કાસમબજાર હમણાં નાશ પામ્યું છે અને તેની પડતી દશા, ડૉળઘાલું ધર્મહીન પુરુષોના ક્ષુદ્ર જીવનની નિઃસારતા આપણી સન્મુખ સિદ્ધ કરી આપે છે. પતિના તથા પિતાના મરણ પછી બાળવિધવા સર્વ સંપત્તિની ધણી થાય છે, ત્યારે જેમ સેંકડો લુચ્ચાઓ તેની પાસેથી ધન ખૂંચવી લેવાની ઇચ્છાથી તેને આડે માર્ગે ઉતારી તેની સઘળી દોલત ધીરે ધીરે લૂટી લે છે અને વૃદ્ધાવસ્થામાં તેને રસ્તાની એક ભીખારણ કરી મૂકીને પછી તેનો ત્યાગ કરે છે, તેમ જ રાજસત્તા વિનાના દેશમાં દેશના નવાબોએ અને દેશના લોકોએ, જ્યારે અખૂટ દોલતવાળા કાસમબજારની રક્ષા કરી નહીં, ત્યારે તે વિધવા નગરીની અખૂટ સંપત્તિ લેવાની આશાથી જૂદા જૂદા દેશના ધનાઢ્ય વ્યાપારીઓ તેની છાતી ઉપર એકઠા થયા અને તેની સઘળી લક્ષ્મી હરી લઈ તેને ભિખારણ કરીને ચાલ્યા ગયા. પવિત્રનદી ગંગા પણ તે નગરીને અપવિત્ર થયેલી જોઇને તેનો ત્યાગ કરીને તે બીજે ઠેકાણે વહે છે અને કાસમબજાર હમણા ગંગા વિનાનું થઈ પડ્યું છે.

ઇસ્વી સન ૧૭૬૬ ના જુલાઈ મહિનાની એક રાત્રે બરાબર આઠ વાગ્યાને સુમારે ભારતવર્ષના કુલાંગાર રામહરિનાં બે માણસો સાવિત્રીને પોતાની કાંધ ઉપર ઉંચકીને કાસમબજારના કારખાના પાસે આવી પહોંચ્યા.

રેશમના કારખાનાની જમણી બાજુ તરફ એક માળનું એક લાંબું ઘર હતું, તેમાં ડબસન નામનો એક સાહેબ રહેતો હતો. તે હરામખોરોએ સાવિત્રીને ડબસન સાહેબના તે ઘરની આગળ એક લાંબી ઓસરીમાં કાંધ ઉપરથી નિચે ઉતારી. સાવિત્રી હજી સૂધી બેભાન સ્થિતિમાં હતી. તે કાસમબજારમાં થતા લોકોના ઘોંઘાટથી જાગ્રત થઈ, અને તેણે જોયુ તો પોતે એક મોટા ઘરની ઓસરીમાં જમીન ઉપર પડેલી છે અને પોતાની આગળ એક સીપાઈ ઉભો છે. તે જોઇને સાવિત્રીનું શરીર ભયથી કંપવા માંડ્યું અને તે વારંવાર પોતાના મનમાં ઈશ્વરની પ્રાર્થના કરતી કહેવા લાગી, "ઓ ભીડભંજન ભગવાન્! આ અનાથ બાળાની વારે ધાજો!"

* * *

સાવિત્રીની અને તેના મરણતોલ વૃદ્ધ પિતાની દુર્દશા વર્ણવતા પહેલાં પૂર્વાચરની વાતની સંગતિ માટે કેટલાએક ઐતિહાસિક બનાવો લખવા યોગ્ય ગણાશે.

ઘણાખરા લોકનું એવું માનવું છે કે મુસલમાનોના રાજ્યવખતે પ્રજા ઉપર અત્યંત જૂલમ ગૂજરતો હતો. હા, એ વાત ખરી છે. મુસલમાન રાજાઓ ઘણા જ જૂલમી હતા. મુસલમાની રાજાઓના અમલમાં પ્રજાએ ઘણાં દુઃખો ભોગવ્યાં છે. પરંતુ તેઓના જૂલમમાં કોઈ પણ જાતનું કપટ જેવામાં આવતું નહતું. તેઓને જૂલમ તે ક્રૂરતા જ માત્ર હતી. પરંતુ તેઓએ કદી વ્યાપારનો જડમૂળથી નાશ કર્યો નથી. અને અનેક જાતના કરો ઉભા કરીને ગરીબ પ્રજાના પૈસા હરણ કરવા વગેરે, કઠોર ધારાઓથી મુસલમાનોનું રાજ્ય કદી કલંકિત થયું નથી. મુસલમાન રાજાઓએ વખતો વખત ક્રોધને લીધે ઘણા શ્રીમંતોને અને જમીનદારોને પાયમાલ કરી નાખ્યા છે, ઘણાને વટલાવ્યા છે, અને વખતો વખત ક્ષુદ્ર વિષયની લાલસા પૂર્ણ કરવા માટે ઘણી કુલીન ઘરની સ્ત્રીઓનાં શીયળ પણ ભંગ કર્યાં છે; પરંતુ દરિદ્રી અને મેહેનત-મજુરી કરીને પેટ ભરનારા ગરીબ લોકો, વ્યાપારીઓ અને વણકર વગેરે કારીગરો ઉપર તેઓએ જૂલમ ગૂજાર્યો નથી; તેઓએ તો કેટલાએક વણકરો. અને કારીગરોની કાર્ય કુશળતા જોઇને તેઓને વખતો વખત ઇનામમાં જમીનો આપેલી છે, જે જમીનો હજી સુધી તેઓના વંશજે ભોગવે છે.

પ્લાસીની લડાઈ પછી બંગાળામાં જ્યારથી કંપની સરકારનું રાજ્ય સ્થાપન થયું હતું, ત્યારથી જ મુરસીદાબાદનો નવાબ ઇંગ્રેજ વેપારીઓના હાથનું રમકડું થઈ પડ્યો હતો. બાયલો મીરજાફર ઇસ્ટ ઈંડીયા કંપનીના તે સમયના ધનલોભી કામદારોને દાસત્વનું લખત કરી આપીને મુરસીદાબાદના સિંહાસન ઉપર બેઠો ત્યારથી જ દેશી વ્યાપારની પાયમાલી શરુ થઇ હતી. વેપારી કંપનીએ વ્યાપારની સઘળી ચીજો ઉપર પોતાની જ સત્તા બેસારી હતી. કોઇ પણ વેપારી કોઇ પણ ચીજ કંપનીના અધિકારીઓની પરવાનગી વગર વેચી શકતો નહીં. દિવસે દિવસે દેશી વ્યાપારીઓ ઉપર જૂલમ વધતો ગયો. વણકર વગેરે દેશી કારીગરો જૂલમના માર્યા ધંધો ધાપો છોડી પોતપોતાનાં ગામ તજી દઇને, બીજી જગ્યાએ નાસવા લાગ્યા.

ઇસ્ટ ઈંડીયા કંપનીના કામદારો સીરાજઉદ્દૌલાના પદભ્રષ્ટ થવાનાં વખતે સ્વપ્નમાં પણ જાણતા નહતા કે ભવિષ્યમાં આ વિશાળ ભારતવર્ષની તમામ સત્તા પોતાના હાથમાં આવશે. પ્લાસીના યુદ્ધ પછી મીરજાફર બંગાળાનો સુબેદાર થયો; તે વખતે ઇંગ્રેજોએ તેની પાસે જઇને તેને કહ્યું કે, આપ તો અમારા કારખાનાના કામદારોના અને ગુમાસ્તાના કામમાં કોઇ પણ રીતે હાથ નાંખો એમ નથી, પરંતુ બીજા કોઇ જો તેઓના ઉપર જૂલમ ગૂજારવાને આવે તો આપે અમારી કંપનીના કામદારોને સહાયતા આપવી, આવી અમારી અરજ છે. મીરજાફરે આ વાતમાં પોતાની સંમતિ આપીને તેઓને સહાયતા આપવાનું વચન આપ્યું. ત્યાર પછી કંપનીના ગુમાસ્તાઓ

અને કામદારો વણકર વગેરે તમામ દેશી કારીગરો ઉપર હુકમ ચલાવવા લાગ્યા. તે વખતે સારા કુટુંબના ઈંગ્રેજો હિંદુસ્તાનમાં આવતા નહીં, પરંતુ હલકા કુટુંબના ઈંગ્રેજો જેઓને ત્યાં અન્નના પણ વાંધા હતા, તેવા જ આ દેશમાં આવવાનું જોખમ વહોરતા હતા. નાણું મેળવવા માટે ગમે તેવું હલકું કામ કરવાને પણ તેઓ પાછી પાની કરતા નહીં.

ઇંગ્રેજો દેશી વણકરોની ઇચ્છા ઉપરવટ થઈ આગળથી તેઓને બાહાના તરિકે પૈસા આપીને તેઓની પાસેથી પરાણે લખાવી લેતા હતા કે, અમુક મુદતમાં અમારે તમને આટલાં લુગડાં વણીને હાજર કરવાં. વણકરોની આવી ઇચ્છા નહતી છતાં પણ તેઓ સત્તા આગળ મૌન રહીને કંપનીના અમલદારોને લખી આપતા હતા, અને લુગડાંઓ તૈયાર થતાં એટલે લઇને ઇંગ્રેજી કારખાનાના ગુમાસ્તાઓ પાસે જતા. કંપનીના ગુમાસ્તાઓ સો રૂપિયાની કિંમતનાં લુગડાની પચાસ રૂપિયા કિંમત આંકતા હતા. નિરાધાર વણકરોની પાસે આ અન્યાય અટકાવવાનો કોઇ પણ ઉપાય નહતો. તે વખતે દેશમાં મીરજાફર નવાબ હતો, પણ તેણે કારખાનાના ઈંગ્રેજો અને ગુમાસ્તાઓનાં કામકાજમાં કોઇ પણ રીતે આડે ન આવવા માટે કંપનીના વડા ઈંગ્રેજોને વચન આપ્યું હતું, તેથી બીચારા વણકરો મૂગે મોંઢે કંપનીના અમલદારોનો અન્યાય સહન કરવા લાગ્યા. તે વખતે કાસમબજારમાં ફ્રેંચો, આરમીનયનો અને વલંદાઓનાં પણ રેશમનાં કારખાનાં હતાં અને વણકરો ફ્રેંચોને ત્યાં અને વલંદાઓને ત્યાં પણ પોતાનાં લુગડાં વેચતા હતા. પરંતુ કંપનીના ઈંગ્રેજોની સત્તા થયા પછી તેઓએ વણકરોને પોતાનાં લુગડાં ફ્રેંચો અને વલંદાને ત્યાં વેચવાની સાફ મના કરી. કદાચ કોઇ વણકર ઈંગ્રેજોનો અટકાવ ન ગણકારીને ફ્રેંચને કે વલંદાને લુગડાનું વેચાણ કરતો તો ઇંગ્રેજી કારખાનાનો વડો સાહેબ અને ગુમાસ્તાઓ તેને મોટી શિક્ષા કરતા. કોઇ કોઇવાર તેઓના ઘરબાર વગેરે સુદ્ધાં લુટી લેતા. તેમ થવાથી તે વખતે ઘણા વણકરો જાતિભ્રષ્ટ પણ થયા હતા અને કેટલાએક હમેશાંને માટે પોતાનો ધંધો છોડી દઇ, માથાં મુડાવીને વૈરાગી થઇ ગયા હતા.

ફ્રેંચોને અને વલંદાને ત્યાં વસ્ત્રો વેચવાથી વણકરોને યોગ્ય કિંમત ઉપજતી હતી, પરંતુ તેઓ ઇસ્ટ ઇંડીયા કંપનીના કામદારોની બીકથી તેઓને ત્યાં લુગડાં વેચી શકતા નહીં. ઈંગ્રેજી ગુમાસ્તાઓ અને કંપનીના બીજા લોકો વણકરોની પાસેથી પૈસા પડાવવા માટે તેઓના ઉપર વારંવાર ફ્રેંચો અને વલંદાઓને ત્યાં વસ્ત્રો વેચવાનો આરોપ મૂકતા અને વડો અધિકારી તે સાંભળીને તેના ખરાખોટાની તપાસ કર્યાં વિનાજ, તુરત તેઓને ઘેર સીપાઇઓ દોડાવતો. તે સીપાઇઓ તેઓનાં

ઘરમાં ઘુસી જઈને ઘરની માલ-મિલકત જપત કરતા ને તેઓનાં કુટુંબો ઉપર જૂલમ ગૂજારવામાં બાકી રાખતા નહીં.

કાસમબજારની આસપાસના ગામોમાં અસંખ્ય વણુકરો રહેતા હતા. પરંતુ લોક વાયકા એવી છે કે, મીરકાસમ બંગાળાની રાજ્ય ગાદી ઉપરથી પદભ્રષ્ટ થયા પછી, ઈ૦ ૧૭૬૬ ની સાલમાં એક રાતમાં જ સાતસો વણુકર કાસમબજાર તજી દઈને બીજે ઠેકાણે નાસી ગયા હતા.

સાવિત્રીનો પિતા સભારામ પ્રખ્યાત વણુકર હતો. વણુકરોમાં તેના જેવું ઉંચી જાતનું વણાટકામ જાણુનારા ઘણા જ થોડા હતા. જ્યારે અલીવર્દીખાન, મુર્શીદાબાદનો સુબેદાર હતો ત્યારે સભારામે એક ઉંચી જાતનું વસ્ત્ર તે સુબેદારને ભેટ કર્યું હતું. અલીવર્દીખાન તેની વણવાની કુશળતા જોઈને બહુ ખુશી થયો હતો અને તેણે સભારામને પાંચસો વિઘા જમીન તેનાં કળા કૌશલ્ય જોઈને બક્ષીસ આપી હતી. મુર્શીદાબાદના શેઠ શાહૂકારોને માટે સભારામ ઉંચી જાતનાં લુગડાં તૈયાર કરતો હતો. અને શેઠ શાહૂકાર વગેરે પણ વિવાહ, સીમંત, નામકરણ વગેરે શુભ પ્રસંગ ઉપર સભારામને હજાર બે હજાર રૂપિયા આપતા હતા. આ રીતે સભારામે સારી દોલત એકઠી કરી હતી. પરંતુ પાંચસો વિઘા જમીન મળવા પછી સભારામે સાધારણ લુગડાં વણવાનો ધંધો છોડી દીધો હતો, કેવળ શેઠ શાહૂકારનાં કુટુંબને માટે અને નવાબનાં કુટુંબ માટે જ ઉંચી જાતનાં લુગડાં તૈયાર કરતો, જેમાંથી તેને વર્ષ દહાડે બે ત્રણ હજાર રૂપિયાની પેદાશ થતી હતી. દેશમાં ઈસ્ટ ઈંડીયા કંપનીની દીવાનગીરી થયા પછી, ઇંગ્રેજી કંપનીના વડાએ જાણ્યું કે સભારામ વણવાના કામમાં ઘણો જ કુશળ છે; સભારામપર, રેશમના કારખાનાના વડા ઈંગ્રેજની જે દૃષ્ટિ પડી હતી તે દૃષ્ટિ શનિશ્ચરની દૃષ્ટિ બરાબર ક્રૂર હતી. હમણાં સભારામ વૃદ્ધ થયો હતો અને તેનામાં હાલવા ચાલવાની શક્તિ રહી ન હતી. તેને ત્રણ પુત્રો હતા. કાલાચાંદ, ગોરાચાંદ, અને રાયચાંદ તથા એક જમાઈ હતો, જેનું નામ નવીનપાળ હતું. તે પણ તેઓની સાથે જ વણવાનો ધંધો કરતો હતો. ઈંગ્રેજોનો ગુમાસ્તો રામહરિ કેટલાએક દલાલો અને સીપાઈઓને લઈને એક દિવસે સભારામને ઘેર ગયો અને તેના દીકરાઓને સો રૂપિયા પ્રથમથી બાહાનામાં દઈને અમુક મુદતમાં લુગડાં તૈયાર કરવાનું કહ્યું, પરંતુ સભારામના પુત્રોએ અને જમાઈએ બાનાના રૂપિયા લેવાની નાપાડી. રામહરિએ તેઓનુ કહેવું જરા પણ સાંભળ્યું નહીં અને તેઓના હાથમાં પરાણે સો રૂપિયા બાનાના મૂકીને તેઓના હાથની પોતાના લખતમાં સહી લઈ લીધી અને પછી પોતાની હાફીસમાં ચાલ્યો ગયો. લખત ઉપર સભારામના પુત્રોએ અને જમાઈએ પોતાના હસ્તાક્ષર કરી અપા હતા. તેમાં એમ લખ્યું હતું

કે, 'અમારે તમને બે મહીનામાં બે હજાર રેશમી લુગડાં તયાર કરી આપવાં.' પરંતુ તે લખતની વીગતથી સભારામના પુત્રો અજાણ હતા. બે મહિના વીત્યાકેડે કારખાનાના વડા સાહેબે સભારામના પુત્રોને અને જમાઇને તેડાવ્યા અને તેઓને બે હજાર નંગ હાજર કરવાનું કહ્યું; તે સાંભળીને તેઓ આશ્ચર્ય પામ્યા અને ભયભીત થઇને બોલી ઉઠયા, "ધર્માવતાર! આપ આ શું બોલો છો? બે મહિનામાં એટલાં નંગ તૈયાર થઇ શકે ખરાં કે?" તે સાંભળીને રામહરિ બોલી ઉઠયો, "ધર્માવતાર! વણકરની જાત ઘણી જ લુચ્ચી હોય છે. તેઓએ સઘળાં લુગડાં સૈદાબાદમાં આરમીનયનોને ત્યાં અને ફ્રેન્ચ વ્યાપારીઓને ત્યાં વેચી માર્યાં છે. તેઓ ચાહે તો બે મહિનામાં બે હજાર તો શું પણ પાંચ હજાર લુગડાં પણ તૈયાર કરી શકે." કારખાનાના વડાએ તે સાંભળીને હુકમ કર્યો કે, "આ ચારોને કેદ કરો અને તેમનાં ઘરબાર લુંટી લઇને આપણા બાનાના રૂપિયા વસૂલ કરો." સાહેબનો હુકમ થતાં જ રામહરિ કેટલાએક સીપાઇઓ લઇને સભારામના ઘર તરફ ચાલ્યો. આજે રામહરિના મનમાં આનંદ સમાતો નહતો, કારણ કે આજે તેની ધનલાલસા પૂર્ણ થવાની હતી. રામહરિ કારખાનામાંથી બાહાર નિકળ્યો એટલામાં તો સભારામનો કોઈ પરિચિત પુરુષ દોડતો દોડતો તેની અગાઉ સભારામને ઘેર આવી પોહોંચ્યો અને સભારામની સ્ત્રીને સર્વ હકીકત કહી સંભળાવી. એ સમયમાં ઈંગ્રેજોના કારખાનાના સીપાઈનું નામ સાંભળતાં જ ગાભણીઓના ગાભ પણ છુટી પડતા હતા. સભારામની સ્રીએ પોતાના ઘરપર આફત આવવાની જાણીને પોતાના દીકરાઓની વહૂઓને અને દીકરીને સાથે લઈ નાસવાનો વિચાર કર્યો. આ વખતે સાવિત્રી પોતાના અપંગ પિતાને ઉચકીને જંગલ તરફ નાસવા માંડી, પરંતુ સૌ એક તરફ જ નાસવા માંડે તો એક સાથે જ પકડાઇ જાય, એવી શંકાથી સભારામની સ્ત્રી અને વહૂઓએ સૈદાબાદમાં આવેલાં આરમીનયનોનાં કારખાના તરફ નાસવાનો વિચાર કર્યો અને સૌ જેવાં ઘરમાંથી બાહાર નિકળ્યાં કે તેઓએ સીપાઇઓની સાથે ગુમાસ્તાને પોતાના ઘર તરફ આવતો દીઠો તેથી તેઓ ભયથી દિઙ્મૂઢ થઇને આડે માર્ગે દોડવા લાગ્યાં. તેઓને નાસતાં જોઇને પેલા સીપાઇઓ તેમની પાછળ દોડ્યા. એટલે અનાથ અબળાઓ કોઇ પણ ઉપાય ન સુઝવાથી ગંગા નદીના પ્રવાહમાં કુદી પડી. ગંગા નદીએ તે અનાથ અબળાઓને પોતાના વક્ષસ્થળપર ઝીલી લઇ તેઓનાં સર્વ દુઃખ દૂર કર્યાં અને સાવિત્રીને પોતાના તટ ઉપર છૂપાવી રાખી. તે વખતે તે કુલાંગાર પાપીઓને જુલમ કરતાં કોઇપણ અટકાવનાર ન હતું, કારણ કે દેશ રાજા છતાં રાજા વિનાનો થઇ પડ્યો હતો, અને જેને જેમ ફાવે તેમ કરતા હતા. આ પવિત્ર નિરાધાર સ્ત્રીઓએ તે પાપીઓના હાથમાંથી છૂટીને, પરમેશ્વરના મંગળમય ખોળામાં વિશ્રાંતિ સંપાદન કરી.

રામહરિ, સીપાઇઓની સાથે સભારામના ઉજડ ઘરમાં દાખલ થયો અને ઘરની તમામ વસ્તુઓને બાહાર કાઢીને વેચવા માટે કાસમબજારના કારખાનામાં મોકલાવી દીધી. અને પછી ઘરમાં સભારામના ધનની ચોતરફ શોધ કરવા લાગ્યો, પરંતુ ક્યાંઈ પણ તેનો પત્તો લાગ્યો નહીં. તે સમયમાં દેશી લોકો ઘરની નીચે ભોંયરામાં અથવા ભીતમાં કરેલા સંચમાં છૂપી રીતે નાણું રાખતા હતા, જેથી એકદમ કોઈ નાણું લઈ જઈ શકે નહીં. રામહરિએ સભારામના આ ઘરને ખોદાવી જોયું, પરંતુ કોઇપણ ઠેકાણેથી ધનનો પત્તો લાગ્યો નહીં અને તેનો સઘળો પરિશ્રમ વ્યર્થ ગયો. ઈંગ્રેજોના કારખાનાના ગુમાસ્તાઓ અને સીપાઇઓ જ્યારે કોઇના ઘર ઉપર દરોડો પાડતા હતા, ત્યારે તે પ્રથમ તે ઘરની સ્ત્રીઓને કેદ કરતા હતા; તેઓના મનમાં ખાતરી હતી કે આપણે સ્ત્રીઓના ઉપર જૂલમ ગૂજારવા માંડશું એટલે તેઓ ધન રાખવાની છૂપી જગ્યા આપણને તુરત દેખાડી દેશે. આવા વખતમાં જે અભાગણી સ્ત્રી તેઓના હાથમાં આવતી હતી, તેઓના તરફ તેઓ એટલી બધી ક્રૂરતા વાપરતા હતા કે જેનું સ્મરણ કરતાં પણ હૃદય ફાટી જાય.

આખો દહાડો જમીન ખોદાવી પણ છૂપા ધનનો કોઈ ઠેકાણે પત્તો લાગ્યો નહીં, એટલે રામહરિ, નિરાશ થઇને કારખાના તરફ પાછો વળ્યો અને તેણે વિચાર કર્યો કે સભારામના પુત્રોને અને જમાઇને શિક્ષા કરવાથી તે કદાચ માને તો માને. આવો વિચાર કરીને તેઓને ખુબ માર્યા. મારને લીધે ગોરાચાંદ અને રાયચાંદ મરી ગયા અને કાળાચાંદ તથા નવીનપાલ દસ્તાવેજનો ભંગ કરવાના અપરાધથી કલકત્તાની જેલમાં કેદખાને પડ્યા.

બીજી તરફ સાવિત્રી પોતાના વૃદ્ધ પિતાને લઇને ભયની મારી બે દિવસ સૂધી ભૂખી ભૂખી જંગલમાં છુપાઈ રહી. સાવિત્રી નાની ઉમરથી જ પિતા તરફ બહુ ભક્તિભાવથી વર્તતી હતી અને પિતાને જ પોતાનું જીવન સર્વસ્વ ગણતી હતી, માટે પિતાએ પણ દીકરીને પરણાવ્યા પછી, સાસરે ન વળાવતાં નવીનપાલને ઘર જમાઈ કરી રાખ્યો હતો.

બે દિવસ અને બે રાત્રિ વીત્યા પછી, સાવિત્રીએ પિતાને કોઈ પણ ઠેકાણે લઈ જવાનો ઠરાવ કર્યો. પોતાની મા, ભાઇઓ, ભાભીઓ અને પતિની શી દશા થઇ હશે તે સાવિત્રી જાણતી નહોતી. ઘણો ઘણો વિચાર કર્યા પછી તે પાછી પોતાના રહેવાના ઘરમાં જ આવી અને જોયું તો આખું ઘર પડી ગયેલી સ્થિતિમાં હતું. ઘરની જમીનમાં અને ભીંતામાં ઠેકઠેકાણે મોટાં મોટાં બાંકાં કરેલાં હતાં. સરસામન કાંઈ પણ નહોતો, તેમ એક મૂઠી અનાજ પણ ઘરમાં નહતું, જે રાંધીને પોતાની ક્ષુધા શાંત કરે. સાવિત્રી અને તેનો પિતા બે દિવસનાં ભૂખ્યાં હતાં, તેઓને ભૂખ

પણ કકડીને લાગી હતી. સાવિત્રીએ કેટલોક વિચાર કર્યો પછી નાસતી વેળા પોતાના શરીર ઉપર એક બે ઘરેણાં રહી ગયાં હતાં તે સૈદાબાદમાં વેચી નાંખીને તેના પૈસામાંથી ચોખા લાવવાનો ઠરાવ કર્યો અને સૈદાબાદ તરફ ચાલી. રસ્તે જતાં આર્મીનીયન વેપારી આરટુમની મડમની આયા તેને મળી, તેનું નામ બદરઉન્નીસા હતું. તે આયા પોતાના સાહેબની મડમ માટે લૂગડાં ખરીદવાને વારંવાર સભારામને ઘેર જતી હતી, તેથી સભારામના કુટુંબની સ્ત્રીઓને બદરઉન્નીસાની સાથે વિશેષ પરિચય હતો. બદરઉન્નીસા, સાવિત્રીને જોતાં વારને જ તેને ગળે વળગી પડી ને રડવા લાગી. સાવિત્રીએ પણ રડતાં રડતાં તેને પૂછ્યું, "મા, ભાઇઓ અને ભાભીઓનું શું થયું? તેઓ શું તમારા કારખાના તરફ તો દોડીને આવ્યાં નથી ના? તેઓના સમાચાર મને કહો."

બદરઉન્નીસા કરુણ સ્વરે બોલી. "કાલે તારી મા અને ભાભીઓનાં મુડદાંઓ નદીમાં તરી નીકળ્યાં હતાં. તારો ભાઈ રાયચાંદ અને ગોરાચાંદ, મારને લીધે મરી ગયા છે, તેઓનાં મુડદાંને ગંગા નદીમાં ફેંકી દીધાં છે, અને તારા ધણીને તથા વડા ભાઇને કલકત્તાની જેલમાં મોકલી દીધા છે."

સાવિત્રી એ સમાચાર સાંભળતાં જ મૂર્છિત થઈ ગઈ એટલે બદરઉન્નીસા તેનું માથું પોતાના ખોળામાં લઇને રસ્તાની એક બાજુએ બેઠી. થોડીવાર પછી તેને ભાન આવ્યું એટલે સાવિત્રી પોતાનું કપાળ કુટતી રડવા માંડી. બદરઉન્નીસાએ તેને સમજાવીને કહ્યું કે, "આમ રસ્તા ઉપર બેસીને રડવાથી કંપનીનાં માણસો તને ઓળખશે તો વળી અનર્થ થશે. તારા ઘરમાંથી છૂપું ધન કંઈ પણ હાથ લાગ્યું નથી તેથી તેઓ તને ઓળખશે તો પાછા તને કેદ કરીને છૂપા ધનની શોધ માટે પ્રયત્ન કરશે." પરંતુ સાવિત્રી શોકને લીધે બહેરી થઇ ગઈ હતી તેથી બદરઉન્નીસાનું કહેવું જરાપણ સમજી શકી નહીં. આખર બદરઉન્નીસા તેનો હાથ પકડી તેને ઘેર લઈ ગઇ અને તેના માથા ઉપર પાણી છાંટ્યું તોપણ તેને ભાન આવ્યું નહીં; કારણ કે આ વખતે તે ભયંકર મૂર્છાને વશ થઇ ગઈ હતી. બદરઉન્નીસાએ જાણ્યું કે સાવિત્રીએ કાંઈ પણ ખાધું નથી તેથી તે નિર્બળ થઈ ગઈ છે, અને હજીપણ ખાશે નહીં તો આથી પણ દુર્બળ અને ચેતન વિનાની થઇ પડશે અને છેવટે શોકમાં ને શોકમાં મરી જશે, તેથી તે સાવિત્રીને તેના પિતાની પાસે સૂવાડીને મેમ સાહેબની પાસે આવી અને તેને સભારામના ઘરની સઘળી વાત કહી સંભળાવી. મેમ સાહેબનું દયાળુ હૃદય તે સાંભળીને અત્યંત પીગળી ગયું અને તેણે બે ત્રણ રૂપીઆના ચોખા પેલી આયાની સાથે, ચાકરો મારફતે, મોકલાવી આપ્યા. પરંતુ સાવિત્રી તે ચોખા કેવી રીતે રાંધીને ખાઈ શકે! તેનું હૃદય શોકાનલથી બળતું

હતું. બદરઉન્નીસા તેને વારંવાર ઉપદેશ આપતી હતી, પરંતુ આવી શોકની વેળાએ ઉપદેશ વાક્યો પણ તેના હૃદયને ધારણા આપી શક્યાં નહી.

વૃદ્ધ સભારામ હજુ સુધી કાંઇ પણ સાંભળતો નહોતો. તે થોડી વાર પછી બોલ્યો, "બેટા સાવિત્રી! ગળું સૂકાઇ ગયું છે, એક ઘુટડો પાણી પાને!" પિતાની દુર્દશા જોઇને સાવિત્રીનું હૃદય શોકથી વધારે વીંધાઇ ગયું, તેણે ઉઠીને પિતાને તુરત પાણી પાયું, અને તેને માટે ભાત રાંધવા લાગી. ભાત તૈયાર થયા કે પિતાને જમાડ્યા, પરંતુ તેણે કાંઇ પણ ખાધું નહીં. બદરઉન્નીસા મુસલમાન હતી, તેથી સાવિત્રીને પકડીને પરાણે તેના મોઢામાં કોળીઓ મૂકી શકે તેમ નહોતું. છેવટે બદરઉન્નીસા બોલી, "બેટા, તું લાંઘણ કરીને મરી ગઇ તો તારા આ વૃદ્ધ અપંગ પિતાને પાણી પણ કોણ પાશે?" બદરઉન્નીસાનો અત્યંત આગ્રહ જોઇને સાવિત્રી વગર છૂટકે પાણીની સાથે ભાત ડોળીને પી ગઇ. આ વખતે સાયંકાળ થયો હતો તેથી બદરઉન્નીસા તેના ઘરમાં દીવો કરીને પોતાને ઘેર ગઇ.

સભારામ ભોજન કર્યા પછી જરા ટટાર થયો. એટલે તેણે સાવિત્રીને પૂછ્યું, "બેટા તારી મા અને ભાઇઓના કાંઇ સમાચાર મળ્યા?" તે સાંભળી સાવિત્રીએ રડતાં રડતાં મા, ભાઇઓ તથા ભાભીઓના સર્વે સમાચાર કહ્યા. સભારામ પોતાના કુટુંબની માઠી દશા સાંભળીને ઘેલા જેવો થઇ ગયો અને ત્યારથી તે બેભાન જ રહેવા લાગ્યો. માત્ર કોઇ કોઇવાર તેને ભાન આવતું હતું.

ઇસ્વી સન ૧૭૬૬ ના જાનેવારી મહિનામાં સભારામના કુટુંબ ઉપર ઉપલી આફત ગૂજરી હતી, અને જુલાઇ સુધી બાપ દીકરી પોતાના ઘરમાં રહ્યાં હતાં. સાવિત્રીએ તેટલો સમય પોતાની પાસે જે કાંઈ ઘરેણાં હતાં, તે વેચીને પોતાની આજીવિકા ચલાવી અને વચ્ચે વચ્ચે આરાટુન સાહેબની મેમે પણ તેને મદદ કરી. બદરઉન્નીસા પણ રોજરોજ આવીને તેની ખબર અંતર પૂછી જતી હતી. જે વણકરો અને બીજા લોકો સભારામના આ ઇનામી ગામમાં રહેતા હતા તે સૌ હમણાં નાસી ગયા હતા અને આખું ગામ ઉજડ થઈ ગયુ હતું. જુલાઇ મહિનાના આરંભમાં સાવિત્રીની પાસે પોષણ માટે કાંઇ પણ સાધન નહોતું તેથી તે એક દિવસે ઘરના બગીચામાંથી કેટલીએક કેરીઓ લઇને બજારમાં વેચવા માટે ગઇ હતી. તે જ રાત્રે રામહરિ, સભારામને ઘેર આવીને સાવિત્રીને ઉપાડી ગયો હતો.

* * *

ભરતખંડનો ભાવી ગવર્નર જનરલ વૉરન હેસ્ટીંગ્સ પહેલાં કાસમબજારના રેશમના કારખાનામાં આસીસ્ટંટ હતો. વૉરન હેસ્ટીંગ્સ કેટલેક દરજ્જે ધનનો મોટો લોભી હતો, પરંતુ વિષય લંપટ ન હતો. તે કાસમબજારમાં રહેતો ત્યારે તેની સ્ત્રી તેની સાથે હતી અને તે જ ઠેકાણે તેની પહેલી સ્ત્રીનું અને તેના પુત્રનું

મરણ થયું હતું. વૉરન્ હેસ્ટીંગ્સ પછી તેની જગા ઉપર લેફ્ટેનંટ ડબ્સનની આસીસ્ટંટ તરીકે નિમણુક થઈ હતી, તે જરા વિષય લંપટ હતો. કારખાનાના દેશી ગુમાસ્તાઓ તેને હમેશાં દેશી સ્ત્રીઓ મેળવી આપતા હતા. જો કોઈ ગુમાસ્તો કોઈ દહાડો તેનું કુકાર્ય કરવા માટે ના પાડતો તો ડબ્સન સાહેબ તુરત તેના નામ ઉપર રીપોર્ટ કરીને તેને કારખાનામાંથી કઢાવી મૂકવાનો પ્રયત્ન કરતો હતો. બંગાળી લોકો ચાકરીને માટે ઘણા જ લાલચુ હોય છે. આ જગતમાં એવું કયું કુકાર્ય છે કે જે કુકાર્ય ક્ષુદ્ર ચાકરીને માટે બંગાળીઓએ કરવાનો સંકોચ કર્યો છે! ચાકરી એ બંગાળીઓનું મુખ્ય જીવન ગણાતું હતું. તે વખતે જેઓ ઇસ્ટ ઇંડીઆ કંપનીના રેશમના કારખાનામાં અથવા તો મીઠાના કારખાનામાં નોકરી મેળવવા પામતા તેઓ દેશના નવાબ થઈ પડતા હતા; અને રેશમના કારખાનામાં જેઓ ગુમાસ્તાગીરી કરતા હતા તેઓને ડબ્સન સાહેબના કુકાર્યમાં સહાયતા કરવી પડતી હતી.

તે વખતે રામહરિ કાસમબજારમાં આવેલા રેશમના કારખાનામાં ગુમાસ્તો હતો. તે કામકાજમાં ઘણો કુશળ હતો અને સરકારી કામ પ્રાણાંત પરિશ્રમ કરીને પણ કરતો હતો. તે ડબ્સન સાહેબના શોખને પણ સરકારી કામમાંનું એક કામ ગણતો હતો. હમણાં કાસમબજારની આસપાસ આવેલાં નાનાં નાનાં સઘળાં ગામ ઉજડ થઈ ગયાં હતાં તેથી રામહરિ સરકારી કામ બરાબર બજાવી શકતો નહીં.

એક દિવસે ડબ્સન સાહેબે રામહરિને કહ્યું, "સાલા બદજાત! ટોમ કુચ કામકા આદમી નહી હે. તુમકો બરખાસ્ત કરનાં હોગા." રામહરિએ જોયું કે મોટી આફત આવી પડી, હવે કામ બજાવ્યા સિવાય છૂટકો નથી, તેથી સાહેબને સલામ કરીને સ્ત્રીની શોધમાં ઉતરી પડ્યો. ચાર પાંચ દિવસ સુધી શોધ કરતાં પણ જ્યારે તેને કોઈ પણ સ્ત્રી હાથ લાગી નહી, એટલે તે ડબ્સન સાહેબની પાસે ગયો અને સરકારી કામ પાર પાડવા માટે સાહેબ પાસે સાત દિવસની રજા માગી, પરંતુ કેટલાંએક જરૂરીઆત કામ હોવાથી સાહેબે તેને રજા આપી નહીં. તે પછી એક દિવસે રવિવારને પાછલે પહોરે ડબ્સન સાહેબ દેવળમાંથી પાછો ફર્યો તે વખતે તેણે રામહરિને પોતાની પાસે બોલાવ્યો. રામહરિ, ધ્રૂજતો ધ્રૂજતો સાહેબની આગળ હાજર થયો એટલે સાહેબ ક્રોધ કરીને બોલી ઉઠ્યો,—"ઓ કમજાત! તુમકો યાદ નહીં કે, તીન ચાર દફે હમ તુમકો માફ કીયા, પીછે ચાકરી જાયગા." જે સાંભળીને રામહરિ બહુ જ ભયભીત થઈ ગયો અને બોલ્યો, "થેંકયુ સર! વેરી ગુડસર." એમ બોલીને સાહેબના બંગલામાંથી બહાર નીકળ્યો અને વિચાર કર્યો કે આજે ગમે તેમ થાય પણ સાહેબને સ્ત્રી મેળવી આપવી. ઘણો વિચાર કર્યો પછી તેને યાદ આવ્યું કે, સભારામની દીકરી સાવિત્રી પોતાના પડી ગયેલા ઘરમાં રહે છે, તેથી

સાવિત્રીની પાસે આવીને તેને અનેક લાલચો બતાવી લોભવા લાગ્યો. પરંતુ સાવિત્રી પતિવ્રતા હતી. પ્રાણ જતાં પણ પોતાનો ધર્મ ત્યાગ કરે તેવી તે ન હતી. તેણે ભાવી સંકટમાંથી બચવા માટે નાસી જવાનો વિચાર કર્યો, પરંતુ મરવા તૈયાર થયેલા પિતાને મૂકીને કેમ જવાય ? છેવટે તે પરમેશ્વરના ઉપર વિશ્વાસ રાખીને ત્યાંજ રહી. જ્યારે તેને રામહરિની વાત યાદ આવતી ત્યારે તે બોલી ઉઠતી કે, "ઓ દીનબંધુ ભીડભંજન ભગવાન્ ! તમે મારા શીયળનું રક્ષણ કરજો." રામહરિએ બે ત્રણ દિવસ સુધી સાવિત્રીને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સાવિત્રી સમજી નહિ. છેવટે રામહરિએ જોયું કે સાવિત્રી કોઇ પણ રીતે માનશે નહી તેથી તેણે આજે રાત્રે કારખાનાના મજુર મારફતે, સાવિત્રીને બળાત્કારથી ઉંચકી લાવીને સાહેબના બંગલાના આગલા ભાગમાં બેસાડી છે, અને સાવિત્રી કંપતી ભયથી 'હે ભીડભંજન ભગવાન્ મારી રક્ષા કરો, રક્ષા કરો' એમ પ્રાર્થના કરતી બેઠી છે.

રાતના આઠનો સુમાર હતો; તે વખતે સાવિત્રીને ડબ્સન સાહેબના બંગલાની આગળના ભાગમાં મૂકાવીને રામહરિએ ડબ્સન સાહેબને તે ખુશાલીના સમાચાર આપ્યા. સાહેબે ખુશી થઇને કહ્યું કે, "અચ્છા અંદર લેઆઓ"

ઇશ્વરનું કર્તવ્ય મનુષ્યના વિચારની બહાર છે. પાપીઓને કુકર્મ કરતાં અટકાવવા માટે અને પાપીઓના જૂલમમાંથી નિરાધારની રક્ષા કરવા માટે ઇશ્વર કાર્યકરણ શૃંખલાદ્વારા પાપીઓના હાથપગ બાંધી રાખે છે. રામહરિ સાવિત્રીને અંદરના ઓરડામાં લાવવા માટે જેવો બહાર નીકળ્યો કે તેણે કારખાનાના વડા અધ્યક્ષ ફ્રાન્સીસ સાઇકને બહારના ભાગમાં ઉભેલો દીઠો. સાઇક સાહેબ વિષયલંપટ ન હોતો, એટલું જ નહીં, પરંતુ તે બીજા સાહેબોને પણ કુકર્મો અને હલકાં કામો કરતાં અટકાવવાનો બનતાં સુધી પ્રયત્ન કરતો હતો. રામહરિને જોતાં વેંત જ સાઇક બોલી ઉઠયો; 'અરે આ સ્ત્રી કોણ છે ?' રામહરિ પોતાના ઉપરીને જોઇને પ્રથમ તો ઝંખવાણો પડી ગયો, પરંતુ પાછળથી હીંમત આણીને બોલ્યો, "ધર્માવતાર ! કોઇએક વૈષ્ણવડી અંધારી રાત્રે ભૂલી પડી હતી. તેને હું અહીં તેડી લાવ્યો છું. તે આજની રાત મારે ઘેર રહેશે અને કાલે સવારે પોતાના અખાડામાં પાછી ચાલી જશે."

સાઇક સાહેબ, આ વખતે બહુ જ ઉતાવળના કામમાં હતો તેથી બીજો કંઇ પણ પ્રશ્ન ન કરતાં અંદર ગયો અને ડબ્સન સાહેબના ઓરડાની સાંકળ ખખડાવીને પોકારવા લાગ્યો. લેફ્ટેનંટ ડબ્સને અંદરથી તુરત જવાબ આપ્યો. "કમઇન સર, મીસ્તર સાઇક" એટલે સાઇક અંદર જઇને બોલ્યો, "લેફ્ટેનન્ટ ડબ્સન !

તમારે હમણાં જ દીનાઝપુર જવું પડશે. પચાસ ગોરા સીપાઇ અને બસો દેશી સીપાઇઓને સાથે લઇને તમે હમણાં જ દીનાઝપુર ચઢી જાઓ. મેં લેફ્ટેનન્ટ મેજર એડલીકને સઘળા સામાનની તૈયારી કરવા માટે એક લેટર લખ્યો છે. હું ધારું છું કે તેણે સઘળો બંદોબસ્ત કરી રાખ્યો હશે. તમારે જરા પણ વિલંબ કરવો નહીં. હમણાં ને હમણાં જ તૈયારી કરો. દીનાઝપુરના આર્મીનીયન વેપારીએ કયારાપીટ આરાટુનના મીઠાના ગોડાઉનમાં ત્રીસ હજાર મણ મીઠું ભરેલું છે. તેને પોતાનું સઘળું મીઠું ટ્રેડીંગ કંપનીને–વેપારી સભાને ત્યાં વેચવા માટે વારંવાર સમજાવ્યો, તથાપિ તે કોઇ પણ રીતે માનતો નથી. મેં છેવટે મણ દીઠ બે રૂપીઆનો ભાવ આપવાનું તેની પાસે કબુલ કર્યું, તે પણ તેણે માન્યું નહીં. માટે તમારે ત્યાં જઇને પ્રથમ તો તેને મણ દીઠ બે રૂપીઆનો ભાવ આપવાની વાત કહેવી અને સમજાવવો. જો તે સમજે નહીં તો તેનું સઘળું મીઠું જપત કરી લેવું અને મણ દીઠ બે રૂપીઆને ભાવે જેટલા રૂપિયા થાય તેટલા તેના ગુમાસ્તાને મોકલી આપવા."

ડબ્સન બોલ્યો, "આપ ઘેર પધારો, હું હમણાં જાઉં છું." પરંતુ સાઇક દરેક કામને માટે બહુ જ ચીવટ ધરાવતો હતો તેથી તેણે કહ્યું, "તમને રવાના કર્યા પછી જ હું ઘેર જઇશ. તમે તમારા ચાકરને લૂગડાં બાંધવા માટે કહો." ડબ્સને જાણ્યું કે, હું જ્યાં સુધી રવાના થઇશ નહીં ત્યાં સુધી સાઇક સાહેબ જશે નહીં, તેથી તેણે પોતાના ચાકરોને ઉતાવળથી સામાન બાંધવાનો હુકમ આપ્યો અને બહાર આવી રામહરિને એક લાત મારીને કહ્યું, "સાલા, સાઇક સાહેબકું દેખતા નહીં, સમાલો."

રામહરિ, સાહેબની કોમળ લાતનો પ્રહાર પડતાં જ અંદરના ભાગમાંથી બહાર આવ્યો અને સાવિત્રીને કહ્યું, "ઝટ નાસી જા, આજ હાથે પગે લાગીને સાહેબને બહુ સમજાવ્યો છે." તે સાંભળીને સાવિત્રીના શરીરમાં નવું બળ આવ્યું અને તે દિઙ્મૂઢ થઇ, પ્રાણ લઇને ત્યાંથી દોડવા લાગી. રાત્રિ અંધારી હતી. પોતે કઇ દિશાએ દોડે છે તેનું તેને જરાએ ભાન નહોતું. "હે પરમેશ્વર! આજે તમે મારી રક્ષા કરી છે, તમે મારી લાજ રાખી છે." એમ બોલતી બોલતી તે ઉતાવળથી દોડવા લાગી.



## પ્રકરણ ૫ મું

## લૂંટ કે વેપાર?

ઇસ્વી સન ૧૭૬૫ માં ઇસ્ટ ઇંડીયા કમ્પનીના કામદારોએ બંગાળામાં વ્યાપાર સંબંધે જે કાયદાઓ અમલમાં આણ્યા હતા તે સઘળા લખ્યા વિના

બનાવો વાંચનારાઓના સમજવામાં આવશે નહીં. માટે આ પ્રકરણના આરંભમાં સઘળા ઐતિહાસિક બનાવો લખવા યોગ્ય છે.

બંગાળાનો છેલ્લો સુબેદાર, ઉદારચેતા, ન્યાયપરાયણ અને પ્રજા હિતૈષી કાસમઅલ્લી, જે કારણોને લીધે ઇંગ્રેજેનું ક્રોધપાત્ર થઈ પડ્યો હતો અને જે કારણોને લીધે રાજગાદી ઉપરથી તે પદભ્રષ્ટ થયો હતો, તે સઘળી વાત હિન્દી લોકો સારી રીતે જાણે છે. ઇસ્ટ ઈંડીયા કમ્પનીના કામદારોએ, પોતાના વેપારની વસ્તુઓની દેશમાં ચાલતા ધારા મુજબ જગાત આપવાની સાફ ના પાડી. કાસમઅલ્લીએ જોયું કે ઇંગ્રેજો જગાત આપવા કબુલ થતા નથી, ત્યારે ગરીબ બંગાળીઓની પાસેથી જગાત લેવી એ ઘણો જ અન્યાય ગણાય. તે વખતે તે બંગાળાનો રાજા હતો, તેથી તે એક પ્રજાની પાસેથી જગાત છોડી દે અને બીજી પ્રજાની પાસેથી જગાત લે, એ તેને પોતાને ગેરવાજબી લાગ્યું, અને તે ન્યાયપરાયણ રાજાએ ન્યાયને અનુસરીને જગાત લેવાનો ધારો એકદમ બંધ કરવાનો જ મનમાં વિચાર કર્યો,—તેમ ન કરવાથી ન્યાયને કલંક લાગતું હતું. પરંતુ ખ્રીસ્તી ધર્મના સભ્ય ઇંગ્રેજ વેપારીઓ બોલી ઉઠ્યા કે, તમારે દેશીઓની પાસેથી તો જગાત લેવી જ જોઇએ અને ઇંગ્રેજ વેપારીઓને જ જગાતના ભારમાંથી મુક્ત કરવા જોઇએ. ઇસ્લામ ધર્માવલંબી કાસમઅલ્લી ઇંગ્રેજોના આ નવીન વ્યવહારના મર્મને સંપૂર્ણ સમજી શકયો નહીં. તેણે રાજનીતિનાં ગૂઢ તત્ત્વોનો સંપૂર્ણ રીતે અભ્યાસ કર્યો નહોતો તેથી તેણે તે વાતમાં પોતાની સંમતિ આપી નહી, તે જ કારણને લીધે ઇંગ્રેજોને તેની સાથે વિવાદ થયો, અને છેવટે તે ઇંગ્રેજોની રાજનીતિનો ભોગ થઇને રાજગાદી ઉપરથી પદભ્રષ્ટ થયો. ઇસ્વી સન ૧૭૬૪ માં મીરકાસમના પદભ્રષ્ટ થવાની વાત છેક વિલાયતમાં પહોંચી ગઈ, અને ઇસ્ટ ઇન્ડીયા કંપનીના ડીરેક્ટરોએ વિચાર કર્યો કે કલકત્તાના કામદારોએ અન્યાય કરવા માંડ્યો છે અને તેઓ દેશી વેપારીઓના ઉપર જે જૂલમ ગુજારે છે, તેથી થોડા જ વખતમાં તેઓનું બંગાળમાં ચાલતું ઘણીપણું એકદમ તૂટી પડશે. ડીરેક્ટરોમાં સુદીવાન નામનો એક પુરુષ ઘણો જ ન્યાયી હતો. તેનો લોર્ડ કલાઇવને માટે સારો વિચાર નહતો. તેને ખાત્રી હતી કે લોર્ડ કલાઇવને ધર્માધર્મનું જરા પણ જ્ઞાન નથી; તે ધનને લોભે ગમે તેવાં હલકાં કાર્ય કરીને પણ પોતાના હાથને કાળા કરવા સમર્થ છે.

લોર્ડ કલાઇવ પણ એટલા માટે જ ફરીને ભારતવર્ષમાં આવવાની ઇચ્છા રાખતો નહોતો. પરંતુ મીરકાસમ રાજગાદી ઉપરથી પદભ્રષ્ટ થયા પછી ડીરેક્ટરોએ લોર્ડ કલાઇવને પાછો ભારતવર્ષમાં મોકલવાનો ઠરાવ કર્યો. બીજી તરફ લોર્ડ કલાઇવે પણ અરજદાર થઇને ઇસ્વી સન ૧૭૬૪ માં એપ્રિલ મહિનાની ૨૭ મી તારીખે એવા જ

વિચારની એક અરજી ડીરેકટરોના ઉપર મોકલી અને તેમાં એમ જણાવ્યું કે, મને જો ફરી બંગાળામાં મોકલવામાં આવશે તો હું કમ્પનીના કામદારોને મીઠું, તમાકુ અને સોપારીનો વેપાર કરવા દઇશ નહીં. ડીરેકટરોએ તેને મોકલવાનો ઠરાવ કર્યો પછી કલાઇવ પોતાના લખાણ પ્રમાણે વર્તવાનો સ્વીકાર કરીને ભારતવર્ષમાં આવ્યો. ડીરેકટરોએ કલાઇવને ભારતવર્ષમાં મોકલ્યા પછી તુરત જ ઇસ્વીસન ૧૭૬૪ ના જુન મહિનાની પહેલી તારીખે ઇસ્ટ ઇન્ડીયા કંપની તરફના કલકત્તાના કામદારોએ મીઠું, તમાકુ અને સોપારીના વેપારમાં કેવા ધારાઓ અમલમાં મેલવા તે વિષે ઉપદેશ પૂર્વક એક લાંબો કાગળ લખીને કલકત્તાની કૌંસીલ ઉપર મોકલ્યો. ડીરેકટરોના તે પત્રમાં એવો હુકમ હતો કે તે કલકત્તાની કૌંસીલે અને ગવર્નરે, મુર્શીદાબાદના હાલના નવાબની સાથે વિચાર કરી તેનો મત લઇને મીઠું તમાકુ અને સોપારીના વેપાર સંબંધે નવા કાયદાઓ બાંધવા; તેમાં નવાબના લાભ અને હાની તરફ વધારે ધ્યાન આપવું અને દેશી વેપારીઓ તથા દેશી પ્રજાઓને હાની પહોંચે નહી તે તરફ પણ વિશેષ લક્ષ આપીને કાયદાઓને અમલમાં લાવવા.

તે સમયે જે ઇંગ્રેજો, ભારતવર્ષમાં આવતા હતા તેમાંના કેટલાક સઘળા ધનના લોભી, સ્વાર્થી અને હલકા હતા. તેઓ અન્યાયથી ડરતા નહતા. કલાઇવે પણ ભારતવર્ષમાં આવતી વખતે જે વચનો અંગીકાર કર્યાં હતાં તે વચનો તે એકદમ ભૂલી ગયો અને પોતાની મરજી મુજબ વર્તવા લાગ્યો. નવાબનો મત લેવો તો એક તરફ રહ્યો, પરંતુ તેને એક વાત પણ પુછવામાં આવી નહીં. ઇસ્વી સન ૧૭૬૫ ના ઑગષ્ટની ૧૦ મી તારીખે તેણે બંગાળાની સંપત્તિ લૂટવાના અભિપ્રાયથી મીઠું તમાકુ અને સોપારીના વેપાર સંબંધી દેશમાં અત્યંત ભયાનક ધારો ચાલુ કર્યો. એ ધારાને લીધે દેશની પાયમાલી શરૂ થઈ, ચારે દિશાઓમાંથી પ્રજાઓનો હાહાકાર ઉઠી નીકળ્યો અને દેશી પ્રજાનાં દુઃખનો કોઈ પણ આરો રહ્યો નહી.

કલાઇવ અને તેના કૌંસીલીયાએ કલકત્તામાં ટ્રેડીંગ એસોસીએશન નામની એક વેપારી સભા સ્થાપન કરી. તે સભામાં કંપનીના ઇંગ્રેજ કામદારોજ ઘણું કરીને સભાસદ હતા. તે સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે દેશમાં જેટલુ મીઠું, તમાકુ અને સોપારી નીપજે છે, તે સઘળી વસ્તુ દેશી વેપારીઓએ પ્રથમ આ વેપારીની સભાને અગાઉથી ઠરાવેલી કીંમતે વેચવી, તે પછી વેપારીસભા તે વેપારની વસ્તુઓ દેશી વેપારીઓને વેચાતી આપે, પણ દેશી વેપારીઓ પરભાર્યો દેશી વેપારીઓની પાસેથી કદી પણ કોઇ વેપારની વસ્તુ ખરીદ કરી શકે નહીં. ભાવના સંબંધમાં એવો ઠરાવ કરવામા આવ્યો કે વેપારીસભાઓએ આ દેશમાં મીઠું તૈયાર કરનારા લોકો પાસેથી પચોતેર રૂપીએ સો મણ મીઠું ખરીદ

કરવું અને તેઓએ પાંચસો રૂપીઆને ભાવે સો મણ મીઠું દેશી વેપારીઓને વેચાતું આપવું. દેશી લોકો આ ઠરાવ થયાની અગાઉ બે પૈસે એક શેર મીઠું ખરીદતા હતા, પરંતુ હમણાં મીઠું તૈયાર કરનારા લોકો સવા રૂપીઆને ઠેકાણે બાર આને ઇંગ્રેજી વેપારી સભાને વેચાતું આપવા લાગ્યા, અને બીજી તરફ દેશના લોકોને સવા રૂપીઆને બદલે સાત સાડાસાત રૂપીઆને ભાવે વેચાતું આપવા લાગ્યા. જગતમાં સૌને મીઠા સાથે કામ પડે છે. જ્યારે દેશી વેપારીઓ પાંચ રૂપીએ મણ મીઠું વેપારીસભા પાસેથી ખરીદ કરીને સાત સાડાસાત રૂપીએ બજારમાં વેચવા લાગ્યા, ત્યારે ઇંગ્રેજીપેઢીને મોટો લાભ થવા લાગ્યો અને દેશી પ્રજાને મોટી હાની થવા લાગી. ઇંગ્રેજોની બનેલી વેપારી સભા મીઠાનાં વેપારને પોતાના સ્વાધિનમાં લઇને દેશનું ધન હરણ કરવા લાગી, દેશના ગરીબ લોકોમાં હાહાકાર થવા લાગ્યો. ઘણાક ગરીબ લોકો એકદમ મીઠું ખરીદવાને અસમર્થ થઇ પડ્યા *અને તેઓ એક જાતના લાકડાના કોયલાને પાણીમાં ભીંજવી તેનું પાણી ગાળી* લઇને મીઠાની જગાએ તેનો ઉપયોગ કરવા લાગ્યા.

કલાઇવની કૌંસિલનો એક બીજો મેમ્બર ફ્રાન્સીસ સાઇક તે વખતે રેશમના કારખાનાનો અધ્યક્ષ હતો. તેણે મુર્શીદાબાદના નવાબની પોતાને આધિન કરી લઇને તેઓના હાથની સહીવાળા ઘણા પરવાનાઓ બહાર પાડ્યા; અને તે સઘળા પરવાનાઓ દ્વારા મીઠાના અગરીયાઓને એવો હુકમ કરવામાં આવ્યો કે તેઓએ ઇંગ્રેજી વેપારી સભાને લખી આપવું કે અમે જેટલું મીઠું તૈયાર કરશું તેટલું ઇંગ્રેજી પેઢીને વેચાતું આપશું. તે વિના બીજા કોઇને ગાગડો પણ વેચાતું આપશું નહીં તથા જો કોઇ પણ લેસન લીધા વગર મીઠું તૈયાર કરે અથવા તો લેસન લેવામાં વિલંબ લગાડે તો તેને યોગ્ય શિક્ષા કરવી. તે વેળા મુર્શીદાબાદનો નવાબ, ઇંગ્રેજોના હાથમાં હતો, તેની ઉમર નાની હતી અને તેનો દીવાન નંદકુમાર ન હોતો, પણ તેની જગ્યાએ મહંમદ રેઝાખાનની નિમણુક કરવામાં આવી હતી. મહંમદ રેઝાખાન ઇંગ્રેજોની મહેરબાની ચાહનાર હતો. તેણે ઇંગ્રેજ વેપારીઓના કહેવાથી મીઠાના સંબંધમાં ઉપર કહેલો પરવાનો નવાબને નામે દેશમાં દાખલ કરીને મધ્યમ સ્થિતિના લોકોનું સત્યાનાશ કાઢી નાખ્યું હતું. આ વખતે નંદકુમાર જો દીવાનના પદ ઉપર હોત તો દેશની આવી દુર્દશા કોઇ પણ રીતે થવા દેતજ નહીં.

મીઠાનો પરવાનો દેશમાં દાખલ થયા પછી ઇંગ્રેજોના મીઠા ખાતાના ગુમાસ્તાઓ અને સાહેબો, અપરાધ વગર પણ સેંકડો દેશી લોકોને અપરાધી ઠરાવી કેદ કરવા લાગ્યા અને તેઓએ લેસન લીધા વિના મીઠું બનાવ્યું છે એવો તેઓના ઉપર અપરાધ મૂકીને અથવા તો પરવાનાનો હુકમ તોડ્યો છે એવો અપરાધ

મૂકીને, તેઓને શિક્ષા કરવા લાગ્યા. જેઓએ લેસન લીધેલું હતું તેઓના ઉપર પણ વખતો વખત એવો અપરાધ મુકવામાં આવતો હતો કે તેઓ ઈંગ્રેજ પેઢીને મીઠું ન આપતાં માંહોમાંહિ છૂપી રીતે મીઠું વેચે છે. જેઓ ઈંગ્રેજ પેઢીની પાસેથી મીઠું વેચાતું લઇને વેચતા હતા તેઓના ઉપર ઠરાવેલી કીંમત કરતાં વધારે કીંમતે વેચવાનો આરોપ મૂકીને વખતે વખતે તેઓને પણ શિક્ષા કરવા લાગ્યા. દેશમાં જે લોકોની સાત પેઢીમાં પણ કોઇએ મીઠું વેચવાનું અથવા તો લેવાનું કામ કર્યું નહોતું તેવા કુલીન પુરુષોના ઉપર પણ છૂપી રીતે મીઠું વેચાતું લેવાનો આરોપ મૂકીને વખતો વખત તેઓને કેદમાં મોકલવા લાગ્યા. આ અપરાધના ખરા કે ખોટાપણા વિષે કંઇ પણ તપાસ કરવામાં આવતી નહીં. એક વ્યક્તિ બીજાના વિરુદ્ધમાં ફરીયાદ કરે તો તુરત અપરાધીને કેદ કરીને લાવવામાં આવતો; અને એ પ્રમાણે કળા કૌશલ્યથી કોઇ મનુષ્યને કેદ કરીને લાવવાથી ગુમાસ્તાઓ અને સાહેબને કાંઇ ને કાંઇ લાભ થતો હતો. અપરાધી દંડ આપતો તો તે છૂટી જતો, નહી તો તેને જેલખાનું સેવવું પડતું હતું. કોઇ કોઇ અપરાધીના ઘરબાર લૂટી લેવામાં આવતાં તથા તેઓની સ્ત્રીઓને અનેક પ્રકારનાં અપમાન તથા ભયંકર જૂલમ સહન કરવો પડતો હતો. એક હાથે ચાલતાં મીઠાના વેપારને લીધે લાંબા કાળ સુધી બંગાળીઓને જે કાંઇ ભયંકર જૂલમ સહન કરવો પડ્યો છે, તે સહજમાં વર્ણવી શકાય તેવો નથી. ગામના કુલીન પુરુષો જ્યારે મીઠાના કારખાનાનો ગુમાસ્તો અથવા તો મીઠાનો દરોગો ગામમાં આવે છે, એવી વાત સાંભળતાં કે, પોતાનાં ઘર છોડી દઇ સ્ત્રી અને છોકરાંની સાથે બીજી જગ્યાએ નાસી જતા હતા.

ઇસ્વીસન ૧૭૬૫ સપ્ટેમ્બરની ૧૮ મી તારીખે કલાઇવે અને તેની કૌંસીલના મેમ્બરોએ મીઠું, તમાકુ અને સોપારીના વેપાર સબંધી બીજા પણ કેટલાક કઠિન ધારાઓ ચાલુ કર્યાં હતા, પરંતુ તે વખતે નવાબના લાભાલાભ તરફ અથવા સામાન્ય પ્રજાની સગવડ તરફ એકવાર ભૂલથી પણ ધ્યાન આપવામાં આવ્યું નહતું. આ ધારાઓ ચાલુ કર્યા પછી ડીરેક્ટરો આ ધારાઓ નાકબુલ કરશે એવી શંકાથી એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો કે, મીઠાના, તમાકુના અને સોપારીના વેપારમાં વેપારીસભાને જે લાભ થાય તેમાંથી સેંકડે ૨૫ ટકા અને બાકીના રૂપીઆ ગવર્નર, કૌંસિલના મેમ્બરો, સેનાપતિ તથા ઇસ્ટ ઇંડીઆ કંપનીના નાના મોટા સઘળા કામદારોએ પોતપોતાના હોદ્દા પ્રમાણે વહેંચી લેવા. તે વખતે ખ્રીસ્તી ધર્મના પ્રચાર માટે બે ધર્મોપદેશકો કલકત્તામાં રહેતા હતા, તેઓને પણ વેપારીસભા થોડો થોડો લાભ આપતી હતી.

આ પ્રમાણે મીઠાના વેપાર એક હાથ કર્યા અગાઉ કર્યાંરાપીટ આરાટુન નામના

એક આર્મીનીઅન વેપારીએ ત્રીસ હજાર મણ મીઠું વેચાતું લઈને દીનાઝપુરમાં એકઠું કરી રાખ્યું હતું. તેણે જ્યારે સાંભળ્યું કે ઈંગ્રેજ લોકોએ દેશનું તમામ મીઠું ખરીદ કરી લીધું છે અને તેઓ મોટી કીમતે દેશી વેપારીઓને વેચાતું આપે છે, તથા કંપનીના લૈસન વિના બીજા કોઈએ પણ મીઠું વેચવું નહીં, આવી રીતનાં નવાબ તરફનાં જાહેરનામાં દેશમાં ફેરવ્યાં છે, તે વખતે તેણે પોતાનું મીઠું વેચવું બંધ કર્યું. તેણે મનમાં વિચાર કર્યો કે, આ ધારો અમલમાં આવ્યા પછી મીઠાનો વેપાર એકદમ છોડી દેવો. પરંતુ આ વર્ષમાં ધારો અમલમાં આવ્યા પછી મીઠાનો પાંચગણો ભાવ થઇ જશે માટે આ વર્ષમાં જે મીઠું શીલકમાં છે તે વેચીને થોડોક લાભ મેળવી શકાશે. આવો વિચાર કરીને, આરાટુને પોતાના ગુમાસ્તાને હુકમ કર્યો કે આપણી પાસે જે મીઠું છે તે સઘળું હમણાં વેચવું નહી. ઈંગ્રેજોએ તે વખતે તેનું તમામ મીઠું હાથ કરવા માટે અનેક ઉપાયો કીધા. તેની પાસે ૩૦ હજાર મણ મીઠું હતું, તેથી ઈંગ્રેજો હમણાં એક રૂપીએ મણના ભાવે તમામ મીઠું ખરીદ કરીને દેશી વેપારીઓને પાંચ રૂપીઆને ભાવે વેચાતું આપે તો તેઓને એકલાખ અને વીશહજાર રૂપીઆનો નફો થાય. વેપારીસભાના અધ્યક્ષ વેરેલસ્ટ અને સાઇક આર્મીનીયન વેપારીનું મીઠું હાથ કરવા માટે અનેક પ્રયત્ન કર્યા અને છેવટે તેને મણ દીઠ બે રૂપીઆનો ભાવ આપવાનું પણ કબુલ કર્યું. પરંતુ આરાટુને તે માન્ય કર્યું નહીં, એટલે ઈંગ્રેજોએ તેનું તમામ મીઠું બળાત્કારે પોતાના સ્વાધીનમાં લેવાનો ઠરાવ કર્યો. વેપારીસભાના અધ્યક્ષ વેરેલસ્ટ તથા સાઇક આરાટુનનું દીનાઝ-પુરમાં આવેલું તમામ મીઠું ખાલસા કરવા માટે લેફટેનન્ટ ડબ્સનને કેટલાએક ગોરા અને દેશી સીપાઈઓ સાથે દીનાઝપુર મોકલ્યો. ડબ્સને આરાટુનનું સઘળું મીઠું બલાત્કારથી ખાલસા કર્યું. આરાટુને છેવટે લાચારીથી વેરેલસ્ટ અને સાઇક સાહેબના ગુમાસ્તાને નામે કલકત્તાની મેયર કોર્ટમાં ફરીયાદી માંડી. મેયર કોર્ટનું કામ અને આરાટુન સાહેબના મુકર્દમાનો વિચાર યોગ્ય ઠેકાણે વિસ્તારથી કરીશું. હવે આપણે નિરાધાર અને જુલમથી પીડાતી સાવિત્રીની તરફ નજર કરીએ.

## પ્રકરણ છઠ્ઠું

### પિતાનો વિયોગ

રાત્રિ ઘણીજ અંધારી હતી, વરસાદ અટક્યા વગર મુશળધારાએ વરસતો હતો, મનુષ્યનો કે બીજા પ્રાણીનો શબ્દ સંભળાતો નહોતો, માત્ર વરસાદ જ ગાજતો હતો અને વીજળીના ક્ષણસ્થાયી પ્રકાશવડે વારંવાર રસ્તાની બન્ને બાજુ ઉપર આવેલાં એક બે ઝુંપડાં નજરે પડતાં હતાં. પરંતુ તે કોનાં ઝુંપડાં છે અથવા તો કીયા

ગામનાં ઝુંપડાં છે તે નિશ્ચય થઇ શકતો નહોતો. આવી ભયંકર અને અંધારી મધ્યરાત્રે ઝડીવાળા વરસાદમાં એક અઢાર વર્ષની સ્ત્રી, ઉંચે શ્વાસે દોડી જાય છે. પરંતુ પોતે કઈ દિશાએ અને ક્યાં જાય છે તે, તે પોતે જરાપણ જાણતી નથી.

ઘણીવાર સુધી દોડવાથી સાવિત્રી થાકી ગઈ. હવે તેનામાં દોડવાની શક્તિ રહી નહતી. આજનો આખો દિવસ તેણે ભૂખમાં કાઢ્યો હતો. તે ઉપરાંત તેના ઉપર દુઃખના ડુંગરો પણ ફરી વળ્યા હતા, તેથી તેના શરીરમાં બળ ક્યાંથી રહે? હમણાં પોતાના ઉપર આવી પડેલી વિપત્તિ જરા દૂર થઈ હતી, તેથી મરણ કાંઠે બેઠેલા પિતાની દુર્દશા તેને સાંભરી આવી. પિતાની દુર્દશા સ્મરણમાં આવતાં જ સાવિત્રીના હૃદયમાં પાછો સંતાપાનલ એકદમ સળગી ઉઠ્યો, અને તે મનમાં વિચાર કરવા લાગી–"હાય! હાય! મરણ વખતે હું અભાગિણી પિતાનું મુખ પણ જોવા પામી નહીં, પિતાના મુખમાં છેવટે પાણીનું એક ટીપું પણ મૂકવાને ભાગ્યશાળી થઇ નહીં તેમ મરણ વેળા પિતાને ભગવાનનું એક નામ પણ સંભળાવવાને ભાગ્યશાળી થઈ નહીં. હાય! મારા નિરાધાર પિતાનું શું થયું હશે!" મરણ વખતે પિતાના કાનમાં ભગવાનનું એક નામ પણ ગયું નહીં, આ વિચાર સાવિત્રીના મનને બહુજ દુઃખ દેવા લાગ્યો. સો દોઢસો વર્ષની અગાઉ આ દેશની સ્ત્રીઓના મનમાં ધર્મનો દૃઢ સંસ્કાર હતો. તેઓને વિશ્વાસ હતો કે મનુષ્યે ગમે તેવાં પાપ કર્યાં હોય તોપણ મરણ વખતે જો તે નારાયણનું પવિત્ર નામ શ્રવણ કરે તો તેની અવશ્ય મુક્તિ થાય. ધર્મના આવા દૃઢ સંસ્કારને લીધે સાવિત્રીના મનમાં બહુ જ સંતાપ થવા લાગ્યો, અને પોતાના પિતાની દુર્દશાનો વિચાર કરતાં કરતાં તે અત્યંત વિહ્વળ બની ગઇ.

આગળ ચાલતાં ચાલતાં વિજળીના પ્રકાશથી રસ્તાની બાજુપર આવેલું ખડનું એક ઝુંપડુ નજરે પડયું, એટલે સાવિત્રી જરા ઉભી રહી. પરંતુ તે ઝુંપડી કોની છે તે પૂછવાની હિમ્મત કરી શકી નહીં. તે ઉભી ઉભી વિચાર કરવા લાગી કે; જો આ ઝુંપડીમાં રેશમના કારખાનાના સીપાઇઓ અથવા તો બીજા કોઈ ઠોગીઆઓ રહેતા હશે તો તેઓ મારું શીયળ ભંગ કરવાને તૈયાર થશે. સાવિત્રીને એકાએક આવો વિચાર આવ્યો, તેમાં આશ્ચર્ય ન હતું. કારણ કે તે સમયે દેશી લોકો કંપની સરકારના ગુમાસ્તાનાં અથવા તો સીપાઇઓનાં નામ સાંભળીને ભય પામતા હતા અને તેઓના મનમાં તેઓના તરફ ઘૃણા ઉત્પન્ન થતી હતી. સાવિત્રી કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના છાની માની તે ઝુંપડીની પાસે જઇ કાન દઈને ઉભી રહી, વરસાદ પણ બંધ પડ્યો અને પેલી ઝુંપડીમાંથી કોઇ રોગીનો આર્તશબ્દ કાને પડ્યો. થોડીવાર પછી એક ઘરડી સ્ત્રીનો શબ્દ સાંભળવામાં આવ્યો. ઘરડી સ્ત્રી કહેતી હતી કે–"હવે તો જૂલમની હદ આવી રહી છે. માટે આ દેશમાંથી

નાસી જઈએ. દીકરી! તેં તારો અંગુઠો શા માટે કાપ્યો?" તેના ઉત્તરમાં એક બીજા માણસે ભગ્ન સ્વરથી જવાબ આપ્યો, "મા, ભાગીને પણ જવું કયાં? શું બીજું કોઈ સ્થાન છે? કાલે મેં એવું સાંભળ્યું કે ઈંગ્રેજોએ દરેક જીલ્લામાં મીઠાની દુકાનો ઉઘાડી છે, અને કેટલાએક લોકોને કામ કરાવવા માટે પરાણે વેઠે પકડે છે. આ પૃથ્વી છોડીને જો બીજે કોઈ ઠેકાણે જઈએ તો દુઃખનો છેડો આવે."

બન્નેની વાતચિત સાંભળીને સાવિત્રીએ જાણ્યું કે, સૈદાબાદમાં આવેલા આરાટુન સાહેબના કારખાનાવાળી રામા સાળવણનું આ ઘર છે. તે ઉપરથી તેના મનમાં સુખની આશાનો અંકુર ફૂટયો, અને તેણે જાણ્યું કે હું રસ્તો ભૂલીને બીજી જગ્યાએ તો ગઈ નથી, ઈશ્વરેચ્છાથી બરાબર સીધે રસ્તે આવી છું. આમ મન સાથે બડબડીને પછી તે "રામાની મા" "રામાની મા" એમ કહીને રામાની માને હાંક મારવા લાગી, પરંતુ રામાની માએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહીં. તે મનમાં વિચાર કરવા લાગી કે, આવી અંધારી મેઘલી રાતે તે વળી મને કોણ બોલાવે? ભૂત અથવા તો કોઈ ઉપદેવતા વિના મનુષ્ય આવી કાળી રાતે બહાર નિકળે કે?

રામાની મા જાણતી હતી કે જ્યારથી આ દેશમાં ઈંગ્રેજો આવ્યા, ત્યારથી બે જાતના ભૂતના જુલમનો આરંભ થયો છે. પહેલી રાતે દેશી ભૂતો હરફર કરે છે અને પાછલી રાતે પરદેશી ભૂતો હરફર કરે છે. તેણે સાવિત્રીને પણ પરદેશી ભૂત સમજીને કાંઈ ઉત્તર આપ્યો નહીં. ઘણીવાર સુધી હાંકો માર્યા છતાં કાંઈ ઉત્તર મળ્યો નહીં એટલે છેવટે સાવિત્રી ગળગળા કંઠે બોલી, "ઓ રામાની મા, હું સાવિત્રી છું. અને મોટી આફતમાં આવી પડી છું, બારણાં ઉઘાડો, અને મને ઘરમાં આશ્રય આપો." સાવિત્રીનો સ્વર સાંભળતાં જ રામાએ પથારીમાંથી ઉઠીને માને કહ્યું, "મા, આ તો સભારામની દીકરી સાવિત્રીનો સાદ લાગે છે ને બિચારી વરસાદમાં ભીંજાતી હશે, માટે ઝટપટ બારણાં ઉઘાડીને તેને અંદર આવવા દે. તે આટલી મોડી રાત્રે કયાંથી આવતી હશે? મને તો લાગે છે કે તેના બાપનો મંદવાડ વધી ગયો હશે તેથી તે મને બોલાવવા માટે આવી હશે."

રામાની માએ ધીરે ધીરે રામાના કાનમાં કહ્યું, "હું તેને ઘરમાં પેસવા દઈશ નહીં. રાંડ, જેવાં કર્મ કરે તેવું ફળ ભોગવે. મેં તેને એક વખતે રામહરિની સાથે છૂપી રીતે વાત કરતાં જોઈ હતી. તે અત્યારે કોઈ સાહેબને ત્યાં કે કોઈ બંગાલીને ત્યાં કાસીમ બજારમાં ગઈ હશે, અને હમણાં ત્યાંથી પાછી ઘેર જતી હશે, તેણે પોતાની ન્યાત જાત પણ તજી દીધી છે."–

રામા ધીરે ધીરે બોલી, "મા; મા; સાવિત્રી એવી છોકરી નથી. તે પ્રાણ જતાં પણ તેવું કામ કરે જ નહીં. હું ધારું છું કે તેના બાપનો મંદવાડ વધી ગયો

હશે તેથી મને બોલાવવા માટે આવી હશે. તેણે એક દિવસે રડતાં રડતાં મને કહ્યું હતું કે, બેન રામા! પિતા ક્યારે દેહ છોડશે તે કાંઇ હું સમજતી નથી; હું જો તને બોલાવવા આવું તો તું મદદ માટે આવજે."

રામાની મા;–"તું સુઈ જા, આ વખતે બારણું ઉઘાડાય નહીં."

રામા;–"તું ઉઘાડીશ નહીં તો હું ઉઘાડીશ."

આમ કહીને રામા હાથની વેદનાથી કરાંસતી કરાંસતી ઉઠીને ઉભી થઈ અને બારણું ઉઘાડીને સાવિત્રીને ઘરમાં લાવી. ઘર ઘણું જ નાનું હતું અને દીવો ન હોવાથી ચોતરફ અંધારું હતું. ઘરમાં એક તરફ રામાની માની અને અને બીજી તરફ રામાની પથારી હતી. સાવિત્રી જેવી ઘરમાં પેઠી કે તુરત રામાની મા તિરસ્કાર પૂર્વક બોલી ઉઠી, "આટલી રાતે ક્યાં ગઇ હતી? કાસીમ બજારમાં ગઇ હઇશ?"

સાવિત્રી રડતાં રડતાં ગળગળા કંઠે કહેવા લાગી, "રામાની મા! તમને મારા દુઃખની શી વાત કહું? આજે રાત્રે રામહરિ બાબુ કેટલાએક માણસોની સાથે મારે ઘેર આવીને મને કાસીમબજારના કારખાનામાં ઉપાડી ગયો હતો, ત્યાંથી હમણાં જ મારો માંડમાંડ છૂટકો થયો. મારી મા, મારા ભાઇઓ અને ભાભીઓ સૌ મરી ગયાં છે. અહો પરમેશ્વર મને પણ મોત આપે તો કેવું સારું થાય. મને પણ ગળે ટૂંપો ખાઇને અથવા તો ગંગાજીમાં પડીને મરવાની ઇચ્છા થાય છે. પરંતુ વળી વિચાર આવે છે કે, જો હું મરી જાઉં તો મારા વૃદ્ધ પિતાના મોંમાં મરતી વેળા પાણી કોણ મૂકે? અરેરે! આજ મારા પિતાની કેવી દશા થઈ હશે? મારા પિતા બેભાન દશામાં પડ્યા છે, અને તેની પાસે કોઈ પણ નથી."

સાવિત્રીના દુઃખની સઘળી વાત સાંભળીને, રામાનું સરલ હૃદય દુઃખથી પીગળી ગયું. રામા ભણેલી નહતી, તેમ તેને પોતાનું નામ પણ લખતાં આવડતું નહતું, પરંતુ તેનામાં શારીરિક બળ વિલક્ષણ હતું, તેમ જ તે સાહસ કરવામાં પણ એક્કી હતી. પરંતુ હમણાં ચાલતા જૂલમથી દુઃખી અને નિર્બળ થઈ પડી હતી, તેથી તેનામાં પહેલાંના જેવી સાહસ કરવાની શક્તિ પણ રહી નહોતી. સાવિત્રીની ગળગળી વાણી સાંભળીને રામા બોલી ઉઠી, "સાળો રામહરિ જો રાત્રે અંધારે ક્યાંઇ પણ મળે તો તેને સ્વાદ ચખાડું. એ સાળો હમણાં સાહેબ અને સૂબેહદારોને સલાહ આપીને સઘળાંને ત્રાસ આપે છે." રામાનું કહેવું સાંભળીને તેની મા બોલી ઉઠી "મુંગી બેસ મુંગી, આ વાત રામહરિને કાને ગઈ તો તારું માથું કાપી નાંખશે. તું સઘળાને પોતાનાં ગણીને સૌની આગળ જે મોંમાં આવે છે તે બોલે છે" રામાની માનો આમ બોલવાનો અભિપ્રાય એ હતો કે સાવિત્રી જ આ વાત રામહરિને કહી દેશે. પણ રામાનું મન ઘણું જ સરલ હતું. તેને સાવિત્રીની સરલતા ભરેલી સઘળી દુઃખની વાત સાંભળીને

સાવિત્રી ઉપર વિશ્વાસ આવ્યો. પરંતુ તેની માએ સાવિત્રીની એક વાત પણ સાચી માની નહીં. રામાની મા જુવાનીમાં દુરાચારિણી તરીકે પ્રખ્યાત હતી અને તેનું મન ઘણું જ અપવિત્ર હતું, તેથી સાવિત્રીની ગળગળી વાણી સાંભળીને, તે પોતાના મનમાં અનેક પ્રકારના સંદેહો કરવા લાગી. છેવટે પોતાના મનમાં તેણે એવો નિશ્ચય કર્યો કે, અત્યારે આ કાસીમબજારમાં ગઈ હશે અને તેને કોઈ જોઇ ગયું હશે તેથી અહીંઆ આવીને ખોટું ખોટું રડે છે. સાવિત્રીની સ્વાભાવિક દુઃખભરી પ્રત્યેક વાત જે તેનાં હૃદયમાંથી બહાર નીકળતી હતી તે સ્વાભાવિક દુઃખભરી વાણીના પ્રત્યેક શબ્દોમાં જે સત્યતા અને સરલતા રહેલી હતી, તે શું પાપાંધકારમાં ડૂબેલી અને ઘણા કાળથી પાપવડે કલંકિત થયેલી રામાની માનું પાપી મન અનુભવ કરવાને સમર્થ થઈ શકે? મન જો પવિત્ર ન હોયતો મનુષ્ય ખરા ખોટાનો નિર્ણય કરી શકતો નથી. જેનું હૃદય અપવિત્ર છે તે બીજાનું હૃદય પવિત્ર છે એમ કોઈ પણ કાળે માનતો નથી. કપટી લોકોનાં મન ઘણું કરીને સંદેહવાળાં જ હોય છે. તેઓને બીજાના કહેવા ઉપર સહજમાં વિશ્વાસ આવતો નથી. રામાની માને પણ સાવિત્રીની સઘળી વાત ઉપર વિશ્વાસ આવ્યો નહી. તેણે નિશ્ચય કર્યો કે, આ કુલટા સ્ત્રી અત્યારે કોઇપણ ઠેકાણે કુકર્મ કરવા ગઈ હશે.

તેણે થોડીવાર પછી ઘણા જ કઠોર સ્વરથી સાવિત્રીને કહ્યું, "બાઈ! અત્યારે તારે અહીં શું કામ છે? અમે કાંઈ આખી રાત જાગી શકીશું નહીં. તારો બાપ પણ એકલો ઘરમાં પડ્યો છે માટે તું તારે ઘેર જા."

સાવિત્રીએ ગળગળા કંઠે ઉત્તર આપ્યો, "માજી, હું આવા અંધારામાં એકલી કેમ જઈ શકું? તમે રામાને કહો કે, તે મને મારે ઘેર પહોંચાડે." સાવિત્રીનું કહેલું સાંભળીને રામા ઉત્તર આપવા જતી હતી તેટલામાં તો તેની મા બોલી ઉઠી "સર્પની આંખો આંજે ને દેડકાથી ડરે. તારી વાત સાંભળીને મારું માથું ફરી જાય છે. કાસીમ બજારથી આટલે સુધી અંધારામાં એકલી ચાલી આવી અને અહીંથી થોડે દૂર જતાં બીક લાગે છે, કેમ? મારી રામાને તો તાવ આવ્યો છે માટે આવા વરસાદમાં તે આવી શકશે નહીં. તારાં ભીનાં લૂગડાંના પાણીથી મારૂં ઘર ભીંજાઈ ગયું. જરા છેટે ઉભી રહે, મારી પથારી ભીંજાશે. જો રાંડ સમજાવા આવી છે તે નિકલ અહીંથી."

સાવિત્રી;–"માજી ત્યારે તમે જરા બદરઉન્નીસાને બોલાવશો. તે જો મારા દુઃખની વાત સાંભળશે તો અવશ્ય કોઈ માણસને મારી સાથે મોકલશે." રામાની મા બોલી કે,"હા, અત્યારે આવા તારી વાટ જોઇને બેઠી હશે તે તારી જોડે માણસ મોકલશે! હમણાં તેઓના ઉપર પણ જૂલમ ગુજરે છે. તેનું રેશમનું કારખાનું બંધ થયું છે, દીનાઝપૂરમાં આવેલી મીઠાની વખાર પણ લૂટી લેવામાં આવી છે, અને સાહેબ

દીનાઝપૂર ગયા છે, તેથી આયા હમણાં સાહેબના ઓરડામાં મડમની પાસેજ સૂવે છે. ત્યાં આગળ આટલી રાત્રે કોઈ પણ જઈ શકે નહીં. તું ધીરે ધીરે ચાલી જા. કાંઈ પણ બીક નથી. મને બહુ જ નિદ્રા આવે છે માટે હવે તું વધારે ટક ટક કર માં."

તેની આ વાતચીત હજુ પૂરી થઈ નહોતી તેટલામાં તો રામાએ તેને બોલતાં અટકાવીને કહ્યું, "મા આટલું બધું શા માટે બકે છે? હું તેની સાથે જઈને તેને ઘેર પહોંચાડી આવીશ." રામાની મા ગુસ્સો કરીને બોલી ઉઠી, "એ અભાગણી! તેં અંગુઠાની વેદનાથી આખી રાત ચીસો નાંખી છે અને તને તાવ પણ ચઢી આવ્યો છે, તું તે તેને કેવી રીતે પહોંચાડવા જઈ શકીશ?"

રામા, જે કામ કરવાનું પોતાના મનમાં ધારતી હતી તે કામથી બ્રહ્મા પણ તેને અટકાવી શકે તેમ નહોતું. સાવિત્રીનું દુઃખ સાંભળીને રામાનું મન પીગળી ગયું હતું. તેથી તે ધીરે ધીરે પથારીમાંથી ઉઠી, ડાબા હાથમાં વાંસનો ધોકો લઈને બોલી "ચાલ, હું તને તારે ઘેર પહોંચાડું." રામાને જવા માટે તૈયાર થએલી જોઈને તેની મા ધાંટો પાડીને બોલી ઉઠી, "એ અભાગણી! તને તાવ ચઢ્યો છે અને આવા વરસાદમાં ભીંજાઈશ કે તુરત પૂરી થઈ જઈશ."

રામાએ પોતાની માનું કહેવું કાન ઉપર ધર્યું નહીં અને તેણે તુરત ઘરની બહાર નીકળીને સાવિત્રીને કહ્યું. "બેઠી છે કેમ? ચાલ." સાવિત્રી રામાની માનું કહેવું સાંભળીને હમણાં સુધી બુદ્ધિ હીન થઈને બેઠી હતી. તેને રામાએ હાંક મારી એટલે ઉભી થઈ, ઘરની બહાર નીકળી ને રામાની સાથે ચાલવા માંડી.

રામાનું મન જેમ સ્વચ્છ હતું તેમ તે જીતેંદ્રિય પણ હતી. ઈંદ્રિયદોષ શી વસ્તુ છે તેની તેને સ્વપ્નામાં પણ ખબર ન હોતી. રામાનો બાપ તેને નાની ઉમરની મૂકીને મરી ગયો હતો. તેથી તેની માએ તેને અનાદરથી ઉછેરી હતી અને તેને નાની ઉમરમાંથીજ દુઃખ સહન કરવાનો અભ્યાસ પડી ગયો હતો. પારકાનું દુઃખ જોઈને તેનું મન દયાથી પીગળી જતું હતું. તેને કોઈ પણ બાબત ઉપર બહુ આસક્તિ રહેતી નહીં. તે ગાંડીની પેઠે આમતેમ ફર્યા કરતી, પોતાના મનને રાજી કરવા માટે વખતપર ગીત ગાતી, આડોશીપાડોશીમાંથી કોઈને કાંઇ મંદવાડ થાય તો તેઓ અર્ધી રાત્રે પણ રામાને બોલાવતાં અને ઔષધ લાવવાનું કહેતાં તો તે હસ્તે મુખે તુરત તેમનું કામ કરી આપતી, પણ ના પાડતી નહીં. આવું પરોપકારનું કામ કરવાથી ધર્મ થશે અથવા તો લોકો પોતાનાં વખાણ કરશે કે પોતાના તરફ અનુગ્રહ દેખાડશે, એવા અભિપ્રાયથી તે કોઇ પણ કામ કરતી ન હોતી, પણ કેવળ નિર્મળ બુદ્ધિથી કરતી હતી. તે તદન અભણ હતી, તેમ કોઈ પણ બાબતનો વિચાર કરવાની તેનામાં બુદ્ધિ પણ ન હોતી. લોકો ઘણીવાર તેને ગાંડી ગાંડી કહીને પણ

બોલાવતા પરંતુ તેની પણ તેને દરકાર ન હોતી. કોણુ પોતાનું સારૂં બોલે છે ને કોણુ પોતાનું નરતું બોલે છે તેનો તે કોઈ પણુ દહાડો વિચાર કરતી નહીં. બીજાનું દુઃખ જોઇને તેના મનમાં બહુજ દુઃખ ઉપજતું હતું અને હૃદયના આવેગદ્વારા દોરવાઇને તે લોકોનું દુઃખ દૂર કરવા માટે પ્રયત્ન કરતી હતી, પરંતુ જો પોતાને દુઃખ થતું તો તે બીજાની સહાયતા માંગતી નહીં. અગાઉ તેના શરીરમાં ઘણું બળ હતું, પરંતુ હમણાં તે છેક નિર્બળ થઇ ગઇ હતી.

રામા ડાબા હાથમાં વાંસનો ઘોડો લઇને આગળ ચાલી અને સાવિત્રી તેની પાછળ પાછળ ચાલવા માંડી. સાવિત્રી અશક્ત હોવાથી પાછળ રહી જતી હતી, તેથી રામા બે ચાર પગલાં આગળ ચાલીને વળી સાવિત્રી માટે ઉભી રહે છે. હમણાં તેનો જમણો હાથ સુણી ગયો હતો અને શક્તિ વિનાનો થઈ પડ્યો હતો તેથી, તેણે ડાબા હાથમાં વાંસનો ઘોડો ઝાલ્યો હતો.

થોડે દૂર ગયા પછી સાવિત્રીએ રામાને પૂછ્યું, "રામા, તારા જમણા હાથને શું થયું છે?" રામાએ ઉત્તર આપ્યો, "મેં મોટી મૂર્ખતા કરી છે." હાથનો સૂઝી ગયેલો અંગુઠો દેખાડીને, "આ અંગુઠાને દાતરડા વતે કાપી નાંખ્યો છે. જો સારા હથીઆરથી કાપ્યો હોત તો આમ થાત નહીં. ઉતાવળે કાપી નાંખવાથી આટલી વેદના ભોગવવી પડે છે."

સાવિત્રી બહુ જ આશ્ચર્ય પામીને બોલી; "હાથનો અંગુઠો શા માટે કાપી નાંખ્યો?"

રામાઃ-"અમારા કારખાનાના વણુકરો ઉપર જે જૂલમ ગુજર્યો છે તે તારા સાંભળવામાં આવ્યો નથી."

સાવિત્રી;-"ના હું તો હમણાં મારા પિતા પાસે ઘરમાં જ બેસી રહું છું. ઝાઝી બહાર નીકળતી નથી."

રામા;-"હમણાં કારખાનાના વણુકરોમાંથી ઘણું કરીને પચાસ જણાએ કંપનીના જૂલમથી પોતાના અંગુઠા કાપી નાંખ્યા છે. હમણાં સાળો નવાબ કંપની બહાદૂરનો ગુલામ થઈ બેઠો છે અને કંપનીનાં માણુસો એકદમ સર્વનું સત્યાનાશ વાળવા બેઠાં છે. ઇંગ્રેજના સીપાઇઓ તે દિવસે અમારા કારખાનામાંથી સઘળા વણુકરોને પકડીને લઈ ગયા હતા, અને કંપનીના વડા સાહેબે અમને કહ્યું કે, "તમારે હવેથી આરાટુન સાહેબના કારખાનામાં કામ કરવું નહીં, પણુ કાસીમબજારના કારખાનામાં રેશમ કાઢવા માટે આવવું." આવો ઇંગ્રેજનો હુકમ થયા પછી આરાટુન સાહેબ અમને ચાકરીમાં રાખી શકયા નહીં. આરાટુન સાહેબે આસુ ભરી આંખે અમને કહ્યું કે, "હમણાં નંદકુમાર દીવાન નથી, પણુ રેઝાખાન દીવાન છે, તે કંપની બહાદૂર જે કહે છે તે કરે છે; તેથી હું કંઇ કરી શકતો નથી."

સાવિત્રી;–"પણ અંગુઠો શા માટે કાપી નાંખ્યો ?"

રામા:–"આજ સત્તર દિવસ થયાં કંપનીનાં માણુસો અમને પકડીને કંપનીના કારખાનામાં પરાણે કામ કરાવે છે. કામ કરતી વેળા જમાદાર પાસે બેસે છે અને કામમાં જરા ભૂલ પડે છે તો ચાબકો મારે છે, તમાકુ ખાવા દેતા નથી, અને એક મહિને માત્ર દોઢ રૂપીઓ આપે છે, તે પણ એક મહિનો પૂરો થયા પછી બીજે મહિને આપે છે. તે દોઢ રૂપીઆમાથી રામહરિના કમીશન તરીકે ૭ પૈસા કાપી લેવામાં આવે છે અને જમાદાર સીપાઇઓને માટે એક આનો કાપી લે છે તેથી છેવટે અમારા હાથમાં એક રૂપીઓ ને સાડાપાંચ આના આવે છે અને તે પણ બીજા મહિનામાં. બોલ! એટલામાં અમે શું ખાઇએ? અમને આરાટુન સાહેબના કારખાનામાં મહિને દહાડે અઢી રૂપિઆ મળતા હતા. તે ઉપરાંત હિંદુ પર્વ, મુસલમાન પર્વ એમ સઘળા પર્વોને દહાડે મેમ સાહેબ સૌને બે બે આના આપતાં હતાં તે જુદા. ઘરમાં ચોખા નહોય ત્યારે મેમ સાહેબને કહીએ તો તે કારખાનામાંથી ચોખા આપવાનો હુકમ કરતાં. હવે શું એવાં માણુસો મળવાનાં છે? મેમ સાહેબ લક્ષ્મીનો અવતાર છે લક્ષ્મીનો!"

સાવિત્રી:–"પણ અંગુઠો શા માટે કાપી નાંખ્યો? શું વડા સાહેબે પોતે અંગુઠો કાપી નાંખ્યો?"

રામા:–"વડા સાહેબ શા માટે અંગુઠો કાપી નાંખે? અમે પોતે અમારા અંગુઠા કાપી નાખ્યા. અમને જ્યારે પરાણે પકડીને તેઓ કામ કરાવવા લાગ્યા ત્યારે અમે પોતે અમારા અંગુઠા કાપી નાખ્યા, અને સાહેબને કહ્યું કે, અમારે અંગુઠા નથી માટે અમે કેમ રેશમ કાઢી શકીએ?"

સાવિત્રી:–"તેમ કરવાથી સાહેબે શું તમને સઘળાને છોડી દીધાં કે?"

રામા:–"પ્રથમ બે જણાએ અંગુઠા કાપ્યા હતા તેઓને તો છોડી દીધા. તે જોઇને પાછળથી બીજા લોકોએ પણ પોતાના અંગુઠાઓ કાપી નાંખ્યાથી કારખાનામાં મોટી ગડબડ થઈ રહી છે. હવે શું થશે તે હું કહી શકતી નથી. પરંતુ સૌ જો આમ કાપીને વર્તશે તો કાળો સાહેબ પણ રેશમનું કામ જ છોડી દેશે."

આમ વાત કરતાં કરતાં બન્ને જણાં સભારામના ઘરની નજીક આવી પહોંચ્યાં. સાવિત્રીનાં કપડાં તો પહેલાંથી જ ભીંજાઈ ગયાં હતાં, અને રામાને ઘેરથી આવતી વખતે થોડો થોડો વરસાદ પડવાથી તેનાં લુગડાં પણ ભીંજાઈ ગયાં. તેને હમણાં તાવ પણ આવતો હતો. તેથી તેને એકદમ શરીરમાં ટાઢ ચઢી, અને તેણે ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું; "મને ટાઢ બહુ વાય છે, માટે દેવતા સળગાવ."

સાવિત્રીએ અંધારા વચ્ચે ઘરમાં જઇને જોયું તો પોતાના પિતાનાં લૂગડાં પાણીથી ભીંજાઈ ગયાં હતાં, શરીર ઠંડુગાર થઈ ગયું હતું, અને શ્વાસ પણ ઘણો જ વેગથી ચાલતો હતો. સાવિત્રી પિતાને બોલાવવા લાગી, પરંતુ તેનો પિતા બેભાન અવસ્થામાં પડ્યો હતો, તેથી તેણે કંઈ પણ ઉત્તર આપ્યો નહીં. ત્યાર પછી સાવિત્રીએ બહારથી થોડુંક સૂકું ઘાસ લાવીને સળગાવ્યું અને પછી પિતાનાં શરીર ઉપરથી ભીનાં લૂગડાં ઉતારી નાખીને ખડને તાપે પોતાના બે હાથ તપાવી તે ઉનાં ઉનાં હાથ પિતાના શરીર ઉપર ફેરવવા લાગી, તોપણ તેના પિતાને ભાન આવ્યું નહીં. સાવિત્રીએ હજુ સુધી કોઇનું પણ મરણ જોયું નહોતું, તેથી મરણ વખતે મનુષ્યની કેવી આકૃતિ થાય છે તેની તેને ખબર નહોતી. તેથી તે પોતાના પિતાના મરણનો સમય સમજી શકી નહીં, પરંતુ તાપથી સ્ફુર્તિ આવવાથી રામા તુરત સમજી ગઈ કે હવે સભારામ થોડો વખત છે, કારણ કે રામાએ સેંકડો લોકોની મરણ વખતે સેવા કરી હતી. આડોશીપાડોશીમાં કોઈ પણ મરવાને તૈયાર થતું કે તુરત જાગવા માટે રામાને બોલાવવામાં આવતી. રામા પણ રોગીને જોઇને કહી દેતી કે તે હવે આટલો વખત જીવશે. રામા, સભારામને શ્વાસોચ્છ્વાસ લેતાં જોઇને તેની નાડી તપાસવા લાગી, અને નાડીના વેગ ઉપરથી સભારામની ભયંકર સ્થિતિ સમજીને સાવિત્રીને તુરત કહ્યું, "એ સાવિત્રી! શું જોઈ રહી છે? તારા પિતા હવે થોડો વખત છે. નાડી ધીમી પડી ગઈ છે અને શ્વાસ પણ મંદ ચાલે છે, માટે ઉઠ, સાથરાને માટે તૈયારી કર. તુલશી પત્ર, ગંગાજળ, દહીં, સુવર્ણ, તલ, ગાયનું છાણ, દર્ભ, ચંદન વગેરે વસ્તુઓ એકઠી કર; રડ માં જરા કઠણ થા," તોપણ સાવિત્રી રડતી રહી નહીં. એટલે રામા પોતે જ તે લેવા માટે ઘરની બહાર નીકળી.

સાવિત્રી એકદમ ચમકી ઉઠી. તેનું આખું શરીર રોમાંચિત થઈ ગયું અને તે આંસુભરી આંખે રડતી રડતી પોતાના પિતાને બોલાવવા લાગી; "પિતાજી, એ પિતાજી" પરંતુ તેનો કાંઈ પણ ઉત્તર મળ્યો નહીં.

બીજી તરફ રામા મરણ વખતે જોઇતી સઘળી વસ્તુ લઇને આવી અને તેણે ઘરના આંગણામાં ગાયના છાણથી લીંપીને તુળશી, દર્ભ વગેરે વસ્તુઓ નાંખી, "નારાયણક્ષેત્ર" અર્થાત્ સાથરો તૈયાર કર્યો, અને પછી ઘરમાં આવીને સભારામની પાસે બેઠી એટલામાં ફરીને સભારામે એકવાર પાછો શ્વાસ લીધો તે જોઇને રામા બોલી, "સાવિત્રી, હવે તારા પિતાને સાથરા ઉપર લે, વખત ભરાઇ ગયો છે."

સાવિત્રી આ વેળા જડ જેવી થઈ ગઈ હતી, તેથી તેણે રામાનું કહેવું બરાબર સાંભળ્યું નહીં, એટલે રામાએ ફરીથી તેને કહ્યું એટલે સાવિત્રીએ રડતાં રડતાં પિતાના મસ્તક તરફ જઇને, માથા તરફથી પોતાના પિતાને ઉંચો કર્યો અને રામાએ

ડાબા હાથે બે પગ પકડીને ઉપાડ્યો. આમ બન્ને જણાએ સભારામને ઘરમાંથી બહાર લાવી જ્યાં નારાયણક્ષેત્ર તૈયાર કર્યું હતું તે ઉપર સૂવાડ્યો. આ વેળા આકાશ વાદળા વિનાનું થઇ ગયું અને ચંદ્રમાનાં રૂપેરી કીરણો ચોતરફ પ્રકાશી રહ્યાં. સાવિત્રી વિલાપ કરતી કહેવા લાગી "ઓ પિતાજી, મૃત્યુ વખતે હું આપના મુખની એક પણ વાત સાંભળવા ભાગ્યશાળી થઈ નહીં અને હવે થઇશ પણ નહિ."

રામા બોલી, "ઓ સાવિત્રી, વિલાપ કરવાથી શો લાભ છે? હવે તું તારા પિતાના કાનમાં ભગવાનનાં બે નામ સંભળાવ. ઘણા લોકોને શ્રીહરિનું નામ સાંભળીને સાથરામાં પણ પાછા જાગૃત થયેલા મેં જોયા છે." તે સાંભળીને સાવિત્રી પિતાના કાનની પાસે જઇને, "નારાયણ નારાયણ, શ્રીહરિ, શ્રીહરિ," વગેરે ભગવાનનાં પવિત્ર નામો સંભળાવવા લાગી.

સભારામના કાનની પાસે ઘણીવાર સુધી ભગવાનનું નામ લીધા પછી સભારામનાં બન્ને નેત્ર ઉઘડી ગયાં અને સાવિત્રીના મુખ તરફ સ્થિર થઇને સ્થંભી ગયાં. આ વખતે સભારામ જાણે ભયંકર સ્વપ્નું જોઇને જાગી ઉઠયો હોય તેવો દેખાતો હતો.

સાવિત્રીએ પુછ્યું, "પિતાજી! તમને શું થાય છે?" આ વેળા ઘરડાના બન્ને હોઠ ફરકવા લાગ્યા, તે ઉપરથી જણાયું કે તે કાંઈ પણ કહેવાને ઇચ્છે છે, પરંતુ તેના મુખમાંથી વાત બહાર નીકળી શકતી નથી. તે ઘરડાએ થોડીવાર પછી પોતાની આંખો પાછી વીંચી લીધી. સાવિત્રી ફરીને ગળગળા સ્વરે બોલી, "પિતાજી! મને તજીને આપ આમ એકલા જશો? પિતાજી, એક વાર તો મારી સાથે વાત કરો. હું તમારી દીકરી સાવિત્રી છું."

ઘરડાએ ફરીથી આંખ ઉઘાડી અને મહાકષ્ટથી તે બોલ્યો, "જાઉં છું પણ હળધરની મોહર" આમ બોલતાં બોલતાં સભારામનું મુખ જરા વાંકું થઈ ગયું અને તેનો પવિત્ર આત્મા આ જગતની સર્વ જંજાળ છોડી દઇને જોત જોતાં સ્વર્ગમાં ચાલ્યો ગયો અને તેનું શરીર પ્રાણવિનાનું થઇ પડયું.

બંગાળા દેશનો એક પ્રખ્યાત વણકર સભારામ, જેનાં સુશોભિત વસ્ત્રો નવાબની બેગમોને પણ અલંકૃત કરતાં હતાં, જેનું નામ બંગાળાના શ્રીમંતોની સ્ત્રીયોમાં પણ બહુ જ પ્રિય અને માન્ય હતું, તે સભારામ આજે અન્ન અન્ન કરતો, એક પડીને પાદર થયેલા ઘરમાં કેટલાક દિવસ સુધી લાંઘણો ખેંચીને, મરણ પામ્યો. સભારામના શયનઘરની નીચે પાંચ હજાર સોના મહોર દાટેલી પડી હતી. પરંતુ કેવળ ધનથી દુઃખો કે પીડાઓ દૂર થતી નથી, એ દાખલો આના દષ્ટાંતથી દઢ થાય છે.

સભારામને દરિદ્ર દશામાં આ સંસારમાંથી કોણે વિદાયગિરી આપી હતી? અને તેને મહાભારત દુઃખમાં કોણે ઉતર્યો હતો? આનો ઉત્તર સૌ કોઈ આપશે

કે પેલા કુલાંગાર રામહરિનાં જ આ સર્વ કર્તવ્યો હતાં. પાપી રામહરિની શીખવણીથી જ કંપનીના વડાએ, સભારામના દીકરાઓને તેઓની ઇચ્છા ઉપરાંત આગળથી ખાનાના પૈસા લેવાનો આગ્રહ કર્યો હતો અને તેથી જ તેઓની પાયમાલી થઈ હતી.

સભારામ સંસારનાં સઘળાં દુઃખોમાંથી છૂટો થઇને પરલોકમાં ચાલ્યો ગયો, અને તેની નિરાધાર દીકરી સાવિત્રી પિતાનું શબ પોતાના ખોળામાં લઇને બેશી રહી. આ વેળા સાવિત્રીની આંખમાંથી એક પણ અશ્રુબિંદુ પડતું ન હોતું. શું પિતાપર પ્રેમ ન હોવાથી તે રડતી ન હોતી? ના, ના, હમણાં તેને શોક-વિલાપ કરવાનો અવકાશ ન હોતો. જેને દુઃખ ઉપર દુઃખ, શોક ઉપર શોક, કષ્ટ ઉપર કષ્ટ અને પીડા ઉપર પીડા આવી પડે છે તેને રડવાનો વખત મળે કે? તેમ મનુષ્યની આંખમાં પાણી પણ કેટલું ભરેલું હોય? બહુજ રૂદન કરવાથી સાવિત્રીની આંખોમાં અશ્રુનું બિંદુ પણ રહ્યું ન હોતું, આંખો સૂકાઈ ગઇ હતી, અને હૃદય પણ દુઃખના ભારથી સ્થિર થઈ ગયું હતું–ધડકતુંએ ન હોતું. નાના બાળકની છાતી ઉપર એક ઈંટ મૂકવામાં આવી હોય તો તે રડી શકે, પરંતુ મોટો પર્વત મૂકવામાં આવ્યો હોય તો રડી શકે નહીં. માણસના ઉપર જેટલું દુઃખ આવી પડે છે તેના પ્રમાણમાં લોકો રડી કકળીને પોતાના હૃદયનો શોકભાર ઓછો કરે છે, પણ તે દુઃખો કરતાં હજારગણું અધિક દુઃખ સાવિત્રીના હૃદયને ભાંગીને ભૂકો કરી નાંખતું હતું, અને પર્વતના જેવા મહાન દુઃખ નીચે તેનું હૃદય દબાઇ ગયું હતું, તેથી તે રડી શકતી ન હોતી, તેમ તેની આંખમાંથી અશ્રુ પણ પડતાં ન હોતાં. આ વેળા સાવિત્રી દુઃખના ભારથી દબાયલા હૃદયમાંથી દયા, સ્નેહ અને સમદૃષ્ટિને વિદાય કરીને કેવળ કઠિન એવાં કર્તવ્યાકર્તવ્ય સંબંધી કાર્યોમાં ગુંથાયલી હતી.

સાવિત્રી તેના પિતાની એકજ પુત્રી હતી અને નાની ઉમરમાં ઘણીજ લાડથી ઉછરી હતી. સાધારણ લોકોના ઘરની કન્યાને જેમ નાની ઉમરમાંથી ઘરમાં કામકાજ કરવા પડે છે તેમ સાવિત્રીને ન હોતું. તેના ઘરમાં ત્રણ ભાભીઓ હતી તે ઘરનું સઘળું કામકાજ કરતી હતી. સભારામ ને તેના દીકરાઓ સાવિત્રીને મોટા માનથી રાખતા હતા, અને નાની ઉમરમાં જ તેને બંગાળી ભાષાની કેળવણી આપી હતી. સાવિત્રી તે વખતે કૃત્તિવાસની રામાયણ, કાશિરામદાસનું મહાભારત, મુકુંદરામનું કવિ કંકણ, ચંડીદાસ વગેરેના ભાષાના ધર્મ સંબંધી પદ્યગ્રંથો વાંચતી હતી. તેમાં જે જે ધર્મ સંબંધી વાતો આવતી હતી તેણે સાવિત્રીના મનમાં ધર્મની પ્રબળ છાપ પાડી હતી. પિતાનું મરણ થયા પછી તેના મનમાં વિચાર આવ્યો કે તેના મુડદાંને રાતવાસી રાખવાથી તેની અસદ્‌ગતિ થાય તેથી તેણે રામાને બોલાવીને કહ્યું, "રામા હવે ઝાઝી રાત નથી. હમણાં જો પિતાને દેન દેવામાં આવશે નહીં તો

તેની અસદ્‌ગતિ થશે અને તેમ થાય તે ઠીક નહીં. હવે શું કરવું? કહે. લાકડાં ક્યાંથી લાવવાં ને ચિતા કેવી રીતે ખડકવી? હા! વિધાતા! તારી ગતિ ગહન છે. મારા ઘરમાં એક બે મનુષ્ય નહોતાં, પણ ત્રણ ત્રણ ભાઈઓ હતા. મારા પિતા મારી નાની ઉમરમાં મારા તરફ આંગળી કરીને સઘળાને કહેતા કે આ પણ મારે ચોથો દીકરો છે, પરંતુ આજે તે પુત્રો ક્યાં ગયા? આજે જો તેઓ પિતાની પાસે હોત તો પિતાની આ દશા થાત કે? રામા, મારા ભાઈઓ જેવા ભાઈઓ ગયા, પતિ જેવો પતિ ગયો, મારું સર્વસ્વ ગયું છે. હમણા તો ભાઈ કહું, પિતા કહું, મા કહું, જે કહું તે મારે તો તું જ છે, માટે મારા પિતાને હમણાં જ દેન દેવાય તેમ કર."

સાવિત્રીની દયામણી વાણી સાંભળીને રામાનું હૃદય પીગળી ગયું હતું એમ આપણે આગળ જ કહી ગયા છીએ, તેમાં પણ જો કોઈ તેને મધુર વાણીથી કામ કરવાનું કહેતું તો તે પ્રાણ જતો કરીને પણ કામ કરવાનો પ્રયત્ન કરતી હતી. રામાએ, સાવિત્રીની કરુણાળ વાણી સાંભળીને ઉત્તર આપ્યો, "તું ડર માં. હું હમણાં જ ડોસાને દેન દઇશ. હું હોઉં ત્યાં ડોસાનું મડદું વાસી રહે કે? તું હવે વિલાપ કરવો બંધ કર, કારણ કે તારા વિલાપોથી મારા ઉદાસીનપણામાં વધારો થાય છે." આટલું કહીને તુરત તે આંબાની ઝાડીમાં ગઇ અને ડાબા હાથવતી કેટલીક સૂકી શાખાઓ તોડી પાડીને લાકડાં એકઠાં કર્યાં અને એક ખાડો ખોદીને ત્યાં આગળ ચિતા ખડકી અને તે ઉપર સભારામના શબને પધરાવી ને સાવિત્રી પાસે તેનું પૂજન કરાવી અગ્નિસંસ્કાર કર્યો, તે વેળા સવાર થવામાં હજુ બે કલાક બાકી હતા અને સભારામનું શબ અડધું બળી રહેવા આવ્યું તે વખતે ઉષાકાળ થવા આવ્યો. પોતાના પિતાની અંત્યેષ્ટિની ક્રિયા રાતમાં જ થઈ ગઈ, અને તેનું મડદું વાસી પણું રહ્યું નહીં, તે જોઇને સાવિત્રીના મનમાં બહુ જ આનંદ થયો.

બીજી તરફ પ્રભાત થયું કે રામાની મા ક્રોધથી મનમાં બકબકાટ કરતી આરાટુન સાહેબને ઘેર ગઈ અને જ્યાં બદરઉન્નિસા અને મેમ સાહેબ બેઠાં હતાં ત્યાં જઇને હાથનાં લટકાં કરતી બોલી;–"જુઓને આયામા! સભારામની દીકરી સાવિત્રીની રંજાડથી લોકો આ મોહોલ્લામાં શાંતિથી રહી શકતાં નથી. કાલે રાત્રે તે કાસમબજારમાં કોઈ સાહેબ સુબાહને ઘેર ગઈ હશે ત્યાંથી પાછી ફરતી વેળા અર્ધ રાત્રે અમારે ઘેર આવી હતી. તે મારી દીકરીને પોતાને ઘેર તેડી ગઈ છે ત્યાંથી મારી રામા હજી સૂધી પાછી ફરી નથી, તેથી મને તેની બહુ ચિંતા થાય છે. મારી દીકરી ગાંડી છે, પરંતુ તેમાં બીજો કાંઈ પણ દોષ નથી. હું હમણાં જ સભારામને ઘેર જઈ રામાને ધમકાવીને તેડી લાવું છું." આરાટુનની સ્ત્રી અને બદરઉન્નીસા રામાની માની

વાત સાંભળીને આશ્ચર્ય પામ્યાં અને સાવિત્રી રાત્રે કાસમબજારમાં ગઈ હતી તે વાત ઉપર તેમને જરાપણુ વિશ્વાસ આવ્યો નહીં. આરાટુનની સ્ત્રી બોલી, "સાવિત્રી તારે ઘેર આવીને રામાને લઈ ગઈ એ તેં સ્વપ્નામાં જોયું કે ખરું કહે છે. સાવિત્રીને હું નાનપણથી જ સારી રીતે જાણું છું. સાવિત્રી રાત્રે કાસમબજારમાં ગઈ હતી અને તે પછી તારી રામાને બોલાવી ગઈ આ હું મારી નજરે જોઉં તો પણ માનું નહીં."

રામાની માઃ—"મેમ સાહેબ, આપ લોકોના આચાર વિચારને જરા પણ જાણતાં નથી, સઘળાંને સારાં માણસ સમજો છો. પણ હું તો મનુષ્યને જોઇને તેના પેટની વાત સમજી જાઉં છું; મેં લોકોના આચાર વિચાર જોતાં ત્રણ કાળ કાઢ્યા છે."

બદરઉન્નીસાઃ—"ખરેખર જો સાવિત્રી રાત્રે તારે ઘેર આવી હતી તો તેં મને તેજ વખતે ખબર કેમ આપી નહી ?"

રામાની માઃ—"તેણે તો મને તમને વારંવાર ખબર કરવા માટે કહ્યું, પણ આયા મા! તે ઘણી નિર્લજ્જ છે. તે તો અનેક ઢોંગ કરવા લાગી. પણ હું શું તે ભૂલી જાઉં કે ? તે ક્ષણમાં રડતી પણ હતી."

બદરઉન્નીસાઃ—"તે તારી પાસે શું કહેતી આવી હતી."

રામાની માઃ—"બીજું તો શું કહે. પણ રડતી રડતી મને કહેવા લાગી કે, આજે રામહરિ કેટલાએક માણસોની સાથે મારે ઘેર આવ્યો હતો અને મને બળાત્કારથી કાસમબજારમાં કંપનીના કારખાનામાં ઉપાડી ગયો હતો. ત્યાંથી હમણાં મારો છૂટકો થયો છે. મારા પિતા ઘેર એકલા છે તેની શી દશા થઇ હશે તે હું જાણતી નથી, તમે રામાને કહો તો તે મને મારે ઘેર પહોંચાડી આવે."

આરાટુનની સ્ત્રી એ વાત સાંભળીને અત્યંત ગભરાટ સાથે બોલી ઉઠી, "અરેરે શું બીચારીનાં સર્વ માણસો મરી ગયાં! મને જણાય છે કે બીચારી અનાથ સાવિત્રીને પેલો પાપી રામહરિ દુઃખ દેતો હશે." આમ કહ્યા પછી બદરઉન્નિસાને બોલાવીને કહ્યુ. "મા, સાવિત્રીને શું થયું છે તે તમે એકવાર જઇને જોઇ આવો અને તે અનાથ તથા દુઃખી છોકરીને આપણે ઘેર તેડી લાવો. તે અને તેના ઘરડા પિતા આપણા ઘરની પડોશમાં ભલે રહે."

આરાટુનની મેમ, બદરઉન્નિસાને 'મા' કહીને બોલાવતી હતી. બદરઉન્નિસા તુરત લુગડાં પહેરી રામાની માને સાથે લઇને સભારામનાં ઘર તરફ ચાલી.

રસ્તામાં જતાં જતાં રામાની મા બોલી, "આયામા આપણા મેમ સાહેબ લોકનાં ચરિત્રોને જરાપણ સમજતાં નથી તે તો હજી સૂધી અણસમજુ બાળક જ રહ્યાં, પરંતુ તમે તો ઘરડાં થયાં છો. તમે એ સઘળું ન સમજી શકો તેવું બને નહીં."

બદરઉન્નીસા સાવિત્રીના દુઃખ વિષે વિચાર કરતી હતી, તેથી તે રામાની માના કહેવા ઉપર વિશેષ ધ્યાન ન આપતાં મુંગે મોઢે ધીરે ધીરે આગળ ચાલવા લાગી. રામાની માએ તેને મુંગી રહેલી જોઇને પોતાના મનમાં ધાર્યું કે બદરઉન્નિસાએ પણ સાવિત્રીને દુરાચારિણી તરીકે જાણી લીધી. પરંતુ બદરઉન્નિસાનો અંતરાત્મા રામાની માના જેવો અપવિત્ર નહોતો. તે સાવિત્રીને કોઈ દહાડો દુરાચારિણી છે એમ મનમાં પણ લાવતી નહોતી.

થોડીવાર પછી બન્ને સભારામને ઘેર આવી પહોંચ્યાં અને જોયું તો સાવિત્રી અને રામા, સભારામના શબને દેન દે છે. બદરઉન્નિસા, સાવિત્રીનું મુખ નિરાશા અને શોકથી છવાયલું જોઇ એકદમ રડવા માંડી, તેની બન્ને આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલી નીકળ્યો. પરંતુ રામાની મા, વિસ્મિત નેત્રથી સાવિત્રીના તરફ જોઈ રહી, અને એક ક્ષણ પછી બદરઉન્નિસાના કાન પાસે મોઢું રાખીને ધીરે ધીરે કહેવા લાગી. "આ છોકરીનો અભિપ્રાય હું જરા પણ સમજી શકતી નથી. સાવિત્રીએ રામાને લઇને નાશી જવા માટે વિચાર કરીને આ ડોસાને મારી તો નહીં નાંખ્યો હોય?" રામાની માની આવી હલકી વાત સાંભળીને બદરઉન્નિસા પોતાનો ક્રોધ સમાવી શકી નહીં. તેણે રામાની માને હાથવતી ધક્કો મારીને કહ્યું એ "હરામજાદી! મારી પાસેથી દૂર જા. તેં જ ઘણા દિવસ સુધી કુકર્મ કર્યાં છે તેથી તું સઘળાંને દુરાચારી જ દેખે છે."

રામાની મા તુરત બોલતી બંધ થઇ ગઇ. બદરઉન્નિસા આરાટુનના ઘરમાં કરતી કારવતી હતી. આરાટુનની મેમ તેને માના જેટલું માન આપતી હતી. તેથી જ રામાની મા પણ પોતાના તિરસ્કાર વખતે તેને સામો ઉત્તર આપવાનું સાહસ કરી શકી નહીં, પરંતુ મનમાં બબડવા લાગી, "મેં તો ઘણા દહાડા કુકર્મો કર્યાં છે અને તું બહુ સારી છે તે ક્યાં મારાથી અજાણ્યું છે." બદરઉન્નિસાએ આ પ્રમાણે રામાની માનું અપમાન કર્યા પછી કોઈ દહાડો રામાની મા સાવિત્રીના વિરૂદ્ધમાં એક પણ વાત બોલતી નહીં, અને ત્યારથી તે હમેશાં સાવિત્રીના તરફ બાહારથી પ્રીતિ દર્શાવવા લાગી.

## પ્રકરણ ૭ મું

### આરાટુન સાહેબની મૅમ

સભારામની અંત્યેષ્ટિક્રિયા સમાપ્ત થઈ, તેનું શરીર અગ્નિમાં બળીને ભસ્મ થયું, અને આ જગતમાં તેનું નામ કે નીશાન કાંઈરહ્યું નહીં. રહેવામાં માત્ર તેનો જગવિખ્યાત વણાટની નિપુણતાનો એક યશ અને વૃદ્ધાવસ્થાના દુઃખની કહાણી રહી ગઈ.

સાવિત્રીએ પાણીની ગાગરોથી પિતાની ચિતાને ઠારી અને ઠંડી પડેલી ચિતામાંથી પિતાનાં અસ્થિ વીણી લઇને ગંગામાં નાખ્યાં અને પછી તે ઠેકાણે રામાએ આણી આપેલો એક તુળશીનો છોડ રોપ્યો. આ પ્રમાણે કેટલીએક ક્રિયાઓ કર્યાં પછી, રામા અને સાવિત્રી, ગંગાના તીર ઉપર જઇને નાહ્યાં. સાવિત્રીએ નાહીને પિતાને દાધાંજળી આપી. ત્યારપછી બન્ને જણાં સભારામના ઘર તરફ ચાલ્યાં. બદરઉન્નિસા પણ હમણાં સુધી તેની સાથે જ હતી. તે પણ સાવિત્રીની પાછળ પાછળ તેના ઘર તરફ ચાલી અને રામા ગંગામાં નાહીને પોતાની મા સાથે પોતાને ઘેર ગઈ.

સાવિત્રી પોતાના ઘરડા પિતાની, સાથે પડી ગયેલા જે નાના ઘરમાં રહેતી હતી, તે ઘરમાં પેસતાં તેનો પગ ઉપડ્યો નહીં. તે ઘરને જોતાં જ પિતાને પડેલાં દુઃખો તેને પાછાં સાંભરી આવ્યાં, તેથી તેનું હૃદય ચીરાઈ જવા લાગ્યું, અને તે શોકના આવેગથી એકદમ રડવા માંડી. હમણાં સુધી તેને વિલાપ કરવાનો અવકાશ મળ્યો ન હતો–પિતાની અંત્યેષ્ટિક્રિયા કેવી રીતે કરવી એ ચિંતાને લીધે તેને શોક કરવો સુઝ્યો ન હોતો; પરંતુ હમણાં પિતાની અંત્યેષ્ટિક્રિયા સંપૂર્ણ થઇ ગઈ હતી તેથી વિચારશૂન્ય અંતઃકરણમાં શોક અને દુઃખે તુરત પ્રવેશ કર્યો. સાવિત્રી પણ મોટા શોકભારને સહન કરવાને અસમર્થ હોવાથી ઘરના બારણામાં જ મૂર્છિત થઇને પડી. થોડીવાર પછી ભાન આવ્યું એટલે ઉઠીને બેઠી.

આ વેળા બદરઉન્નિસા સાવિત્રીને સમજાવતી બોલી, "બેટા ! તું એકલી છે માટે અહીં કેમ રહી શકીશ ? મારી સાથે ચાલ. અમારા ઘરની પડોસમાં તને એક ઓરડી કાઢી આપશું. પરમેશ્વરની ઇચ્છાથી જ્યારે તારો મોટો ભાઈ અને તારો વર કેદમાંથી છૂટીને ઘેર આવે ત્યારે પાછી તું તેઓની સાથે તારે ઘેર જઇને રહેજે."

ક્યાં રહેવું અને કેવી રીતે આજીવિકા કરવી એ પ્રશ્ન હજી સુધી પણ સાવિત્રીના હૃદયમાં ઉત્પન્ન થયો ન હોવો. થાય પણ કેવી રીતે ? પિતાના મરણ પછી પિતાની અંત્યેષ્ટિક્રિયા કેવી રીતે કરવી તે જ ચિંતામાં તેનું મન ઘૂમતું હતું, પરંતુ તે સઘળું નિર્વિઘ્ને પાર પડ્યા પછી દારુણ એવા શોકાગ્નિથી તેનું હૃદય ધગધગી ઉઠ્યું અને તે જડ જેવી થઇ ગઇ. પોતાનાં ઘરબાર લૂંટાઈ ગયા પછી એક દિવસ પણ પોતાના સુખને માટે અને પોતાની આજીવિકાને માટે સાવિત્રીએ વિચાર કર્યો ન હતો. તે પોતાના શરીરનું પણ ભાન ભૂલી ગઇ હતી. માત્ર પોતાના ઘરડા પિતાનું દુઃખ કેવી રીતે દૂર કરવું તેનો જ વિચાર કર્યા કરતી, પરંતુ હમણા બદરઉન્નિસાની વાત સાંભળીને તેના મનમાં પણ એવો જ પ્રશ્ન ઉત્પન્ન થયો કે હવે મારે ક્યાં રહેવું ? અઢાર વરસની તરુણ સ્ત્રી, ઉજડ ઘરમાં એકલી કેમ રહી શકે ! એટલામાં આગલી

રાતની વાત યાદ આવતાં સાવિત્રીનું હૃદય વધારે કંપી ઉઠયું અને તેણે મનમાં વિચાર કર્યો કે જો ફરીથી પેલો નરપિશાચ રામહરિ આવીને મારા ઉપર હુમલો કરશે તો હું શું કરીશ? આવો વિચાર કરીને તેણે બદરઉન્નિસાનું કહેવું સ્વીકાર્યું અને તે જ વખતે તે તેની સાથે આરાટુનને ઘેર જવા નિકળી.

બન્ને જણાં સાહેબના ઘરની નજીક આવી પહોંચ્યાં અને તેઓએ જોયું તો મૅમસાહેબ પોતાને માટે પોતાના શયન ઘરની નજીકમાં કેટલાંએક માણસો મારફત એક છાપરૂં બંધાવતાં હતાં. તે બે ચાર કલાકમાં તૈયાર પણ થઇ ગયું. સાવિત્રી મૅમસાહેબની પાસે જઇને બેઠી અને તેને પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. મૅમસાહેબનું હૃદય અત્યંત દયાળુ હતું તેથી સાવિત્રીની વાત સાંભળતાં સાંભળતાં તેની આંખમાંથી આંસુનાં ટીપાં પડવા લાગ્યાં. ત્યાર પછી દયાળુ મૅમસાહેબે, સાવિત્રીના ઉપર અત્યંત દયા લાવીને રામહરિના હાથમાંથી તેનું રક્ષણ કરવા માટે પોતાના ઘરની પાસે જ રાખી. આવી દયાળુ મૅમ કોણ હતી? તે જાણવા માટે તેનો ટૂંકો ઇતિહાસ અત્રે લખવો વાજબી છે.

બંગાળાનો સુબેદાર અલીવર્દીખાન રાજ્ય ગાદી ઉપર આવ્યા પછી તુરત જ ઇસ્વી સન ૧૭૪૧ ની સાલમાં, મરાઠાઓએ બંગાળા ઉપર ચઢાઈ કરી. તે વખતે અલીવર્દીખાનના એક વિશ્વાસુ સેનાપતિ મીર હુસેનઅલીએ પોતાનું પરાક્રમ અને રણકુશળતા પ્રકાશ કરી, મરાઠાઓને હરાવ્યા, અને પોતાના રાજાની પ્રસન્નતા મેળવી. તે ઉપરથી અલીવર્દીખાને તેને થોડા જ વખતમાં વડા સેનાપતિની જગા ઉપર નિમ્યો હતો. મીર જાફર મીર હુસેનનો નાનો ભાઇ થતો હતો. મીર હુસેનઅલી પોતાના નાના ભાઈ મીર જાફરને પોતાના પ્રાણ કરતાં પણ વધારે ચાહતો હતો. વિષયલંપટ મનુષ્ય ઘણુંકરીને કૃતઘ્ની હોય છે. તે પ્રમાણે મીર જાફરે પોતાના મોટા-ભાઇને છૂપી રીતે ઝેર દઇને મારી નાંખ્યો. અલીવર્દીખાન હુસેનઅલીના મૃત્યુનું આ કારણ જાણી શકયો નહીં. તેણે હુસેનઅલીના મરણ પછી તેના નાનાભાઈ મીર જાફરઅલીને તેના મોટાભાઇનું માન જાળવવા ખાતર તેની જગ્યા ઉપર નીમ્યો. જાફરઅલીએ વડા સેનાધિપતિની જગો મળ્યા પછી પોતાના ભાઈ હુસેનઅલીની મુખ્ય મુખ્ય બેગમોને પોતાના અંતઃપુરમાં દાખલ કરી દીધી. હુસેનઅલીની દશ બાર પરણેલી બેગમો અને સેંકડો રાખેલી સ્ત્રીઓ મીર જાફરના અંત પુરમાં દાખલ થઈ હતી. હુસેનઅલીએ પોતાની જુવાનીની શરૂઆતમાં એક બ્રાહ્મણની છોકરીનું હરણ કરીને મુસલમાન ધર્મ પ્રમાણે તેની સાથે પણ નિકાહ કરેલા હતા. તે સ્ત્રી હુસેનઅલીની બેગમોમાં વડી બેગમ ગણાતી હતી. હિંદુ સ્ત્રી જાતિભ્રષ્ટ થયા છતાં પણ બીજા પતિની સાથે લગ્ન કરે નહીં. સતી ધર્મ એ હિંદુ સ્ત્રીઓનો પ્રકૃતિગત

એક ધર્મ છે. હુસેનઅલીને તે બ્રાહ્મણી બેગમથી એક દીકરી અને એક દીકરો થયાં હતાં. તે બ્રાહ્મણી બેગમ પોતાના પતિના મરણ પછી સતીધર્મના રક્ષણ માટે ત્યાંથી નાશી જઈ સૈદાબાદની પાસે આવેલા કોઈ એક નાના ગામમાં જઈને રહી હતી. તેના દીકરાનું મીર મદન અને દીકરીનું નામ બદરઉન્નિસા હતું. થોડા દિવસ પછી તે બ્રાહ્મણી બેગમનું મરણ થયું તે વખતે, મીર મદન અઢાર વરસનો હતો અને બદરઉન્નિસા ચૌદ વરસની હતી. મીર મદન, નવાબ સરકારને ત્યાં સેનાપતિનું કામ કરવા લાગ્યો અને તેણે એક ઉંચા કુળના મુસલમાનની પુત્રી સાથે લગ્ન કર્યાં. મીર મદન સ્વભાવમાં સંપૂર્ણ રીતે પિતાના જેવો જ હતો. પિતાનો વીરોચિત સ્વભાવ, ઉન્નત હૃદય તથા ઉદારતા, મીર મદનની જીંદગીનાં પ્રત્યેક કાર્યમાં જોવામાં આવતાં હતાં. બદરઉન્નિસા સ્વભાવમાં માના જેવી હતી. પિતાના મરણ પછી તે જ્યારે પોતાની અપરમાતાઓના હાથમાં ગઈ અને ત્યાં તેણે મુસલમાન નવાબોના આચાર વિચાર જોયા, ત્યારથી જ તેના તરફ તેને અત્યંત ધિક્કાર ઉત્પન્ન થયો હતો.

'મુસલમાનોમાં ઘણી સ્ત્રીઓ પરણવાનો જે ચાલ છે તે વાત તેને સર્વથા ગમતી નહોતી. તેણે જુવાનીના આરંભમાં જ પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો કે જીવતાં સુધી કુંવારા રહેવું, પરંતુ કોઈ પણ મુસલમાન સાથે પરણવું નહી. બદરઉન્નિસા આવા કારણથી પરણી નહોતી, તેમ તેના વિવાહ થવાનો સંભવ પણ જણાતો નહતો. તે મુસલમાનની દીકરી હતી તેથી નવદ્વીપના કોઈ ભટ્ટાચાર્યનો પુત્ર તેની સાથે લગ્ન કરવા માટે આવે તેમ પણ નહતું. બદરઉન્નિસા પોતાના ભાઈ મીર મદનના કુટુંબની સાથે રહેવા લાગી. મીર મદનને સંતાનમાં માત્ર એક દીકરી જ હતી. તે દીકરીને તેણે ઘણા જ સ્નેહથી ઉછેરેલી હતી અને તે તેને પ્રાણ કરતાં પણ વધારે વહાલી હતી.

સૈદાબાદના આર્મીનીયન વેપારી સામ્યુએલ આરાટુનને મીર મદનની સાથે ઘણો જ સ્નેહ હતો. આરાટુન ઘણું ખરૂં દરરોજ મીર મદનને ઘેર આવતો અને તેની સાથે ભોજન વગેરે પણ કરતો. આરાટુનની મેમ પણ કોઈ કોઈ વાર મીર મદનને ઘેર આવતી અને મીર મદનની બેગમ સાથે અને બદરઉન્નિસાની સાથે ભોજન વગેરે કરતી હતી.

થોડા દિવસ પછી સામ્યુએલ આરાટુનની મેમ મરણ પામી; પણ મરતી વખતે તે સ્ત્રી એક પુત્રરત્ન પોતાના પતિને સોંપતી ગઈ હતી. તે બાળકનું નામ ક્યારાપીટ આરાટુન હતું. ક્યારાપીટ માતાના મરણ પછી ઘણું ખરૂં મીર મદનને ઘેર રહતો અને બદરઉન્નિસા પુત્રની પેઠે તેને ઉછેરતી હતી. મુસલમાનની સ્ત્રીઓ કોઈ પણ દહાડો ઘરમાંથી બહાર નીકળે નહીં તેથી કોઈ પણ માણસ તેઓને જોઈ શકે નહીં. સામ્યુએલ આરાટુને પણ આ બનાવની પહેલાં કોઈ પણ દહાડો બદરઉન્નિસાને જોઇ નહોતી, પરંતુ

બદરઉન્નિસાના સહૃદયતાની વાત પોતાની સ્ત્રીના મોઢાથી તેણે ઘણી વાર સાંભળી હતી. પોતાની સ્ત્રીનાં મરણ પછી બદરઉન્નિસા જ્યારે કયારાપીટ આરાટુનને ઉછેરવા લાગી તે વખતે, બદરઉન્નિસા વારંવાર તેની નજરે પડવા લાગી. બદરઉન્નિસાની સહૃદયતા, સ્નેહ અને સદાચાર જોઈ સામ્યુએલ તેના ઉપર અત્યંત મોહી પડયો. તે વખતે બદરઉન્નિસાની ઉમર ત્રીશ બત્રીશથી વધારે ન હતી. તે દેખાવમાં ઘણી જ ફૂટડી હતી, દિવસે દિવસે સામ્યુએલ આરાટુનનું મન બદરઉન્નિસાના તરફ ખેંચાવા લાગ્યું. વિશુદ્ધ પ્રેમની કેવી ચમત્કારિક શક્તિ ! આરાટુન સાહેબના હૃદયમાં રહેલો છૂપો પ્રેમ અજાણતાં અને અસ્પષ્ટરૂપે બદરઉન્નિસાના મનને ખેંચવા લાગ્યો અને છેવટે સામ્યુએલ આરાટુનની સાથે બદરઉન્નિસાને પરણવાની ઇચ્છા થઈ. આરાટુન સાહેબે પણ મનમાં વિચાર કર્યો કે, હું જો બદરઉન્નિસાની સાથે પરણું તો સંસારનું સઘળું સુખ મને મળે અને સંસારમાં બીજી કોઈ પણ વસ્તુ મારે મેળવવાની રહે નહીં.

પરંતુ દેશાચાર અને લોકાચારથી એ વાત વિરૂદ્ધ હોવાને લીધે, મોટું દુઃખ આવી પડે. આરાટુન સમજતો હતો કે હું જો બદરઉન્નિસાની સાથે પરણીશ તો મારા દેશના વેપારીઓ મારું અપમાન કરીને પોતાના મંડળમાંથી મને દૂર કરશે અને મારી પરણેલી સ્ત્રીને આર્મીનીયન વેપારીઓ દેવળમાં પણ જવા દેશે નહીં. આ સઘળી વાત આરાટુને બદરઉન્નિસા અને મીર મદનને કહી બતાવી અને છેવટે એવો ઠરાવ કર્યો કે હું બદરઉન્નિસાને પરણ્યા પછી બંગાળા છોડી, મદ્રાસમાં જઇને વેપાર કરીશ, પરંતુ બંગાળા ત્યાગ કરવાથી તેનો વેપાર એકદમ પડી ભાંગે અને તેની પાસે કાંઈ પણ પૈસો રહે નહીં તેમ હતું.

બદરઉન્નિસાએ જોયું કે આરાટુન મારે માટે સઘળી દોલત ત્યાગ કરવાને તૈયાર થએલા છે તેથી તેના મનમાં અત્યંત સંતાપ થવા લાગ્યો અને તેણે પોતાના મનમાં ઘણા ઘણા વિચારો કર્યા પછી, આરાટુનને કહ્યું "કે હું તમારા ઘરમાં એક ચાકરડી તરીકે રહીશ અને આયા તરીકે તમારાં બાળ બચ્ચાંઓનું પાલણુ પોષણુ કરીશ. તેમ કરવાથી તમને તમારી નાત તરફનું અપમાન સહન કરવું પડશે નહીં. ઈશ્વરની દૃષ્ટિમાં હું તમારી ધર્મપત્ની છું, પરંતુ તમારા દેશના લોકોની દૃષ્ટિમાં તમારા ઘરની દાસી થઇને રહીશ."

બદરઉન્નિસા પોતે પવિત્ર પ્રેમના અનુરોધથી એ પ્રમાણે આરાટુનનો ત્યાગ સ્વીકાર કરવાને તૈયાર થઈ એટલે મીર મદને પણ તે બાબતમાં કોઈ પણ જાતની અડચણ કરી નહીં, કારણ કે તે ઉદારમનનો હતો. પોતાની સ્ત્રીને ઘરમાં દાસી તરીકે રાખવી એ વાજબી નથી; એમ ધારીને આરાટુનના મનમાં પણ બહુ જ દુઃખ થયું, પરંતુ તેમ કર્યા વિના છુટકો ન હોતો, તેથી તેઓને છેવટે તે જ માર્ગ

લેવો પડ્યો. આરાટુને પણ બદરઉન્નિસાને રાજી રાખવા માટે મુસલમાનનાં ધર્મશાસ્ત્ર પ્રમાણે તેની સાથે નિકાહ કર્યો, કારણ કે બદરઉન્નિસાને ધર્મ ઉપર અત્યંત વિશ્વાસ હતો. વિવાહ પછી પતિપ્રાણા બદરઉન્નિસા, માન અભિમાન છોડી દઈ ભક્તિથી પતિના ઘરની પરિચારિકા થઇને રહી; અને પોતાના પતિનો સામાજીક અપમાનમાંથી અને લોકોના તિરસ્કારમાંથી ઉદ્ધાર કર્યો. ખાનદાનકુળમાં ઉત્પન્ન થયેલી અને સેનાપતિ મીર મદનની બેહેન બદરઉન્નિસાએ પ્રેમભક્તિથી પતિના ઘરમાં દાસીવૃત્તિ અંગીકાર કરી. ને પોતાના ભાઈ મીર મદનને લોકમાં કોઇ પણ રીતે કલંક ન લાગે એવા અભિપ્રાયથી બદરઉન્નિસા આજ દિવસ સુધી, હું મીર મદનની બેહેન થાઉં છું એવી કોઈ લોકોને પોતાની ઓળખાણ આપતી ન હતી. પરંતુ તે લોકોને પોતાની ઓળખાણ આપતાં કહેતી કે હું પહેલાં મીર મદનના ઘરમાં ચાકરડી હતી. લોકો બદરઉન્નિસાને દુરાચારી જાણતા હતા અને તેને સામ્યુએલ આરાટુનની ઉપપત્ની (રાખ્ય) જાણતા હતા, પરંતુ પરમેશ્વરની નજરમાં તે આરાટુન સાહેબની ધર્મપત્ની હતી. જ્યારે બદરઉન્નિસાએ રામાની માનો તિરસ્કાર કર્યો ત્યારે તે પોતાના મનમાં બબડી હતી કે, "હું દુરાચારિણી ને તું તો મોટી સતી!" એમ રામાની માને બોલવાનું કારણ, લોકવાણી શિવાય બીજું કંઇ જ ન હોતું.

બદરઉન્નિસાના છૂપાં લગ્ન થયા પછી બે વરસ ગયા કેડે પ્લાસીની યુદ્ધભૂમિમાં તેનો ભાઈ મીર મદન મરણ પામ્યો. મીર મદન, મીર જાફરના જેવો વિશ્વાસઘાતી નહતો. તેણે ઘણો વખત સિરાજઉદ્દોલાને હલકાં કામ કરતાં અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો; સિરાજઉદ્દોલાનાં હલકાં કામ કરતાં જોઇને તે તેના તરફ ખરા અંતઃકરણથી તિરસ્કાર કરતો હતો, અને કોઇ કોઈ વેળા સિરાજના સમક્ષમાં તેને લડાઇમાં હરાવીને રાજ્યગાદી ઉપરથી પદભ્રષ્ટ કરીશ આમ ચોખ્ખું કહીને તેને ભય પણ બતાવતો; પરંતુ કોઈ પણ દિવસ છૂપી રીતે તેના વિરુદ્ધ કોઇ પણ જાતનું કપટ કરવાનો ઉદ્યોગ કરતો નહીં. તે જાણતો હતો કે સિરાજઉદ્દોલા દુરાચારી છતાં પણ મારો રાજા છે, માટે તેના ઉપર વિશ્વાસઘાત કરવો એ અધર્મ ગણાય.

સહૃદય મીર મદને પોતાના રાજાને દુઃખમાંથી છોડાવવા માટે પ્લાસીની રણભૂમિ ઉપર પોતાનું જીવન ત્યાગ કરી દીધું અને તેની સ્ત્રી અને કન્યા એકદમ નિરાધાર થઈ પડ્યાં. મીર જાફરે, બંગાળાની ગાદી ઉપર આવતાં વેંતજ સિરાજના અને મીર મદનના જનાનાની બેગમોને પોતાના જનાન ખાનામાં દાખલ કરી, અને તેઓના તરફ દુષ્ટભાવથી વર્તવા લાગ્યો. પરંતુ બદરઉન્નિસાએ મીર મદનના મરણની ખબર મળી કે તુરત તેની દીકરીને લાવીને પોતાના ઘરમાં રાખી. તેનું નામ ખેરફઉન્નિસા ઉર્ફે બેગમબીબી હતું. તે આરાટુનના ઘરમાં

બદરઉન્નિસાના રક્ષણનીચે ઉછરી હતી. તે નાની ઉમરમાંથી જ આર્મિનીયન લોકની સાથે રહી હતી તેથી થોડા વખતમાં આર્મિનીયનોની ભાષા પણ શીખી ગઈ હતી અને ફારસી ભાષાનાં પુસ્તકો તો આ બનાવની પહેલાં જ તે વાચવા શીખી હતી. તેનો સ્વભાવ અત્યત શાંત અને વિનયી હતો. બીજાનું દુઃખ દેખતાં જ તેનું હૃદય દયાથી પીગળી જતું હતું. તેનું હસતું મુખડું જોતાંનેવાર જોનારનું મન તેના ઉપર મોહી પડતું હતું. તેના શરીરની સુંદરતામાં અને પ્રકૃતિમાં કોઈ પણ સંસારી ભાવ નજરે પડતો નહતો, તેમ તેના જીવનમાં પણ કોઇ સાંસારિક આચરણ જોવામાં આવતું નહોતું. તેના ભાવ તથા આચરણ ઉપરથી તે ખરેખરી દેવબાલા જણાતી હતી. સામ્યુએલ આરાટુન, તે કન્યા ઉપર પોતાની દીકરીના જેવું વાત્સલ્ય રાખવા લાગ્યો અને તેણે પોતાનાં મનમાં ઠરાવ કર્યો કે મારો દીકરો કયારાપીટ જ્યારે ઉમરમાં આવે ત્યારે તેના આની સાથે જ તેનાં લગ્ન કરવા. અને તેને માટે તે બહુ પ્રયત્ન પણ કરવા લાગ્યો. પરંતુ આગળ જતાં તેને બહુ પ્રયત્ન કરવો પડ્યો નહી. કયારાપીટ નાની ઉમરમાંથી જ એરફઉન્નિસાની સાથે રમતો, ભોજન કરતો અને ગમત કરતો હતો. પરસ્પર નિર્મળ સ્નેહમાં બાલ્યાવસ્થા ગાળવાથી તે બન્નેની વચ્ચે તરુણાવસ્થામાં સ્વાભાવિક પ્રેમનો સંચાર થયો હતો. સામ્યુએલ આરાટુનન મરણ પૂર્વે, એક વરસ પહેલાં, કયારાપીટ આરાટુને, એરફઉન્નિસાની સાથે સાદી કરી; અને સાદી કર્યા પછી એરફઉન્નિસાનું એસ્તારબીબી નામ પાડ્યું. લગ્ન પછી, પાંચ છ વરસની અંદર એસ્તારબીબીને બે છોકરાં થયાં હતાં.

આરાટુનની મૅમ આર્મિનીયન ઓલાદની નહોતી. તે મીર મદનની દીકરી હતી. અને બદરઉન્નિસા મીર મદનની નાની બેન હતી. મુસલમાની રાજ્ય વખતે હિંદુ અને મુસલમાનોની વચ્ચે ઘણો પ્રેમ હતો. આરાટુનની મૅમે સાવિત્રીના ઉપર આટલી બધી દયા દેખાડી હતી તેનું કારણ પણ તે જ હતું. હિંદુ સ્ત્રીઓ મુસલમાનની કુળવંત નારીઓને હમેશાં સહાય આપતી અને મુસલમાનો હિંદુઓને પોતાથી હલકી જાતના માનીને કોઇ પણ દિવસ તેઓનું અપમાન કરતા નહોતા. તેમ હિંદુઓ પણ હમેશાં મુસલમાનોને પોતાના બંધુ સમાન ગણીને તેમની સાથે પ્રેમ રાખતા હતા. મુસલમાન રાજાઓ પણ દેશના મોટા મોટા રાજના અધિકારો ઉપર હિંદુઓનીજ નિમણુક કરતા હતા. આરાટુનની મૅમ એસ્તારબીબીએ પોતાના શયનગૃહની નજદીક સાવિત્રીને રહેવા માટે એક પર્ણકુટી બંધાવી આપી, તેમાં સાવિત્રી રહી. એસ્તાર બીબી હિંદુઓની સઘળી રીતભાત તથા આચાર વિચાર જાણતી હતી ને હિંદુઓમાં કોઇ પણ અત્યંત નજદીકનું સંબંધી ગૂજરી જાય ત્યારે સૂતકી મનુષ્યો એક વખત હવિષ્યાન્ન ભોજન કરે આ વાત પણ તેના જાણવામાં હતી.

તેથી તેણે તેના ભોજન માટે એક હિંદુ નોકર પાસે ઘઉં, ચોખા, ઘી વગેરે મંગાવીને, સાવિત્રીને સોપ્યાં અને તેને જમવાને માટે બહુ જ આગ્રહ કર્યો, તે ઉપરથી, સાવિત્રીએ પણ ભાત તૈયાર કરી ઘીથી અન્ન પવિત્ર કરીને ભોજન કર્યું. સાવિત્રીએ ભોજન કર્યા પછી એસ્તારબીબી નાહી અને છેક સાંજના ત્રણ બજે તેણે પણ ભોજન કર્યું.

## પ્રકરણ ૮ મું

### વૈરાગી રામદાસ શિરોમણિ

સાવિત્રી આરાદૂનની વાડીમાં એક ઝુંપડીમાં રહેવા લાગી, અને બદરઉન્નિસા તથા એસ્તારબીબી તેનું દુઃખ દૂર કરવા માટે દરરોજ તેને નવ નવા ઉપદેશો આપીને અનેક ઉપાયો કરવા લાગ્યાં તો પણ સાવિત્રીના મનનો સંતાપ ઓછો થયો નહીં. સાવિત્રીને ધર્મ ઉપર બહુ જ શ્રદ્ધા હતી, તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, "મારા પિતાની હજી સુધી ઉત્તર ક્રિયા થઈ નથી, તેથી તેની અસદ્‌ગતિ થશે, અને તેને નરકમાં મહા દુઃખ ભોગવવું પડશે," આવા વિચારોથી તેના મનમાં બહુ જ પરિતાપ થવા લાગ્યો.

એક દિવસે તે એકલી ઝુંપડીમાં બેઠી બેઠી વિચાર કરવા લાગી કે, "ઓ દેવ! મારા પિતાની જો આવી દુર્દશા થઈ ન હત તો આજે મારા ભાઈઓએ પાંચ છ હજાર રુપિયા ખરચીને મારા પિતાની ઉત્તરક્રિયા મોટી ધામધૂમથી કરી હોત; પરંતુ આજે તેઓ તો કોણ જાણે કયાં હશે? પિતાના મરણની પણ તેઓને તો ખબર હશે નહીં." આવા વિચાર કરતી તે એકલી બેઠી બેઠી રડતી હતી. તેના હાથમાં એક પણ પૈસો ન હતો કે જેમાંથી તે પિતાની ઉત્તરક્રિયા કરે. એસ્તાર બીબી તેની આજીવિકા ચલાવતી હતી, તેથી સાવિત્રી તેની પાસે ઉત્તરક્રિયાનો વધારે ખરચ કરાવવાને રાજી પણ ન હતી. દીકરાઓએ દશમે દહાડે પિતાની પાછળ ક્રિયા કરવી એમ હિંદુ શાસ્ત્રમાં લખેલું છે; પરંતુ હમણા દશ દિવસો પણ વિતિ ગયા હતા તેથી હવે એક મહિના પછી તેની ઉત્તરક્રિયા કરી શકાય તેમ હતું, પરંતુ તે વખતે તેની ઉત્તરક્રિયા થઈ શકશે કે નહીં થઈ શકે તે વિશે સાવિત્રી બેઠી બેઠી વિચાર કરતી હતી.

વિચાર કરતાં કરતાં તેના હૃદયનો દુઃખાગ્નિ એકદમ સળગી ઉઠ્યો અને તે ગાંડાની માફક એકદમ બોલી ઉઠી—"હા પરમેશ્વર! શું મારા પિતાના કપાળમાં આવું મહાભારત દુઃખ લખ્યું હતું? મારા પિતાએ કોઈ દહાડો કોઈનું પણ બુરું તો કર્યું

ન હતું છતાં તેની આવી દુર્દશા કેમ થઇ ? અરેરે, પિતાની પાછળ ઉત્તરક્રિયા પણ થઇ નહીં." આમ બોલતાં બોલતાં તે મૂર્છિત થઇને ધરતી ઉપર ઢળી પડી.

આ વેળા એસ્તારબીબી ઓચિંતી ફરતી ફરતી તેની ઝુંપડી પાસે આવી હતી. તેણે સાવિત્રીના વિલાપના છેલ્લા શબ્દો સાંભળીને તેની ઓરડીમાં નજર કરી તો તેને મૂર્છિત થયેલી જોઈ. સાવિત્રી થોડી વાર પછી સચેત થઈ એટલે એસ્તાર બીબી એ તેને પૂછ્યું-"તું આજે આટલી બધી શોકાતુર કેમ દેખાય છે!" સાવિત્રીએ તેને કંઈ પણ ઉત્તર આપ્યો નહીં.

એટલે એસ્તાર બીબી વારંવાર આગ્રહ સાથે પૂછવા લાગી, "અલી બહેન સાવિત્રી ! તને અસુખ થવામાં કંઇ નવું કારણ તો બન્યું નથી ના ? જે હોય તે મને કહે ? હું મારાથી બનતાં સૂધી તારું દુઃખ દૂર કરવા માટે પ્રયત્ન કરીશ. હું તારા ઉપર બેનના જેવો સ્નેહ રાખું છું, તેથી તને દુઃખી જોઇને મને પણ સંતાપ થાય છે."

એસ્તારબીબીનો બહુ આગ્રહ જોઇને સાવિત્રી બોલી;-"મારા પિતાની ઉત્તરક્રિયા તેના દશ દિવસ પછી થઇ નહીં તેથી મારા મનમાં બહુ જ ખેદ થાય છે. મારા સાંભળવામાં આવ્યું છે કે જેની પાછળ ઉત્તરક્રિયા કરવામાં આવતી નથી તેનો નરકમાં વાસ થાય છે; માટે મારા પિતાને પણ ઉત્તર ક્રિયાના અભાવે નરકનું દુઃખ ભોગવવું પડશે. મારા પિતા ઘડપણમાં આવું દુઃખ પામીને મરણ પામ્યા અને નરકમાં પણ તેને દુઃખ ભોગવવું પડશે, એ વિચારથી મારા મનમાં બહુ જ સંતાપ થાય છે."

એસ્તારબીબી બોલી, "તે વાત તેં પહેલાંથી જ મારી પાસે કેમ કરી નહીં ? ઉત્તરક્રિયામાં જે ખર્ચ થાશે તે હું આપીશ. તું ખુશીથી કર."

સાવિત્ર-"જેવી આજ્ઞા! પરંતુ આપના ઉપર પણ હમણા તો આફત ગુજરે છે, તેથી હું આપની ઉપર અધિક બોજો નાંખવાની ઇચ્છા રાખતી નથી."

એસ્તાર-"ઉત્તરક્રિયામાં કેટલા રૂપિયા જોશે."

સાવિત્રી-"ઓછામાં ઓછા દશ પંદર રૂપિયા જોઇએ."

એસ્તારબીબી-"હું હમણા જ પંદર રૂપિયા આપું છું અને બીજો સર સામન જે જોઇએ તે કહે એટલે મારાં માણસ મારફતે બજારમાંથી મંગાવી આપું."

સાવિત્રી-"બ્રાહ્મણને પૂછ્યા વિના શી શી વસ્તુ મંગાવવી તે હું કહી શકું નહીં, પરંતુ ધોતીયું, તરભાણા, કળશલાં વગેરે પૂજાપાની વસ્તુઓ તેમાં જોઇએ."

એસ્તારબીબી-"હું મારા માણસ દ્વારા હમણા બ્રાહ્મણને બોલાવી મંગાવું છું."

સાવિત્રી-"આપ રામાને મોકલો કારણ કે તે કામમાં તે બહુ જ કુશળ છે."

તુરત આરાટૂન સાહેબની મેંમે રામાને બોલાવીને તેને બ્રાહ્મણને તેડી લાવવાનુ કહ્યું. રામા બ્રાહ્મણને તેડવા માટે ચાલી અને સૈદાબાદની ચારે દિશામાં ત્રણ ગાઉ સુધી ખૂબ રખડી, પરંતુ સઘળા વણકરો ગામ છોડીને નાશી ગયા હતા, તેઓની સાથે તેના ગોરો પણ નાશી ગયા હતા. તેથી કોઇ બ્રાહ્મણ મળ્યો નહીં, તેથી રામા નિરાશ થઇને પાછી આરાટૂનની મેંમ પાસે આવી અને સાવિત્રીને સઘળી હકીકત કહી. બ્રાહ્મણ મળતો નથી એવા અક્ષરો સાંભળીને સાવિત્રી વધારે નિરાશ થઇ ગઇ. આ વેળા એસ્તાર બીબી શું કરવું તે કંઇ પણ સમજી શકી નહીં, પરંતુ બદરઉન્નિસાએ રામાને પૂછ્યું; "આપણા સૈદાબાદની આસપાસ જે ભટ્ટાચાર્યો રહે છે તેનાથી કામ ચાલી શકે નહીં ?'

સાવિત્રીએ ઉત્તર આપ્યો; "તેનાથી કામ તો ચાલી શકે, પણ અમે વણકર નીચ જાતિ કહેવાઇએ છીએ, તેથી તેઓ અમને ઉત્તરક્રિયા કરાવવાનું કબૂલ કરે નહીં."

બદરઉન્નીસા—"અરે પૈસાથી શું ન થાય ! જો હોય દામ તો સૌ કરે સલામ. અરે રામા ! તું જો વધારે પૈસા આપવાનું કબૂલ કરીશ તો ભટ્ટાચાર્યનો બાપ પણ આવીને ઉત્તરક્રિયા કરાવશે."

સાવિત્રીએ ઉત્તર આપ્યો; "ગમે તેમ કરો, તો પણ તેઓ ઉત્તરક્રિયા કરાવવાનું કબૂલ કરશે જ નહીં."

પરંતુ રામાના મનમાં એસ્તારબીબીનું કહેવું ખરૂં લાગ્યું. તેણે વિચાર કર્યો કે જો વધારે દક્ષિણા આપવાનું કબૂલ કરશું તો કોઈ પણ ભટ્ટાચાર્ય મળી શકશે. આવો વિચાર કરીને તે હરિદાસ ભટ્ટાચાર્યને ઘેર ગઇ.

રામા ભોળી હતી, તેને લોકવ્યવહારની જરા પણ ખબર ન હતી. તેમ તેને દેશ કાળનું જ્ઞાન પણ નહતું, કયારે અને કયાં કેમ બોલવું તે વિષે પણ તે તદ્દન અજાણી હતી. તર્કપંચાનન મહારાજ શિષ્યમંડળથી વિંટલાઇને પોતાના ઘરની ઓસરીમાં બેઠા હતા. બીજા પણ બે ચાર બ્રાહ્મણ પંડિતો ત્યાં આગળ બેઠા હતા. રામાએ તે સૌના સાંભળતાં તર્કપંચાનનને ઉત્તરક્રિયા કરાવવા માટે પૂછ્યું કે તુરત જ તર્ક પંચાનન તેના ઉપર બહુ જ ચીઢવાઈ ગયા અને સામી પડેલી લાકડાની પાદુકા ઉપાડીને રામાને મારવા માટે ઉભા થઇ ગયા અને પ્રૌઢ ભાષામાં તેમને કહેવા લાગ્યા, "અરે દુષ્ટહાર તું મારું આટલું બધું અપમાન કરે છે કે ? તું મને વણકરની ઉત્તરક્રિયા કરાવવા માટે બોલાવવા આવી કે ? જા અહિંથી નહિતર હમણાં માથું ભાંગી જશે. હું કોઈ દાહાડો શૂદ્રના ઘરનું દાન લઉં છું કે ?"

રામા પંડિતનું ક્રોધ ભરેલું કહેવું સાંભળીને ઉતાવળી ઉતાવળી ત્યાંથી બાહાર નિકળી. રામાને જતી જોઇને તર્કપંચાનન મહારાજ સમજ્યા કે કૂળ તો ચાલ્યું

ગયું માટે આસ તેની પાછળ જઈ એકાંતમાં તેને સમજાવું તે રાંડને લોકોના વ્યવહારની પણ ખબર નથી. આમ બોલતા બોલતા જમણા કાન ઉપર જનોઇ ચડાવી, ડાબા હાથમાં પાણીનું એક પવાલું લઈ લઘુ શંકા–પીસાબને બાહનો કાઢીને ઘરની બાહાર નિકળ્યા અને હાથના અણુસારાથી રામાને બોલાવીને કહ્યું; "છોકરી ! તને દિન દિશાની ખબર જણાતી નથી, તું મહામૂર્ખ છે. માણસો બેઠાં હોય ત્યાં એવી વાત ઉત્રાડી રીતે પૂછાય કે ? જો બસો રૂપિયા આપો તો હું ચુપચૂપ આવીને ઉત્તરક્રિયા શાસ્ત્રાનુસાર કરાવી જાઉં, પણ સાવધાન રહેજે, આ વાત બહાર પડે નહીં." રામાને કોઈ જરા વઢીને વાત કહેતું તો તે તેની સાથે ફરીને વાત કરતી નહીં, તેથી તેણે ઉત્તર આપ્યો; "પંડિતજી ! તમે તમારે ઘેર બેસી રહો, અમને બીજો બ્રાહ્મણ મળશે."

આમ બોલતી બોલતી તે તુરત રામદાસ શિરોમણિને ઘેર ગઈ. અહીં પણ બે ચાર અજાણ્યા માણસો બેઠા હતા. અહીં રામાએ તુરત તે લોકોના દેખતાં પોતાની વાત કહી નહીં; પણ જ્યારે તે લોકો ત્યાંથી ઉઠી ગયા ત્યારે તેણે કહ્યું કે, "પંડિતજી ! તમને કંઇક લાભ થાય તેવી વાત કરવા આવી છું." એમ ભૂમિકા બાંધીને તે બોલી, એટલે શિરોમણિ ભટ્ટાચાર્યે પૂછ્યું;–"એવું તે શું કામ છે ?"

રામા બીહાશ સાથે બોલી; "આજ્ઞા પંડિતજી ! આપ તો જાણો છો કે અમારા બ્રાહ્મણો પોતાના યજમાનોની સાથે દેશ છોડીને નાસી ગયા છે."

શિરોમણિ–"તે જાય નહીં તો શું કરે ? યજમાન જ્યારે ચાલ્યા ગયા ત્યારે તે બીચારા રહીને શું ખાય ?"

રામા–"આજ્ઞા પંડિતજી ! અમારી નાતમાં સભારામ સૌ કરતાં વડા તે મરી ગયા ને આજ દશ અગ્યાર દિવસ થયા છે તો પણ હજી તેની ઉત્તરક્રિયા થઈ નથી. તેની દીકરીને તેની ઉત્તરક્રિયા કરવી છે પણ કોઈ બ્રાહ્મણ મળતો નથી."

શિરોમણિ–"ઓય રાંડ ! તું શું મને શૂદ્રની ઉત્તરક્રિયા કરાવવા માટે બોલાવવા આવી છે ? ત્રણ કાળ ગયા તેમાં તો મેં શૂદ્રના હાથનું દાન સુદ્ધાં લીધું નથી, ને હવે આ ઘડપણમાં એવું હલકું કામ કરું ?"

રામા–"તમને એવું કામ કરવા માટે કહેવાનું હું સાહસ તો કરતી નથી, પરંતુ કહ્યા વગર છૂટકો નથી; કારણ કે હમણાં અહીંઆં બીજો કોઈ પણ બ્રાહ્મણ મળતો નથી."

શિરોમણિ–"હું જાણું છું કે સભારામની પાસે ઘણા રૂપિયા હતા, પણ તે સઘળા તેના ઘરની લુંટ વેળા કંપનીનાં માણસો લુંટી ગયાં હશે ?"

રામા–"હા મહારાજ ! સઘળા પૈસા લુંટી ગયા છે. એક પણ પૈસો રહ્યો નથી; ઉત્તરક્રિયાનો ખર્ચ તો મૅમ સાહેબ આપવાનાં છે."

શિરોમણિ–"પાંચસો રૂપિયા આપો તો હું છૂપી રીતે ઉત્તરક્રિયા કરાવું; ને બીજાને એ વાત કહેવી નહીં."

રામા–"મહારાજ ! એ વાત તે શું વળી બીજાંને કહેવાય કે ? પણ પંડિતજી ! મેમ સાહેબ શું એટલા બધા રૂપિયા આપે ખરાં કે ? તે તો દશ બાર રૂપિયામાં સઘળું કામ પતાવવા ઇચ્છા રાખે છે."

શિરોમણિ–"ના, સો રૂપિયા આપજે."

રામા–"ના, તેટલા તો આપી શકાશે નહી."

શિરોમણિએ તુરત રામાને કહ્યું. જો સો રૂપિયા આપવા ન હોય તો હું શૂદ્રની ઉત્તરક્રિયા કરાવવાને પણ રાજી નથી. તે સાંભળીને રામા ઉદાસીન મોહોડે ત્યાંથી ઉઠીને ચાલવા માંડી એટલે રામદાસ શિરોમણિએ તેને પાછી બોલાવીને કહ્યું, "માત્ર દયાને ખાતર દશ રૂપિયામાં ઉત્તરક્રિયા કરાવીશ. બીચારા સભારામના ઘરમાં શું રહ્યુ છે ? તેના ઘરમાં લુંટ થઇ છે, તેના દીકરાઓ કેદમાં પડ્યા છે અને તેની પુત્રી પણ મોટી વિપત્તિમાં આવી પડી છે. તો તેમની પાસેથી શું લેઇશ ? લેવાના દિવસ ઘણા છે, પણ તારે આ વાત કોઇની પાસે કહેવી નહીં, સમજી કે ?"

રામા–"આજ્ઞા મહારાજ ! પરંતુ પાંચ રૂપિયાથી વધારે ખર્ચે અમને પોસાય તેમ નથી."

રામદાસ શિરોમણિએ વિચાર કર્યો કે હમણાંના સમય તરફ જોતાં પાંચ રૂપિયા પણ શુ ખોટા છે ? એવો વિચાર કરીને જવાને તૈયાર થયેલી રામાને અટકાવીને પૂછ્યું, "સભારામની ક્રિયા કઇ તિથિએ કરવાની છે ?"

રામાએ ઉત્તર આપ્યો, "મહારાજ ! આવતે મગળવારે. ચાર રવિવાર ગણતાં આજ અઠ્ઠાવિશ દહાડા થયા, અને આવતે મંગળવારે પુરા ત્રીશ દહાડા થશે. તે દહાડે શ્રાદ્ધ કરવુ છે."

શિરોમણિ મહારાજ બોલ્યા;–"ગંગાને પેલે પાર ઉત્તરક્રિયા કરવાની જગ્યા મેળવી શકીશ ? કારણ કે આ કામ છૂપી રીતે કરવાનું છે."

રામા બોલી;–"આજ્ઞા મહારાજ ! પરોઢીયામાં ઉઠીને ગંગાને સામે પાર જઇશુ અને ત્યાં ઉત્તરક્રિયા કર્યા પછી પહેલાં આપને ગંગાને આ પાર મુકી જઇશ અને પછી સાવિત્રીને લઇને ઘેર આવીશ."

તે સાભળીને શિરોમણિ મહારાજ બોલ્યા;–"બાપુ ! તું તો બહુ પક્કી જણાય છે. જા હું સભારામની ઉત્તરક્રિયા કરાવવા માટે આવીશ. સભારામની દીકરી હમણાં ઘણી જ દુઃખી છે, માટે હમણાં વધારે દક્ષિણાની આશા કરવી વાજબી નથી. તેનો ભાઈ કેદમાથી છૂટી ઘેર આવશે ત્યારે સૌ થઈ રહેશે."

રામા-"એ તો ઠીક, પણ ક્રિયામાં કંઇ વસ્તુ જોઇશે, જે જોઇએ તે એક કાગળ ઉપર લખી આપો એટલે બજારમાંથી લાવી રાખું."

શિરોમણિ-"માત્ર એકોદિષ્ટ શ્રાદ્ધ કરવાનું છે તેમાં જે જે વસ્તુ જોઇએ તે સઘળી વસ્તુ મારા ઘરમાં છે. અંગુછા, ધોતીયાં તથા બીજી જે જે વસ્તુ જોઇશે તે સઘળી લઇને હું આવીશ. તમે તેની અમુક ઉધડી કીંમત મને આપજો."

બ્રાહ્મણે ક્રિયા કરાવવાનું સ્વીકાર્યું, તેથી રામાના મનમાં ઘણો આનંદ થયો, અને પોતાને ઘેર આવીને મેમ સાહેબ, બદરઉન્નિસા તથા સાવિત્રીની આગળ સઘળી વાત વિસ્તારથી કહી બતાવી. તે પછી મંગળવારને દિવસે મોટે પરોઢીયે સાવિત્રી, રામદાસ શિરોમણિ અને રામા એક નાની નૌકામાં બેસીને ગંગાને સામે કિનારે ગયાં, અને ત્યાં સાવિત્રીએ ગંગામાં ડુબકી મારી ધોએલાં વસ્ત્ર પહેર્યાં અને શિરોમણિ મહારાજની પાસે બેસીને તેમના કહેવા પ્રમાણે કર્મ કરવા લાગી. પરંતુ તે વખતે જે જે મંત્ર ભણવામાં આવતા હતા તેનો તે જરા પણ અર્થ સમજતી ન હોતી. જ્યારે વચ્ચે વચ્ચે પિતા શબ્દ અને સભારામ શબ્દો બોલવા પડતા ત્યારે તેની આંખમાંથી આંસુનાં ટીપાં પડતાં હતાં. મધ્યાન્હ પછી ઉત્તરક્રિયાનું કામ સંપૂર્ણ થયું. સાવિત્રીએ અત્યંત ભક્તિથી રામદાસ શિરોમણિના ચરણમાં પ્રણામ કરી, તેના ચરણની ધૂળ પોતાની આંખે લગાડી અને તેના મનમાં ખાત્રી થઇ કે મારા પિતા આજ પ્રેત લોકમાંથી સ્વર્ગમાં ગયા, અને તેથી જ શોકના સમયમાં પણ તેના મનમાં અત્યંત આનંદ થવા લાગ્યો; તેમ જ એસ્તારબીબી તરફ પણ તેના હૃદયમાં અત્યંત સ્નેહ ઉત્પન્ન થયો. રામાએ શિરોમણિ મહારાજને સરામણીની વસ્તુના ઉધડા સાત રૂપીઆ અને પાંચ રૂપીઆ કર્મ કરાવવાની દક્ષિણાના એમ એકંદર બાર રૂપીઆ આપ્યા. શિરોમણિ મહારાજ સઘળી વસ્તુ લઇને નૌકામાં બેઠા, અને રામા પણ તેની સાથે બેઠી. માત્ર સાવિત્રી એકલી ગંગાના સામા કિનારા ઉપર ઉભી રહી.

રામાની માને આ ઉત્તરક્રિયાની સઘળી ખબર હતી અને તે જાણતી હતી કે રામદાસ શિરોમણિ, સાવિત્રીને ઉત્તરક્રિયા કરાવવાના છે. શિરોમણિ મહારાજની સાથે રામાની માને પહેલેથી જ કજીઓ હતો અને તેથી જ રામાની મા શિરોમણિ મહારાજનું છિદ્ર શોધ્યા કરતી હતી. આજે ઘણે દહાડે તે છિદ્ર પોતાને હાથ આવ્યું હતું. રામાને તે કજીઆ સંબંધી કાંઈ પણ ખબર ન હોતી, તેથી તેણે શિરોમણિ મહારાજ ક્રિયા કરાવવા આવવાના છે એવી વાત પોતાની મા આગળ કહી હતી. શ્રાદ્ધને દિવસે રામાની મા વહેલી ઉઠીને તે વાત કહેવા માટે પ્રેમદાસજીના અખાડામાં ગઇ અને કૃષ્ણાનંદ બાવાજીને હાક મારીને કહ્યું, "ઓ પ્રેમદાસજી, ઓ પ્રેમદાસજી

અહીં આવો તો. આજ આટલે દહાડે રામદાસ શિરોમણિનું છિદ્ર આપણા હાથમાં આવ્યું છે, માટે આપણે પણ હવે તેની ભાંડાઈ ભાંગી નાંખીશું."

કૃષ્ણાનંદ બાવાજી આશ્ચર્ય પામીને બોલ્યા; "પણ થયું છે શું?"

રામાની મા—"રામદાસ શિરોમણિ, સભારામની દીકરીને ઉત્તરક્રિયા કરાવવા માટે આજે ગયો છે તે હમણાં પાછો ફરશે. તેણે તમારી સાથે શત્રુતા કરીને તમને આ દશાએ પહોંચાડ્યા છે એટલું જ નહીં પણ તેમાં મારા નામને પણ કલંક લગાડ્યું છે. માટે તમે પણ તેની સઘળી ભાંડાઈ ભાંગી નાંખો." કૃષ્ણાનંદ બાવાજી આ વાત સાંભળી બહુ જ પ્રસન્ન થયા અને તેજ વખતે રામાની માને સાથે લઇને, ગંગાના કિનારા ઉપર આવ્યા અને પોતાના વિદ્યાગુરુ શિરોમણિ મહારાજને ગુરુ દક્ષિણા આપવા માટે તેના આગમનની વાટ જોવા લાગ્યા.

કૃષ્ણાનંદ બાવાજી, રામાની મા અને રામદાસ શિરોમણિ એ ત્રણે વચ્ચે કેમ કજીઓ થયો હતો તેની કથા આ પ્રમાણે છે. કૃષ્ણાનંદ બાવાજી એ બંગાળાનો એક દુઃખી બ્રાહ્મણનો પુત્ર હતો અને તેનું પહેલાં નવકિશોર ચટ્ટોપાધ્યાય નામ હતું. તેની નાની ઉમરમાં તેનો પિતા પરલોકવાસી થયો હતો. તે જ્યારે આઠ વરસનો થયો ત્યારે તેની માએ રામદાસ શિરોમણિને ઘેર તેને શાસ્ત્ર ભણવા માટે મોકલ્યો. બાર વરસની ઉમરમા તેને શાસ્ત્રનું સામાન્ય જ્ઞાન થયું અને વીશ વરસની ઉમરનો થયો ત્યારે તેણે ન્યાય, દર્શન અને યોગશાસ્ત્રના અધ્યયનનો આરંભ કર્યો. તેની બુદ્ધિ તીક્ષ્ણ હતી. તે વખતો વખત પોતાની શાળાના સહાધ્યાયીઓનો શાસ્ત્રાર્થમાં પરાજય કરતો હતો, તેથી સઘળા વિદ્યાર્થીઓ તેની ઇર્ષા કરતા અને શિરોમણિ મહારાજ પણ આ નવકિશોર, કોઇક દહાડો મારા કરતાં વિશેષ પ્રતિષ્ઠા મેળવી મને પણ ટપ્પરમાં દેશે, આવી શંકા રાખતો હતો.

એ વરસ વિત્યા પછી એક દિવસ નવકિશોર, શિરોમણિ મહારાજની શાળામાં ભણવા જતો હતો એવામાં વરસાદ પડવા લાગ્યો. તેથી રસ્તાની બાજુ ઉપર આવેલા રામાની માના ઝુંપડાની ઓશરીમાં જઈ ઉભો રહ્યો. આ વેળા રામાની મા ઘરમાં નહોતી અને તેના ઘરનાં બારણાં બંધ હતાં. કર્મસંયોગે એવું બન્યું કે નવકિશોરની પાછળ વામાચરણ નામનો તેનો એક સહાધ્યાયી પણ પાઠશાળામા ભણવા માટે આવતો હતો. નવકિશોરે તેને દીઠો નહોતો, પરંતુ તેણે નવકિશોરને રામાની માના ઝુંપડામાં પેસતાં દીઠો હતો. સઘળા વિદ્યાર્થીઓમાં નવકિશોરનું પ્રાધાન્ય જોઇને તેને તોડી પાડવા માટે, વામાચરણ અનેક પ્રયત્નો કર્યા કરતો હતો તેથી નવકિશોરને રામાની માના ઝુંપડાની ઓશરીમાં ઉભેલો જોઇને તેજ વખતે વરસાદમાં ભીંજાતો ભીંજાતો દોડીને રામદાસ શિરોમણિની પાસે ગયો અને શિરોમણિ મહારાજને પ્રણામ કરીને બોલ્યો,

"ગુરુજી ! હું હવે આપની પાઠશાળામાં ભણવા આવીશ નહીં, આપ મને વિદાયગીરી આપો." શિરોમણિ મહારાજે ગભરાઈને પૂછ્યું, "શું થયું છે ?" તે વખતે શિરોમણિ મહારાજની વિધવા દીકરીના ઉપર ખોટો અપવાદ આવ્યો હતો તેથી શિરોમણિ મહારાજ ગભરાઈને વિચારમાં પડી ગયા કે તેના સંબંધમાં તો વળી કાંઈ ગરબડ ઉભી થઈ નહીં હોય ? શિરોમણિએ અત્યંત ગભરાટમાં પડીને પૂછ્યું, "બોલને, શું થયું છે ?"

વામાચરણ ઘણીવાર સુધી આમ તેમ જોઈને બોલ્યો, "ગુરુમહારાજ ! આપણી પાઠશાળાના મુખ્ય શિષ્ય નવકિશોરને મેં આજે કુકર્મ કરતાં દીઠો ! માટે હવે તેની સાથે આહારવિહાર કરવાથી અમે પતિત થઈએ. રે પતિત તો શું, પરંતુ નાતબહાર થઈએ, તેવું કુકર્મ તેણે કર્યું છે."

શિરોમણિ મહારાજના મનમાં જરા નિરાંત વળી, કારણ કે તેના મનમાં જે શંકા હતી તે દૂર થઈ ગઇ. તેણે શાંત થઈને પૂછ્યું, "નવકિશોરે વળી શું કર્યું છે તે તો કહે ? મને પણ ઘણા દિવસ થયાં તેને માટે ખરાબ વિચાર આવ્યા કરે છે કે એ છોકરો સારો નથી." શિષ્યે ઉત્તર આપ્યો, "નવકિશોરે જે કુકર્મ કર્યું છે તે આપ ગુરુની આગળ કહેતાં મારી જીભ ઉપડતી નથી. આપ ગુરુ અને પિતાતુલ્ય છો, માટે આપની સમક્ષમાં એ સઘળી વાત મારાથી કહી શકાય નહીં. પણ જો આપને નજરે જોવું હોય તો આપ મારી સાથે ચાલો. નવકિશોર હમણાં કુલટા રામાની માના ઘરમાં બેઠો છે અને રામાની માના હાથનું પાન ખાય છે તે જુઓ."

શિરોમણિ મહારાજ આ વાત સાંભળીને બહુ જ હર્ષમાં આવી ગયા. તેને હવે ખાત્રી થઈ કે નવકિશોરને કલંક લાગશે એટલે તે મારી સામે થઈ શકશે નહીં, તેથી તે તુરત ઉભા થઈને વામાચરણની સાથે સૈદાબાદ તરફ ચાલ્યા, અને રામાની માના ઘરની પાસે આવીને જુવે છે તો નવકિશોર રામાની માની ઝુંપડીમાંથી બહાર નિકળીને સામેથી ચાલ્યો આવે છે. શિરોમણિએ નવકિશોરને જોતાં વેંત જ ઉગ્ર ભાષામાં તિરસ્કાર કરતાં ગાળો દેવા માંડી. "અરે દુરાત્મા ! ઓ પાખંડી ! મેં તને બાર વરસ સુધી મહેનત કરીને જે શાસ્ત્રો ભણાવ્યાં તે ઉપર તેં પાણી ફેરવ્યું ! ફટ પડી તારા જીવતર પર ! તું ઘણો જ લંપટ છોકરો છે. તારાં હલકાં કામને માટે તને આજથી પાઠશાળામાંથી બહાર કરવામાં આવે છે અને તેં જે હલકું કામ કર્યું છે તેથી તને નાત બહાર કરવામાં આવે છે. આજથી કોઈ પણ બ્રાહ્મણનો પુત્ર તને અડકીને જળપાન કરશે નહીં."

નવકિશોર આ સઘળું સાંભળીને આશ્ચર્યથી ઉભો થઈ રહ્યો અને વિચારવા લાગ્યો કે–"આ શું કહે છે ?" શિરોમણિ મહારાજ તે પછી ઘેર આવ્યા અને એ

વાત પોતાના શિષ્યોની પાસે કહી. કર્ણોપકર્ણી ન્યાયે કરીને બે કલાકમાં તો નવકિશોરના કુકર્મની વાત આખા ગામમાં ફેલાઇ ગઈ. ગામનાં લોકો પણ પરસ્પર કહેવા લાગ્યાં કે, નવકિશોરના દુરાચારની વાત અમે પહેલેથી જ જાણતા હતા. પરંતુ કોઇને કહેતા ન હોતા. કોઇ કોઇ લોકો તો વળી તે વાતને વધારે રસભર કરીને કહેવા લાગ્યા કે નવકિશોરને રામાની માના બિછાના ઉપર બેસીને તેના હાથની પાનપટ્ટી ખાતાં શિરોમણિ મહારાજે પોતાની આંખે દીઠો છે. એક ઘરડો બ્રાહ્મણ, જે બાર વરસ કરતાં પણ વધારે વખત થયાં આંધળો થયો હતો તે પણ ત્યાં બેઠો હતો તે બોલી ઉઠયો "મેં મારા જન્મ ભરમાં કોઇની નિંદા કરી નથી, તેમ નિંદા કરવાનો વિચાર પણ કર્યો નથી, તો પણ મારે કહ્યા વગર ચાલતું નથી. મેં પણ એક વખત કિશોરને રામાના માની સાથે જમતાં જોયો છે." જો કે બાર વરસ પહેલાં સૈદાબાદમાં રામાની મા રહેતી નહોતી અને નવકિશોર તે વખતે બાર વરસ કરતાં ઉમરમાં વધારે મોટો ન હતો.

નવકિશોરની મા આ વાત સાંભળીને મરવા જેવી થઇ ગઈ અને ગળામાં ફાંસો ખાઇને અથવા તો ગંગામાં પડીને મરવાના વિચારો કરવા લાગી. બીજી તરફ ગામના સઘળા પંડિતોએ નવકિશોરને નાત બહાર કર્યો. નવકિશોરની મા પણ પુત્રનો અપરાધ સમજીને તેને ઠપકો આપતાં કહેવા લાગી;–"અભાગ્યા! મેં સૂતર કાંતીને તારું ભરણ પોષણ કર્યું, ન ખાઇને તને ખવરાવ્યું અને મહાકષ્ટ સહન કરી ઉછેરીને મોટો કર્યો, તેનું તેં મને આ ફળ આપ્યું? રે પાપી! તેં મારું બગાડ્યું." નવકિશોરથી માતાનો આવો તિરસ્કાર સહન થઇ શકયો નહીં, તેથી દુઃખનો માર્યો તે આત્મહત્યા કરવાને તૈયાર થયો એટલે તેની માએ તેને પકડી રાખ્યો. દીકરો આત્મહત્યા કરે તે શું માતાથી સહન થઇ શકે કે? માએ પુત્રને ઠપકો આપવો બંધ કર્યો અને તેને પોતાની પાસે બેસાર્યો. નવકિશોર આ વેળા માતાના બન્ને ચરણ ઉપર મસ્તક મૂકીને રડવા લાગ્યો અને સોગંદ ખાઇને આ બનાવની સઘળી ખરી હકીકત કહી બતાવી. તે ઉપરથી તેની મા પણ સમજી કે મારો પુત્ર નિર્દોષ છે.

જો કે નવકિશોર નિર્દોષ હતો, છતાં ગામના લોકોએ તેને નાતબહાર કર્યો. આ વખતે નવકિશોરની માતાએ પ્રત્યેક ઘેર જઇને પોતાના દીકરાના નિર્દોષપણા વિષે સમજાવવા લાગી, અને તેને નાતમાં લેવાની વિનતિ કરી પણ નાતના પ્રત્યેક પુરુષે તેને કહ્યું કે 'તમારૂં કહેવું ખરૂં છે અને નવકિશોરની વાતમાં કેટલું ખરૂં છે અને કેટલું ખોટું છે તે પણ અમે જાણીએ છીએ, અને બીજા કેટલાએક તો આના કરતાં પણ વિશેષ કુકર્મો કર્યાં છે, છતાં તેઓ હજી નાતમાં રહ્યા છે; પરંતુ

નવકિશોરને જ્યારે નાતના દશ જણે નાતથી બહાર કર્યાં છે, ત્યારે અમે એકલા શું કરીએ ? અમે પણ નાતના કાયદા પ્રમાણે નવકિશોરની સાથે કેવી રીતે ખાવાપીવાનો વ્યવહાર રાખી શકીએ ?" આ વખતે નવકિશોરની મા, નાતના ક્યા દશ જણે નવકિશોરને નાતબહાર મૂકયો છે તેનો શોધ કરવા લાગી, પરંતુ તેઓને શોધી શકી નહીં. નવકિશોરની મા ગામમાં જેની પાસે જઇને પુત્રને ન્યાતમાં લેવાની વિનંતિ કરતી તે સઘળા કહેતા કે, ન્યાતવાળા જો ન્યાતમાં લે તો અમારે કંઈ વાંધો નથી; આ પ્રમાણે ખરો વાંધો લેનારાઓનો પત્તો મળ્યો નહીં.

નવકિશોરની માએ ન્યાતમાં આવવાની હવે આશા છોડી દીધી. દિવસે દિવસે એકલી ઘેર રહેવાથી અને ન્યાત જાતનો સંબંધ છૂટી જવાથી તેના માનસિક દુઃખમાં વધારો થવા લાગ્યો. નવકિશોરની મા જ્યારે ગંગાના ઘાટ ઉપર નાહવા જતી ત્યારે પાણી ભરવા આવેલી સ્ત્રીઓ પોતાનાં પાણીનાં બેડાં ઉપાડીને દૂર ખસી જતી અને કેટલીક કલહ-પ્રિય સ્ત્રીઓ તેને જોઇને બોલી ઉઠતી કે, "અરે ઓ ડોકરી ! જરા છેટે રહે, અમે નાહ્યાં છીએ, માટે પાણી ભરીએ એટલીવાર દૂર ઉભી રહે. હમણાં ઘેર જઇશું પછી તું ભરજે." આવાં કઠોર વેણો સાંભળીને તે ઘરડી બ્રાહ્મણીનું હૃદય બળી ઉઠતું.

એક દિવસ નવકિશોરની મા નાહાવા માટે ગંગાના ઘાટ. ઉપર જતી હતી, તે વખતે તેના પડોશી જગન્નાથના ઘરની એક ચાકરડી પાણીનો ઘડો ભરીને સામી મળી. નવકિશોરની મા તેને જોઇને એક બાજુ ઉપર ખસી ગઇ, પરંતુ પવનથી તેના લૂગડાંનો છેડો ઉડીને પેલી દાસીના શરીરને અડકયો એટલે તે ચાકરડીએ તુરત ગાગરમાંનું પાણી ઢોળી નાંખ્યું અને તેનું અપમાન કરતી બોલી, "આ ન્યાત બહાર થયેલી ડોશી તો આખા ગામને અભડાવશે. હું પૂજાને માટે પાણી ભરી જતી હતી, પરંતુ આ રાંડ મને અડકી. હવે મારે પાછું પાણી ભરવા જવું પડશે." આ પ્રમાણે ધિક્કાર કરતી કરતી તે પાછી ગંગાના ઘાટ ઉપર આવી. ત્યાં આગળ બીજી દસ પંદર સ્ત્રીઓ ઉભી હતી, એ સઘળી એકઠી મળીને નવકિશોરની માની નિંદા કરવા લાગી. એક સ્ત્રી બોલી ઉઠી કે, "તેણે ગાગર અભડાવી માટે ગાગરના પૈસા તેની પાસેથી લે. રાંડ બીજા ઘાટ ઉપર જતી નથી, પણ રોજ રોજ અહીં જ આવીને સઘળાના ઘરમાં આભડછેટ કરે છે."

આ વખતે સ્ત્રીઓના ભિન્ન ભિન્ન તિરસ્કારથી તે બાપડી શરમાઇને નીચું માથું કરી ગઇ અને પૃથ્વીના તરફ નજર કરીને બોલી, "હે વિશ્વમાતા વસુંધરા ! તમે મને માર્ગ આપીને તમારા પવિત્ર ખોળામાં ગ્રહણ કરો, હવે હું આ સંસારમાં રહેવાની ઇચ્છા રાખતી નથી."

ઘાટ ઉપર ઉભેલાં સ્ત્રીમંડળમાં છિદામવિશ્વાસ નામના એક શૂદ્રની વિધવા સ્ત્રી જાજવલ્યમાન અને બહુ બોલી હતી. તે મોટા ઘરની સ્ત્રી હતી તેથી રોજ પાલખીમાં બેસીને ગંગાસ્નાન કરવા જતી હતી. આ વખતે તે હાથનાં લટકાં કરતી નવકિશોરની મા પાસે આવીને બોલી, "ઓ રાંડ લોકોને મ્હોં શામાટે દેખાડે છે? ફાંસો ખાઇને કેમ મરતી નથી. તેં ગામના લોકોને અભડાવીને નરકમાં નાંખવાનો વિચાર કર્યો છે કે શું? કોઈ જો અમારી નિંદા કરે તો અમે તો લાજથી મરી જઇએ, પરંતુ આ રાંડ નિંદાથી પણ ડરતી નથી. આ રાંડ શું મ્હોં લઇને અહીંયાં નાહવા આવતી હશે તે હું તો સમજી જ શકતી નથી."

નવકિશોરની માએ પહેલાંથી જ આપઘાત કરવાનો વિચાર કર્યો હતો એટલામાં "ફાંસો ખાઇને" એવા શબ્દ તેના કાનમાં પડતાં જ ફરીથી તેના હૃદયમાં આપઘાત કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, તેથી તેણે ગંગામાં સ્નાન કર્યું નહીં. પરંતુ તે દોડતી દોડતી પોતાને ઘેર આવી અને દોરીનો ગાળો કરી ગળામાં ભેરવીને તે જ વખતે આત્મહત્યા કરી. છિદામવિશ્વાસની વિધવા સ્ત્રીએ નિરપરાધિની વૃદ્ધા બ્રાહ્મણીને આ પ્રમાણે મૃત્યુનો માર્ગ બતાવી આપ્યો ને છિદામ વિશ્વાસની વિધવા સ્ત્રીએ નવકિશોરની માનો તિરસ્કાર કરતી વખતે કહ્યું હતું કે "લોકો જો મારી નિંદા કરે તો હું તો લાજથી મરી જાઉં, આ રાંડ શું મ્હોં લઇને અહીં નાહાવા આવતી હશે?" આવાં તિરસ્કારનાં વચનો બોલતી વેળા સઘળી સ્ત્રીઓ પોતાના મનમાં હસી પડી હતી. શ્યામાચરણની વિધવા બ્હેને હસતાં હસતાં ગુરુપ્રસાદની માના કાનમાં કાંઇક વાત કહી હતી, પરંતુ શું વાત કહી તે અમે સાંભળી નથી. છિદામની સ્ત્રી ત્યાંથી ગયા પછી તે સ્ત્રીઓના સાંભળતાં બોલી, "રાંડને કેવો જમાઇ મળ્યો છે? જાણે માતેલો સાંઢ."

નવકિશોર ઘેર આવ્યો, અને ઘરમાં જોયું તો પોતાની મા ફાંસો ખાઇને મરી ગઈ છે, આ વેળા દિવસના ત્રણ વાગ્યા હતા, અને નવકિશોર હજી સુધી કાંઈ પણ જમ્યો નહોતો; કેમકે તે ચાકરી શોધવા માટે કાસિમ બજારમાં ગયો હતો, તેથી તે ભૂખ્યો હતો. તે પછી તેણે ઘરમાં માતું શરીર ઝુલતું દીઠું. ત્યારે તેને બહુજ ખેદ થયો. તેણે રડતાં રડતાં માના ગળામાંથી ફાંસો કાઢી નાંખીને તેની મરણ વખતની સઘળી ક્રિયા કરી અને પછી સ્મશાનમાં લઇ ગયો. ગામના લોકો સગા સંબંધી કોઇએ પણ આ વખતે તેને સહાય કરી નહીં, તેમ તેઓ સ્મશાન સુધી પણ આવ્યા નહીં. તેઓ સઘળા કહેવા લાગ્યા કે નવકિશોર ન્યાત બહાર છે માટે તેની માને બાળવા માટે જઇએ તો આપણે પણ પ્રાયશ્ચિત્ત કરવું પડે. નવકિશોર જેમ સગા સંબંધીની સહાયતા વિનાનો હતો તેમ તેની પાસે ફૂટી બદામ પણ નહોતી. તેણે આખરે નિરુપાય થઇ એક શાલ વેચીને લાકડાં આણ્યાં, અને ચિતા ખડકીને

પોતાની માને દાહ દીધો. તેનો બનેવી શિવદાસ પણ ન્યાતની બીકે પોતાની સાસુને દાહ કરવા આવ્યો નહોતો.

શિવદાસની વહુએ પોતાની માનું મ્હોડું જોવા માટે પોતાના પતિની આજ્ઞા માંગી પણ તેના પતિએ ના કહી એટલુંજ નહિ, પણ લાકડી લઇને તેને મારવા તૈયાર થયો અને કહ્યું કે, "આપણને એક દીકરી આઠ વર્ષની છે અને બીજી સાત વર્ષની છે, તું જો એ ન્યાત બાહારીયાને ઘેર જશે ને તે ન્યાતિલા જાણે તો આપણને ન્યાતબહાર કરશે ત્યારે આપણે દીકરી કોને ઘેર વરાવશું. ?" પતિનું કહેવું સાંભળીને નવકિશોરની બહેન એક પણ શબ્દ બોલી નહીં, પરંતુ મુગે મ્હોડે રડવા લાગી.

નવકિશોરે એકલાએ જ ગંગાના તીર ઉપર ચિતા ખડકીને છેક સાયંકાળે માના દેહને અગ્નિસંસ્કાર કર્યો. અને બીજે દહાડે પોતે પણ આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. તે શાસ્ત્રનો જ્ઞાતા હતો ને તેણે ધર્મશાસ્ત્રનું સારી પેઠે અધ્યયન કર્યું હતું, તેથી તે પોતાના મનમાં અનેક વિચારો કરવા લાગ્યો; ઘણા ઘણા વિચારો કર્યા પછી તેણે વૈરાગ્ય ધારણ કરીને યોગદ્વારા પરમેશ્વરનું ભજન કરવાનો ઠરાવ કર્યો અને માથું મુંડાવીને પ્રેમદાસજી નામના એક વેરાગીના અખાડામાં દાખલ થયો. પ્રેમદાસજીએ તેને પોતાના વેરાગી ધર્મની દીક્ષા આપી અને તેનું નામ કૃષ્ણાનંદ પાડ્યું. કૃષ્ણાનંદજીને આજ કાલ કરતાં દીક્ષા લીધાં હમણાં બે વર્ષ થઈ ગયાં છે તો પણ હજીસુધી તેણે કોઈ પણ જાતનો યોગાભ્યાસ અથવા તો વ્રત સિદ્ધ કર્યું નથી.

કૃષ્ણાનંદ નામધારી નવકિશોર રોજ પ્રભાતમાં ઉઠીને શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને ભાગવતનો પાઠ કરે છે. તથા વેદાંતની કથા પણ શ્રવણ કરે છે; તોપણ તે પોતાના હૃદયમાંથી હજી ઇર્ષ્યા, દ્વેષ વગેરે દૂર કરી શક્યો નથી. ગામના લોકોએ, સગાંએ અને ન્યાતના લોકોએ તેના ઉપર જે જૂલમ ગૂજાર્યો હતો, તે જૂલમ તેને વારંવાર યાદ આવ્યા કરતો હતો, તેથી તેના હૃદયમાંથી ઇર્ષ્યા, દ્રોહ, દ્વેષ, એકદમ દૂર થાય તેમ નહતું. તે બે વર્ષ સુધી પોતાના હૃદયમાં રહેલા દ્વેષ, ઇર્ષ્યા વગેરે દૂર કરવા માટે બહુ બહુ પ્રયત્ન કરતો, પણ જ્યારે તેને તેની માએ કરેલો આપઘાત સાંભરી આવતો ત્યારે આખા ગામનાં અને સગા સંબંધી તથા ન્યાતના લોકો ઉપર અત્યંત ક્રોધ અને તિરસ્કાર આવી જતો હતો, અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના નિષ્કામયોગની કથા, શ્રીમદ્‌ભાગવતના ભક્તિયોગની કથા વગેરે સર્વ કથાઓ વિદ્વેષાગ્નિના ધૂમપટલ સમાન થઇને વાયુની સાથે ક્યાંઈ પણ અલોપ થઈ જતી હતી. આ જગતમાં ઘણું કરીને જૂલમગાર લોકો જ મનુષ્યને ધર્મના માર્ગ ઉપર ચાલતાં અટકાવે છે.

આજે કૃષ્ણાનંદ નામધારી નવકિશોર પોતાનું વૈર વાળવા અને પોતાના ગુરુ રામદાસ શિરોમણિને શિક્ષા કરવા માટે તૈયાર થયો હતો. રામદાસ શિરોમણિએ

નવકિશોરને નાત બહાર કર્યો હતો. અને તેજ દુઃખથી નવકિશોરની માએ ગળામાં ફાંસો ઘાલીને આપઘાત કર્યો હતો. તેનું વૈર વાળવા માટે નવકિશોર રામાની માના કહેવા ઉપરથી ગંગાજીના કિનારા ઉપર આવીને ઉભો રહ્યો. થોડી વારમાં એક નાની નૌકા કાંઠા ઉપર આવીને ઉભી રહી. અને રામદાસ શિરોમણિ સરામણાનો સામાન લઇને હોડીમાંથી કિનારા ઉપર ઉતર્યો કે તુરત કૃષ્ણાનંદે તેનો હાથ પકડીને તેને ત્યાંજ ઉભો રાખ્યો. અને કહ્યું, "ગુરુજી! મને ઓળખો છો કે? હું તમારો ભાગ્યહીન શિષ્ય નવકિશોર છું. આપે મારા ઉપર જે કૃપા કરી હતી તેના બદલામાં આજે હું આપને ગુરુદક્ષિણા આપવા માટે અહીં આપની રાહ જોતો ઉભો છું." નવકિશોરનું મ્હોડું જોતાં જ રામદાસના તો પ્રાણ જ ઉડી ગયા, અને તે વારંવાર કહેવા લાગ્યો, "બાપુ! હું તારો ગુરુ છું, મારા ઉપર દયા કર."

કૃષ્ણાનંદે કહ્યું "તું મારો ગુરુ થાય છે કે? ના ના તું તો મારો સાળો થાય છે. પેલા સ્મશાન તરફ નજર કર ને જો. હજી મારી માની ચિત્તા સળગે છે. અને હું તારી ગળચી પકડીને તને તારા કટ્ટા શત્રુ હરિદાસ તર્કપંચાનનની પાસે ખેંચી જઇશ. આમ કહીને તેણે રામદાસ શિરોમણિના હાથમાંથી એક લુગડાનો છેડો ખેંચી તેના ગળામાં નાંખ્યો અને તે ઘરડા બ્રાહ્મણને તે હરિદાસ તર્કપંચાનનને ઘેર ઘસડી ગયો. અને હરિદાસ પંડિતને કહ્યું કે, "આ રામદાસ આજે શૂદ્રને ઘેર એકાદશી સરાવવા ગયો હતો. આ બુઢ્ઢો પંડિત થઇને કારટીયાનું કામ કરે છે." હરિદાસ શાસ્ત્રી તેની સઘળી વાત સાંભળી કોપાગ્નિમાં સળગી ઉઠયા. અને પોતાના મન સાથે કહેવા લાગ્યા કે, "મારો સાળો મારા મોઢામાં આવેલો કોળીયો લઇ ગયો લાગે છે. રામાએ પ્રથમ તો મને ઉત્તરક્રિયા કરાવવા માટે કહ્યું હતું, પરંતુ વચમાંથી આ ડોકરો ખાઇ ગયો. સખારામ મોટો ધનાઢ્ય હતો માટે આ ડોકરાએ કોણ જાણે તેની દીકરી પાસેથી કેટલી સોના મહોરો પડાવી હશે?" આમ કેટલીકવાર મનમાં જ અફસોસ કરીને તે બોલ્યા, "શિવ શિવ! આ ડોકરો તદન ધર્માધર્મના વિવેકથી હીન થયો જણાય છે. પેલી વણકર રામા પ્રથમ તો ઉત્તરક્રિયા કરાવવાનું મને કહેવા આવી હતી, પરંતુ હું તે વેળા ખાસડાં લઇને તેને મારવા ઉઠયો. રાંડ તે વખતે નાસી ગઇ નહોત તો તેને જરુર વાગત. પણ અરેરે! કેવો ભયંકર કળિયુગ આવ્યો છે! લોકો અધમ કૃત્ય કરવા લાગ્યા છે. અરે રામદાસ! તમે તો મોટા વિદ્વાન્ છો. દસ માણસ તમને પૂછીને કામ કરે છે, છતાં તમે શૂદ્રને ઘેર ક્રિયા કરાવી? તમે ઘણુંજ અધમ કામ કર્યું છે. શૂદ્રને ત્યાં કારટીયાનું કામ કરવાથી બ્રહ્મતેજનો નાશ થાય છે."

બે કલાકમાં તો આખા ગામમાં જાહેર થઇ ગયું કે રામદાસ શિરોમણિએ

વણકરને ત્યાં એકાદશાહ દ્વાદશાહનું કર્મ કરાવ્યું અને તેને ત્યાંજ રાંધીને સુતકીનું અન્ન પણ ખાધું અને તેની પાસેથી ભોજનદક્ષિણા પણ લીધી. આ વાત ગામના સઘળા બ્રાહ્મણોને કાને આવતાં તેઓએ રામદાસ શિરોમણિને ચોરાસી નાતની બહાર કર્યો. રામદાસ ચોરાસી બહાર થયા એટલે તેને ઘેર વિદ્યાર્થીઓ પણ ભણવા જતા અટક્યા. શિરોમણિ મહારાજે નાતમાં આવવા માટે બે મહિના સુધી બહુ જ પ્રયત્ન કર્યો, અને ઘેર ઘેર બારણે બારણે રખડ્યો, પરંતુ તે નાતમાં આવી શક્યો નહિ. નવકિશોરને આગળ પાછળ કાંઈ ન હતું. તે એકલો જ હતો તેથી નાત બહાર થયા પછી માથું મુંડાવીને વેરાગીના અખાડામાં દાખલ થયો. પરંતુ શિરોમણિથી તેમ થઇ શકે તેમ ન હોતું. તેને ચાર દીકરીઓ અને એક સ્ત્રી હતી. તેમ વેરાગી લોકોના અખાડામાં જે ભયંકર કુકર્મો થતાં હતાં તે પણ તેની જાણ બહાર નહોતાં. આવા ભયંકર અખાડામાં પોતાની સ્ત્રી અને દીકરીઓને લઇને કેવી રીતે તે રહી શકે! તેમ કોઇને કોઇ મંડળનો આશ્રય પણ કરવો જ જોઇયે. બ્રાહ્મણની જાતિમાંથી ભ્રષ્ટ થયા પછી સારે માઠે પ્રસંગે બ્રાહ્મણો તો સહાય કરવાના હતા જ નહિ, માટે બીજી કોઇ પણ જાતમાં ભળવા સિવાય છૂટકો ન હોતો. રામદાસે બહુ બહુ વિચાર કર્યાં પછી મસ્તક મુંડાવીને વેરાગીનો પંથ સ્વીકાર્યો, અને પોતાના પરિવારની સાથે વૈષ્ણવ મંત્રની દીક્ષા લઇને પોતાના જ ઘરમાં રહેવા લાગ્યો, અને વેરાગીઓ સાથે પોતાનો આહારવ્યવહાર ચાલુ કર્યો. આ પ્રમાણે બંગાળામાં ધીરે ધીરે વેરાગીઓની સંખ્યામાં વધારો થતો ચાલ્યો. રામદાસ વેરાગી થયા પછી તેને ગુરુપણાના ધંધામાં જે આવક થતી હતી, તથા વિવાહ શ્રાદ્ધ વગેરેમાં જે દાન દક્ષિણા મળતાં હતાં તે સઘળી આવક બંધ થઇ ગઇ. માત્ર બાપદાદાએ મેળવેલી જે બ્રહ્મોતર જમીન હતી, તેની ઉપજમાંથી તે જેમ તેમ દહાડા કાઢવા લાગ્યો. પણ કેટલાએક ઈર્ષાળુ બ્રાહ્મણો તે જમીન પણ ખુંચવી લેવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. રામદાસના શત્રુ હરિદાસ તર્કપંચાનને ગામના સઘળા લોકોને એકઠા કરીને કહ્યું કે, 'પતિત બ્રાહ્મણને બ્રહ્મોતર જમીનનો ભોગવટો કરવાનો અધિકાર નથી; માટે આ વાત કચેરીમાં જાહેર કરવી જોઇયે.' ગામના લોકોએ આ વાત કચેરીમાં જાહેર કરી હતી કે નાહ તે અમે જાણતા નથી.

## પ્રકરણ ૯ મું

### સાવિત્રીનું કલકત્તા તરફ જવું

આ સંસારમાં મનુષ્ય હરકોઈ પણ બાબતનું અવલંબન કર્યાં વિના રહી શકતો નથી. જેઓ ઘણા આળસુ હોય, જેઓનું મન અત્યંત નિર્બળ થઈ પડ્યું હોય, જેઓના જીવનને કોઈ નિર્દિષ્ટ અમુક લક્ષ્ય હોય નહિ, ઉદ્દેશ હોય નહિ અને જેને

ાઈ પણ જાતનાં ઉત્તમ કાર્ય કરવાની ઇચ્છા હોય નહિ, તેવા આળસુ પુરુષોની ંદગીને પણ એકાદ જાતનું અવલંબન તો હોય છે જ. મનુષ્ય જે અવસ્થામાં રહીને અવસ્થાને અનુસરતું કામ કરે છે, તેને તે કામ કરવામાં દુઃખ જણાતું નથી, રંતુ ઉલટો આનંદ આવે છે. અને તે અવસ્થા અને તેને અનુસરતું કાર્ય તેની જીંદગીનું ાક અવલંબન થઈ પડે છે. પરંતુ તેવા આળસુ અને નિર્બળ લોકોને બહુધા દયહીન જાણવા જોઈએ. તેઓના હૃદયનો ઝરો સુકાએલો જ રહે છે. તેઓનો ંતરાત્મા જડના જેવો રહે છે અને તેઓની આખી જીંદગીમાં કોઇ પણ બાબતમાં ઓનો જીવંત ઉત્સાહ જોવામાં આવતો નથી. તેઓ માત્ર પોતાની વર્તમાન સ્થિ-ામાં જ વર્ત્યા કરે છે. હૃદયના ઝરામાંથી જ ઉત્સાહનો પ્રવાહ અને ઇચ્છાનો પ્રવાહ હે છે ખરો, પરંતુ તે હૃદયઝરો સુકાઈ જવાથી તેના જીવનની નદીમાં કોઇ પણ તતનો પ્રવાહ દષ્ટિએ પડતો નથી, અને પ્રવાહરહિત થયેલી તેની જીવનનદી ભયંકર ઇ પડે છે, અને તેમાંથી હમેશાં ઝેરી બાફ નીકળ્યા કરે છે.

સાવિત્રી અભણ હતી, પણ હૃદય વિનાની નહતી. તેનું હૃદયરૂપી સરોવર નેહજળથી ભરપૂર હતું, અને ક્રમે ક્રમે વધી જઇને ઉભરાઈ જવાની તયારીમાં તું; પણ તેની સામે દુઃખના ડુંગરો આવી રહ્યા હતા, તેથી તેને બહાર વહેવાનો ાવકાશ નહતો. તોપણુ પ્રકૃતિના નિયમને કોઈ પણ ઉલ્લંઘન કરી શકતું નથી. નિયમો અજીત છે. જ્યારે હૃદયસરોવરમાં સ્નેહસલિલ ક્રમે ક્રમે વધી જાય છે, ારે હૃદયસરોવર સામે રહેલા અચળ પર્વતોના સરખા વિઘ્નોના પહાડોને પણ ાડી પાડીને તે વેગથી આગળ વહેવા માંડે છે, અને તે સ્નેહજળના પ્રવાહોની ાથે દુઃખરૂપી પર્વતની મોટી મોટી શિલાઓ પણ તણાઇ જાય છે.

ઘરડા પિતાનું કેવી રીતે પાલન પોષણ કરવું, પિતાને રોગમાંથી કેવી રીતે ુક્ત કરવા, તે ચિંતા પ્રથમ સાવિત્રીના મનમાં હતી. અને તેજ ચિંતા તેની જીંદ-ાનું એક અવલંબન કરીને રહેલી હતી. પરંતુ પિતાના મરણ પછી તે ચિંતા પણ ૨ થઈ ગઈ અને પછી તેની ઉત્તરક્રિયા કેવી રીતે કરવી તથા તે કરવામાં આવે ાહિ તો તેનો નરકમાંથી ઉદ્ધાર થાય નહિ વગેરે ચિંતાએ તેના મનમાં નિવાસ કર્યો તો. તે તેની જીંદગીનું અવલંમન થઈ પડ્યું હતું. ઉત્તરક્રિયા થઈ ગયા કેડે તે ચિંતા ણ દૂર થઈ. આ વેળા તેના નિર્વિષય મનમાં હવે મારે શું કરવું ! એવો પ્રશ્ન સ્ફુરી ાકળ્યો. સાવિત્રી જો હૃદયહીન હોત તો તેનું મન તેના ઉત્તરમાં બોલી ઉઠત કે, ાવે હું અબળા જાતિ શું કરું ! મારી સ્ત્રી જાતિથી શું થઈ શકે ! જેટલા દહાડા વતી છું તેટલા દહાડા આરાટુન સાહેબના ઘરમાં રહીને જીંદગી ગાળીશ. દયાળુ મ સાહેબ મને ખાવા પીવા અને ઓઢવા પહેરવા આપે છે તે ભવિષ્યમાં પણ

આપશ.' આવા ઉત્તર આપી તે પોતાની જીંદગી નિરુદ્યોગી અવસ્થામાં ગાળી કાઢત. પરંતુ સાવિત્રી હૃદયહીન નહોતી. ૧૮ મી સદીમાં નીચ કુળની અભણ સ્ત્રીઓ પણ હૃદયના બળથી ગ્રેરાઇન જેવાં મહાન કઠિન કામો કરવાને પ્રવૃત્ત થતી હતી તથા અસાધારણ સાહસ અને વીરત્વ પ્રગટ કરતી હતી તેવું જીંદગીનું મહત્વ હમણાંની ભણવાનું ડોળ ઘાલનારી સ્ત્રીઓમાં જરાપણ જોવામાં આવતું નથી.

પરંતુ તે ઉપરથી એમ સમજવું નહિ કે ભણેલી સ્ત્રી કરતાં અભણ સ્ત્રી ઉત્તમ હોય છે. વિદ્યાના અભ્યાસથી હૃદયને કોઇ પણ જાતની અસર થતી નથી અને વિદ્યાભ્યાસદ્વારા હૃદય ઉન્નત થતું નથી. પરંતુ જે વિદ્યાનો અભ્યાસ કરવાથી મનુષ્યના મનમાં સ્વાર્થપરાયણતાનાં બીજ અનુક્રમે અંકુરિત થાય છે, તેવી વિદ્યાનો અભ્યાસ કરવા કરતાં મૂર્ખ રહેવું ઘણે દરજ્જે સારું છે. જે હૃદયશૂન્ય હોય છે તેને આખી ઉમર સુધી વિદ્યાભ્યાસ કરવાથી પણ કંઇ ફળ થતું નથી.

સાવિત્રી અભણ હતી છતાં તેના હૃદયનો આવેગ તેનો નેતા થઇને તેને કર્તવ્ય કર્મના માર્ગ ઉપર ચલાવવા લાગ્યો. પિતાની ચિંતા હૃદયમાંથી દૂર થયા વેંત જ તે પોતાના પતિ અને ભાઇના દુઃખ વિશે ચિંતા કરવા લાગી. હવે હું મારા વડીલ ભાઇને કેવી રીતે બંધનમાંથી છોડવું તે વિશે રાત દિવસ તેના મનમાં વિચાર થવા લાગ્યા. તેણે સાંભળ્યું હતું કે મારો પતિ તથા વડીલ બંધુ કલકત્તાની જેલમાં પડેલા છે. તે ઉપરથી સાવિત્રીએ વિચાર કર્યો કે હું જો કલકત્તે જાઉં તો મને મારા ભાઇનો તથા પતિનો જરૂર મેળાપ થાય. આ ઉપરથી કલકત્તા કેટલે દહાડે પહોંચી શકાય; ત્યાં કોની સાથે જવું વગેરે અનેક વિચારો એકાંતમાં બેસીને તે કરવા લાગી. વિચાર કરતાં કરતાં પાંચ છ મહિના નિકળી ગયા અને હેમંત ઋતુ ઉતરીને શીતકાળ પણ શરુ થયો. સાવિત્રી રાત દહાડો પરમેશ્વર પાસે પ્રાર્થના કરવા લાગી કે, 'હે પરમેશ્વર ! મને કલકત્તે જવાનો સારો યોગ મેળવી આપ.' આ વેળા સાવિત્રીનું શરીર દુઃખનું માર્યું ઘણુંજ શિથિલ થઇ પડ્યું હતું. શરીરમાં જરા પણ બળ નહોતું. તો પણ તેનામાં સાહસ બળ અલૌકિક હતું. જેને લીધે તે પગપાળી કલકત્તે જઇ શકે, પરંતુ પગપાળું એકલા જવામાં તેને માત્ર શિયળ ભંગનો જ ભય હતો, તેથી વખતો વખત વિચાર કર્યો છતાં પણ તે પોતાનો વિચાર અમલમાં લાવી શકતી નહતી.

ઘણા ઘણા વિચારો કર્યાં પછી તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે અનાથ સ્ત્રીના પાતિવ્રત્યનું પરમેશ્વર પોતે રક્ષણ કરે છે. મારી ઇશ્વર ઉપર જો ખરી ભક્તિ હશે તો પરમેશ્વર જ મારા શિયળનું રક્ષણ કરશે. સાવિત્રીએ પ્રાકૃત ભાષામાં મહાભારત, રામાયણ વગેરેનાં અનેક આખ્યાનો વાંચ્યાં હતાં, તેનાં

સ્ત્રીઓ નીચ પુરુષોના હાથમાં સપડાયા છતાં પોતાના સતીધર્મનું રક્ષણ કરીને પોતાનો કાર્યમાં સફળ થઈ હતી, અને ઇશ્વરે પોતે તેઓના શિયળની રક્ષા કરી હતી, તે સંબંધી ઉત્તમ કથાઓએ તેના મનમાં ઘણું જ સાહસ ઉત્પન્ન કર્યું હતું. તેને પુરાણની આખ્યાયિકાઓ ઉપરથી ખાત્રી થઈ હતી કે નિરાધાર સ્ત્રીઓના સતીધર્મની રક્ષા કરવાનો ભાર પરમેશ્વરના ઉપર છે. તો પછી મારે એકલાં કલકત્તે જવામાં શો ભય છે? આમ કેટલાક વિચારો કર્યા પછી તેણે કલકત્તે જવાનો નિશ્ચય કર્યો, અને પોતાનો અભિપ્રાય એસ્તારબીબી અને બદરઉન્નિસાને કહી બતાવ્યો. એસ્તારબીબીએ, સાવિત્રીનો વિચાર સાંભળી કહ્યું. "બેટા ! કલકત્તે જવાનો રસ્તો સાત દિવસનો છે, માટે તું સત્તર અઢાર વર્ષની છોકરી એકલી કલકત્તે કેવી રીતે જઈ શકીશ? વળી રસ્તામાં ઘણા ચોર તથા વાટપાડુઓનો ભય પણ છે."

સાવિત્રીઃ—"મારી પાસે કાંઈ નાણું નથી. ચોર મને શું કરશે?"

બદરઉન્નિસાઃ—"ચોર લોકો રસ્તામાં કદાચ તારી લાજ લુંટશે તો?"

સાવિત્રીઃ-નિરાધાર સ્ત્રીઓના ધર્મનું રક્ષણ પરમાત્માના હાથમાં છે, એમ મારા શાસ્ત્રમાં ઠેક ઠેકાણે કહ્યું છે. હું વેરાગણનો વેષ લઇને જાઉં તો ઠીક કે નહિ?"

બદરઉન્નિસાઃ-"ના ના, તેવું કોઈ દહાડો કરતી નહિ. હિંદુઓમાં વિરાગીઓનાં આચરણો જેરાય સારાં હોતાં નથી. નામ તો વૈરાગનું ધારણ કરે છે, પરંતુ સેવા કરવા માટે રામકીઓને પાસે રાખે છે, એ તે કયા શાસ્ત્રનો વૈરાગ?"

સાવિત્રીઃ—"એમ કહો મા. તેઓ ધર્મને માટે સર્વસ્વનો ત્યાગ કરીને વેરાગી થાય છે માટે તેઓ કુકર્મો કરે છે કે?"

બદરઉન્નિસાઃ—"ધર્મને માટે તો સોમાં બેચાર જણા જ વેરાગી થતા હશે, પરંતુ તમારા હિંદુમાં તો કોઇ નાત બહાર થાય કે તુરત ભગવાં કપડાં પહેરીને વેરાગી થઇ બેસે છે. હમણાં બે વર્ષ થયાં જગન્નાથના ભાઇ છિદામની વિધવા સ્ત્રી સાધુડી થઇને અખાડામાં બેઠી છે, તે શું ધર્મને માટે વેરાગી થઇ છે કે? જ્યારે નાતે જગન્નાથને નાત બહાર કાઢવાનો આરંભ કર્યો, ત્યારે તેણે ભાઇની વહુને વેરાગીના અખાડામાં મોકલાવી દીધી."

એસ્તારબીબીઃ—"હશે વેરાગી વૈષ્ણવોની વાત હવે જવા દો, અને હવે હું કહું તે સાંભળો. સાહેબ ભીહાનો મુકરદમો ચલાવવા માટે કલકત્તે ગયા હતા. ત્યારે તેમણે મને એક પત્ર લખ્યો હતો: તેમાં લખ્યું હતું કે 'દીનાઝપુરથી હું ચૈત્ર મહિનામાં તમારી પાસે આવીશ, અને ત્યાંથી પાછો વૈશાખ મહિનામાં કલકત્તે જઇશ.' કલકત્તે જતી વખતે સાહેબની સાથે ઘણા હિંદુ નોકરો પણ જશે. માટે સાવિત્રી

સાહેબની સાથે કલકત્તે જાય તો ઠીક. હું જો સાથે નહિ જાઉં તો સાવિત્રીની સાથે એક હિંદુ બુઠ્ઠી સ્ત્રી મોકલીશ."

સાવિત્રી:–"જો તેમ થાય તો ઘણું સારું."

બદરઉન્નિસા:–"તમે આ વાત તો ઠીક કહી."

આ વેળા એસ્તારબીબી, બદરઉન્નિસાના કંઠનું આલિંગન કરીને બોલી;"મા, હવે વિચાર કરીને સાવિત્રીને જે કરવું હોય તે કરે."

આરાટુન સાહેબની મીઠાની વખાર બેરેલ્સ્ટ અને ફ્રાન્સીસે લૂંટી લઇને પોતાના કબજામાં લીધી હતી, તે આપણે આગળ વાંચી ગયા છીએ. હમણાં આરાટુન તેજ કામ માટે દીનાઝપુર ગયો હતો, અને ત્યાં થોડા દહાડા રહીને તેણે પોતાની બીબી ઉપર એક પત્ર લખીને જણાવ્યું હતું કે, 'દીનાઝપુરથી ચૈત્ર મહિનામાં હું મુર્શિદાબાદ આવીશ અને ત્યાંથી પાછો વૈશાખમાં કલકત્તે જઇશ, અને મેયરકોર્ટમાં મારો મુકરદમો ચલાવીશ.' તે વખતે કલકત્તામાં સુપ્રીમ કોર્ટ સ્થાપન થઈ ન હોતી. મેયર કોર્ટનો જડજ વિલિયમ વૉલ્ટસ હતો. તેણે કાસિમ બજારની ફેકટરીમાં ત્રણ વર્ષ સુધી અધિકાર ભોગવી દેશી લોકોને સારી પેઠે દુઃખ દીધું હતું અને પોતાના એકલા વેપારમાંથી નવ લાખ રૂપિઆ એકઠા કર્યા હતા.

સાવિત્રીએ, આરાટુનના પાછા આવવાની આશાથી ઇ. સ. ૧૭૬૭ના માર્ચ મહિના સુધી તેની વાટ જોયા કીધી. પાંચ મહિના પછી આરાટુનનો એવી મતલબનો એક પત્ર આવ્યો કે, 'હું માલદહ અને રાજમહેલને રસ્તેથી પરભાર્યાં કલકત્તે જઇશ. મુકરદમો પૂરો કર્યા વગર મુર્શિદાબાદ આવીશ નહિ. આ મુકરદમામાં મારે કલકત્તામાં એક વર્ષ કરતાં વધારે વખત રહેવું પડશે.'

તે સમાચાર સાંભળીને સાવિત્રી એકદમ નિરાશ થઇ ગઇ, તો પણ તેણે પોતાનો કલકત્તે જવાનો વિચાર છોડ્યો નહિ. પણ તેણે એકલાં કલકત્તે જવાની પ્રતિજ્ઞા કરી. આરાટુનની મૅમે તેને બહુ બહુ સમજાવી તો પણ તે પોતાના વિચારથી ડગી નહિ. પછી બદરઉન્નિસાએ તેને કહ્યું, "સાવિત્રી! તારો વડો ભાઇ અને પતિ બંદિખાનામાં પડેલા છે તેને છોડાવવા માટે જે કાંઇ કામકાજ હોય તેને માટે અમારા સાહેબ ઉપર એક પત્ર લખ, અને ત્યાં જવું માંડી વાળ. તું સ્ત્રી જાતિ છે તેથી તારાથી કંઈ પણ થઇ શકશે નહિ. કલકત્તે જતાં રસ્તામાં ચોર લોકોનો પણ ભય છે, માટે એકલાં જવું તે સલામતી ભરેલું નથી." સાવિત્રી તેના કહેવા ઉપર જરા પણ લક્ષ ન આપતાં કલકત્તે જવાને તયાર થઇ, એટલે એસ્તારબીબીએ સાવિત્રીને પચાસ રૂપીઆ વાટ ખરચીના આપવા માંડ્યા. સાવિત્રીએ રૂપિયા જોઇને એસ્તારબીબીને કહ્યું કે, "આટલા રૂપિયા સાથે લેવાથી રસ્તામાં

ભય આવી પડવાનો સંભવ વધારે છે, માટે હું આમાંથી દશ રૂપિયા જ રાખીશ." આમ કહી બાકીના રૂપિયા મેમને પાછા આપ્યા. એસ્તારબીબીએ રૂપિયા ઉપરાંત સાવિત્રીને લૂગડાં પણ આપ્યાં.

ઓગણીશ વર્ષની તરુણ સ્રી પોતાના ભાઇ અને પતિને બંદીખાનામાંથી છોડાવવા માટે એકલી કલકત્તા તરફ ચાલી. માતપિતા નથી, ભાઇ નથી, સગાં સંબંધી નથી, ધનસંપત્તિ નથી, તેમ કોઇની સહાય પણ નથી; એક માત્ર પરમાત્માના ચરણનો ભરોંસો જ છે. વિપત્તિને વખતે ભાઇભાંડુ સગાં સંબંધી કે ધનસંપત્તિ રક્ષણ કરી શકતાં નથી, પણ કેવળ પરમાત્મા જ સહાય કરે છે. આપણી સાવિત્રીને પણ અનાથના નાથ અને દીનબંધુ પરમેશ્વર સહાય કરતા હતા. પરમાત્મા જેના બંધુ હોય તેને વળી ભય શાનો?



## પ્રકરણ ૧૦ મું

### ગુરુ ગોવિંદ ભક્ત

ચૈત્ર મહિનો ચાલતો હતો, મધ્યાહ્ન થવાથી ચારે તરફ તડકાને લીધે ધરતી ધખધખી રહી હતી, વટેમાર્ગુઓ બજારમાંથી ખાવાની વસ્તુ લાવતા હતા. બજારમાં માત્ર બે ત્રણ દુકાનો અને ચાર પાંચ છાપરાં જ હતાં. જે વાટમાર્ગુઓ પ્રથમ આવી પહોંચ્યા હતા, તેઓ પોતાનો ઉતારો તે છાપરાઓમાં કરીને ત્યાં જ રસોઇ કરતા હતા અને પાછળના વાટમાર્ગુઓ બજારના મેદાનમાં એક વડના ઝાડની નીચે ઉતારો કરીને રસોઈ કરતા હતા. વટેમાર્ગુઓમાં જુદી જુદી જાતના લોકો હતા, અને તેઓએ જુદો જુદો પડાવ નાંખ્યો હતો. તેઓમાંના કેટલાક જ્યારે કામકાજમાં રોકાયા હતા ત્યારે કેટલાએક ગપ્પા મારતા બેઠા હતા.

સાવિત્રી ચાલતાં ચાલતાં થાકીને લોથ થઇ ગઈ હતી, તેથી વટેમાર્ગુઓની પાછળ પડી ગઈ હતી, તે પણ ધીરે ધીરે હમણાં એ જ મુકામ ઉપર આવી પહોંચી. આ વેળા ભૂખ અને તરસની વિટંબણાથી તેનું ગળું સુકાઈ ગયું હતું અને મોહોડું પણ તડકાથી રાતુંચોળ થઈ ગયું હતું. તે ઉપર વર્ણવેલા નાના ગામના બજારમાં આવીને ઉદાસ દૃષ્ટિએ ઉતારાની જગ્યા જોવા લાગી; પરંતુ કોઈ પણ ઠેકાણું ઉતારો કરવા જેવું જોવામાં આવ્યું નહિ. જે જગ્યા ઉતારો કરવા જેવી હતી, તે જગ્યા પહેલાં આવેલા વટેમાર્ગુઓએ રોકી લીધી હતી. માત્ર એક વડના ઝાડની નીચે કેટલાએક વટેમાર્ગુઓ ઉતર્યાં હતા, ત્યાં થોડો ઘણો માર્ગ હતો, પણ સાવિત્રીની ત્યાં જવાની હિંમત ચાલી નહિ. એટલામાં પાસેના બીજા વડના ઝાડની તરફ દૃષ્ટિ પડી.

તે ઝાડની નીચે એક બાવાજી અને બે રામફીઓનો ઉતારો હતો. બાવાજી ઉમરે વૃદ્ધ હતા તે બેઠા બેઠા ચલમમાંથી ધુમાડાના ગોટેગોટ કાઢતા હતા, અને તેની સાથે રહેલી બે રામકિયો રાંધવાના કામમાં ગુંથાયલી હતી. તે વચ્ચે વચ્ચે કામને માટે લઢતી હતી. સાવિત્રીને સાધુઓ ઉપર મોટી ભક્તિ હતી, તેથી બાવાજીને જોઈ તેની પાસે ગઇ અને પ્રણામ કરીને તેનાથી જરા દૂર બેઠી. બાવાજી, સાવિત્રીને જોઇને હાથમાં ચલમ ઝાલી તેની પાસે આવ્યા અને ચલમનો દમ ખેંચીને બોલ્યા, "બેટા! તું કયાં જાય છે? તને આગળ મેં કોઇ ઠેકાણે જોયેલી છે." બાવાજીનું બોલવું સાંભળીને સાવિત્રીના હૃદયમાં સુખના અંકુરો ઉગ્યા અને તે બોલી, "આજ્ઞા મહારાજ! હું કલકત્તે જાઉં છું."

બાવાજીઃ-"તું કોઈ ગૃહસ્થની દીકરી હોય એમ જણાય છે. શા માટે કલકત્તે જાય છે?"

સાવિત્રીઃ-"આજ્ઞા મહારાજ! મારા કુટુંબ ઉપર મોટી આફત આવી પડી છે. ઇસ્ટ ઇંડીયા કંપનીના અમલદારોએ મારા ભાઇને અને ધણીને હમણાં કેદ કર્યા છે."

બાવાજીઃ-"તું તો વણકરની દીકરી છેની?"

સાવિત્રીઃ-"જી હા!"

બાવાજીઃ-"તારાં કુટુંબનાં માણસો હમણાં કયાં છે?"

સાવિત્રીઃ-"સઘળાં મરી ગયાં છે."

બાવાજીઃ-"તું તો વિધવા છે ના?"

સાવિત્રીઃ-(જરાક શરમાઇને) "ના, મારા પતિ કલકત્તાની જેલમાં કેદ છે."

આ વેળા બાવાજી એક ઉષ્ણ નિશ્વાસ નાંખીને બોલી ઉઠયા, "હમણાં તો બહુ જ ભયંકર વખત આવી લાગ્યો છે. રાધાકૃષ્ણ! રાધાકૃષ્ણ! બેટા! તારા પિતાનું નામ શું છે?"

આ વેળા સાવિત્રી આમ તેમ નજર કરીને વિચાર કરવા લાગી કે મારે મારી ઓળખાણ આપવી કે નહિ? પરંતુ પાછળથી તેણે બાવાજીને ધાર્મિક જાણીને પોતાની ઓળખાણ આપવામાં અડચણ ન રાખતાં તુરત પોતાના પિતાનું, સસરાનું અને પોતાનું નામ તથા પોતાની સર્વ વિતકવાર્તા બાવાજી આગળ નિવેદન કરી. બાવાજી તેનું વૃત્તાંત સાંભળીને આશ્ચર્ય પામ્યા અને બોલ્યા, "તું શું સભારામની દીકરી? તારું ઘર તો સૈદાબાદની પડોશમાં છે. શુ સભારામ મરી ગયો?"

સાવિત્રીએ રડતાં રડતાં ઉત્તર આપ્યો, "હા, મારાં માતા પિતા વગેરે મરી ગયાં છે અને મારાં કર્મ ફુટી ગયાં છે."

બાવાજીઃ-"બેટા! સભારામનું નામ દેશના નાના મોટા સૌ લોકો જાણે છે. તેના જેવો કુશળ કારીગર હવે મળવો દુર્લભ છે, ત્યારે તો તમે પ્રેમાનંદજી મહા-

રાજનાં શિષ્ય થાવ." તે સાધુએ પ્રેમાનંદજી મહારાજનું નામ લેતી વેળાએ તેને પ્રણામ કર્યો અને કહ્યું કે, "હું પણ પહેલાં તો તેના જ અખાડામાં રહેતો હતો, પણ શ્રીવૃંદાવનની યાત્રા કરીને હમણાં પાછો આવ્યો, એટલામાં પ્રેમાનંદજી મહારાજ પરમપદને પામ્યા એવા સમાચાર મળ્યા છે."

સાવિત્રીઃ—"તેનો અખાડો તો કાટોયામાં છે ના? બે વર્ષ થયાં તેના કંઇ પણ સમાચાર જાણવામાં આવ્યા નથી."

બાવાજીઃ—"ને અમારો અખાડો પણ કાટોયામાં જ છે પણ હું હમણાં ભક્તદાસના અખાડામાં રહું છું, અને હમણાં તમારા પડોશી ઉદયચાંદને ઘેર ગયો હતો..તે અમારો શિષ્ય થાય છે. તું કાટોયા તરફ થઇને જ જવાનો વિચાર રાખે છે કે કેમ?."

સાવિત્રીઃ—"હું જ્યાં કલકત્તે જવાનો રસ્તો જ જાણુતી નથી, ત્યાં કેમ કહું કે ફલાણે રસ્તે થઇને જઇશ. મેં સાંભળ્યું છે કે, કાટોયા તરફથી જે રસ્તો કલકત્તે જાય છે તે રસ્તો સરલ છે માટે તે રસ્તેથી હું જઇશ."

બાવાજી બોલ્યાઃ—"ઠીક. ત્યારે તો અમારી સાથે જ ચાલજે. તારું મોહોડું ભૂખ અને દુઃખને લીધે સુકાઈ ગયું છે માટે તું હમણાં કંઇક આધાર કરી લે, અને પછી રસોઇ કરજે. હમણાં બહુ જ તડકો તપે છે માટે તે જરા નમે એટલે આપણે સૌ સાથે ચાલશું."

બાવાજીની સાથે બે રામકીઓ હતી તેમાં એક પીસતાળીશ વર્ષની હતી અને બીજી પચીસેક વર્ષની હતી. આધેડ સાધુડી રસ્તામાં રાંધવા સીંધવાનું કામ કરતી અને તરુણુ સાધુડી બાહેરના કામકાજની વ્યવસ્થા રાખતી તથા પાણી ભરતી હતી. તરુણુ સાધુડી કોઇ પણ કામમાં જો ઢીલ કરતી તો આધેડ સાધુડી તેની ઉપર ચીઢવાઇ જતી. આ વખતે બન્ને રામકીઓ પોતપોતાના કામમાં ગુંથાયલી હતી, પરંતુ બાવાજી મહારાજ જ્યારથી સાવિત્રીની સાથે વાતચિતમાં વળગ્યા ત્યારથી પેલી આધેડ સાધુડીનું હૃદય ચીરાવા લાગ્યું, અને તે રાંધવા ઉપરથી પોતાનું મન ઉઠાડી દઇ બાવાજી તરફ જોવા લાગી. ચુલામાં અગ્નિ ઠરી ગયો, અને તાવડીપર નાંખેલી રોટલી પણ બળવા માંડી; પરંતુ તેનું ધ્યાન બાવાજી અને સાવિત્રી તરફ ચોંટી રહ્યું. એવામાં તરુણુ સાધુડી પાણી ભરીને આવી અને ચુલાને ઠંડા પડી ગયેલો જોઇને બોલી, "ઓ બેન, ચુલામાં દેવતા ઠરી ગયો છે! તમે આમ ધ્યાન ધરીને કેમ બેઠાં છો? આપણે પછી ચાલશું કયારે? હમણાં બપોર નમશે." પેલી આધેડ સાધુડી ગુસ્સો કરીને બોલી ઉઠી, "મારું રાંડનું હજી પણ મોત આવ્યું નહિ. હું તે આ બાવાજીના પાપમાંથી કયારે છૂટીશ? હું બાવાજીને અકારી થઇ પડી છું,—તેને ગમતી નથી.". આમ ભડભડતી બુંગળીવતી દેવતાને ચેતાવીને પાછી રસોઈ કરવા લાગી.

ભોળી સાવિત્રીએ થોડીકવાર વાતચિત કર્યા પછી, વાવ ઉપર જઇ ત્યાં નાહી, ભગવાનનાં બે નામ લઈ સેકેલા ચણા ખાધા અને પોતાની ક્ષુધા શાંત કરી રાંધવાની તૈયારી કરવા માંડી. તે જોઇને બાવાજીએ સાવિત્રીને કહ્યું, "બેટા! તારે જુદી રસોઈ કરવાનું કંઈ કારણ નથી, તું પણ અમારી સાથે જ આજે જમજે. તારે એકલીને શા માટે ખટપટ કરવી જોઇએ? તારું ઘર તો અમારા શિષ્યવર્ગમાં છે, તેથી તને અમારા પાકમાં જમવાને કાંઈ પણ અડચણ નથી."

તે સાંભળીને પેલી આધેડ સ્ત્રી છંછેડાઈને બોલી ઉઠી, "હા, અમારે ત્યાં આજે મહોત્સવ છે. તું અહીં જ જમજે. બાવાજી? ઉઠો, સૌને આજે આપણે ત્યાં જમવાનું નિમંત્રણ કરી આવો. આજે બાવાજીના ગુરુનો ઉત્સવ છે." બાવાજી આધેડ સ્ત્રીનું સ્વરૂપ આ સમયે સમજી ગયા, તેથી તેને શાંત કરતા બોલ્યા, "અરે! તું શાંત થા, ઉતાવળી શા માટે થાય છે? તે તો આપણા શિષ્યની દીકરી થાય છે અને વખાની મારી એકલી કલકત્તે જાય છે, તેથી તેને ભોજનને માટે કહું છું. દુઃખી મનુષ્યોનું અપમાન કરવું એ સંતોનો ધર્મ નથી." પેલી આધેડ સ્ત્રી તુરત મ્હોં મરડીને બોલી. "હા, તમે મોટા ધર્માત્મા છો તે હું ક્યાં જાણતી નથી?"

બાવાજીની રીતભાત જોઇને સાવિત્રીના મનમાં તેના ઉપર અધિક ભક્તિભાવ થયો, પરંતુ પેલી બે સાધુડીઓને પરસ્પર લડતી જોઇને તેના મનમાં બીજી તરફથી બહુ જ ખેદ પણ થયો. રસોઇ તૈયાર થઇ કે બધાં જમવા બેઠાં. જમ્યા પછી બાવાજી પાછા સાવિત્રીની પાસે આવીને નવનવાં ગપ્પાં મારવા લાગ્યા. તે જોઇને બન્ને રામફીઓનું હૃદય દ્વેષથી ચીરાઇ જવા લાગ્યું; અને તે બન્ને સાવિત્રીના તરફ ઝેરી આંખથી નિહાળવા લાગી, પરંતુ સાવિત્રી શુદ્ધ અંતઃકરણની હતી તેથી તે સાધુડીઓનો અભિપ્રાય સમજી શકી નહી.

બાવાજી વાત કરતાં કરતાં બોલ્યા, "બેટા, અહીંથી કલકત્તા ઘણું જ દૂર છે. તું કાટોયાને રસ્તેથી કલકત્તે જવાનું ધારે છે. પરંતુ તે રસ્તો પણ ઘણો જ વિકટ છે. વળી તું અજાણી અને એકલી છે, તેથી કલકત્તે જઇને શું કરીશ?" સાવિત્રીએ નમ્રતાથી ઉત્તર આપ્યો; "મહારાજ! આપનું કહેવું યોગ્ય છે, પરંતુ મારે કલકત્તે જવું એટલું જ કઠિન છે. કલકત્તામાં ગયા પછી તો ત્યાં મારા ઓળખીતા આરટુન સાહેબ રહે છે, તે સંપૂર્ણ રીતે મને સહાયતા આપશે." બાવાજી સાહેબનું નામ સાંભળીને ચમકી ઉઠયા અને તુરત બોલ્યા, "ઓ દીકરી! તે તો મ્લેચ્છો છે: તેનો વિશ્વાસ કરીશ મા. તે તો તને વટલાવી મારશે." સાવિત્રી બોલી, "મહારાજ! તે તેવો માણસ નથી. હું તેની સ્ત્રીને નાનપણથી જ 'મા' કહીને બોલાવું છું. અને તે મને પોતાની દીકરી સમાન ગણે છે." બાવાજી બોલ્યા, "બેટા! મ્લેચ્છો શું ધર્મ

પાળે છે કે તેઓ ખરું બોલે? કૃષ્ણ! કૃષ્ણ! કર, તું જો ખરા ભાવથી શ્રીકૃષ્ણની ભક્તિ કરીશ, તો તારો ભાઇ અને ધણી તને ઘેર બેઠાં મળશે. રાસવિહારી શ્રીકૃષ્ણ સર્વના પતિ છે. તે વાત તેં ભક્તોનાં પદોમાં પણ સાંભળી હશે!"

"સૌથી સમરથ રાધાવરનો આશરો."

"એવા શ્રીકૃષ્ણ ભગવાન્ ઘટ ઘટમાં વ્યાપી રહ્યા છે, માટે આપણે જેના વિષે શ્રીકૃષ્ણ ભગવાનની ભાવના કરીએ તેજ શ્રીકૃષ્ણ ભગવાન્ છે. 'સંત લોકો શ્રીકૃષ્ણની જ મૂર્તિ છે.'" સાવિત્રી બાવાજીનાં છેલ્લાં વાક્યોનો મર્મ સમજી શકી નહિ. તે માત્ર એટલું જ સમજી કે બાવાજી મને શાસ્ત્રમાંથી ભક્તિ કરવાની વાત કહે છે. પરંતુ બાવાજીની સાથે રહેનારી પેલી બે સાધુડીઓ બાવાજીનો અભિપ્રાય સમજી ગઈ, તેથી તે બન્ને બાવાજીની તરફ વિશેષ ઇર્ષ્યાદૃષ્ટિથી જોવા લાગી.

બાવાજીએ ફરીને કહ્યું,—"બેટા સાવિત્રી! તું કલકત્તે જવાનું સાહસ છોડી દે, અને અમારી સાથે કાટોયા ચાલ, ત્યાં તને સંતોનો સમાગમ થશે, ભગવત્ ભજનનો લાભ મળશે અને ભગવાનની ભક્તિ કરવાનો પણ પ્રસંગ મળશે. સાધુઓની સેવાથી પરમાત્મા તારી ઉપર પ્રસન્ન થશે એટલે તારા મનોરથો ઘેર બેઠાં જ પૂરા થશે. તું સારા ઘરની છોકરી છે, કોઇપણ દહાડો ઘરમાંથી એકલી બહાર નીકળી નથી અને રસ્તામાં અનેક સંકટો સહેવાં પડે છે, માટે હું તને કહું છું. પછી તારી મરજી." બાવાજીનું નીતિ અને ધર્મનું ભાષણ સાંભળીને સાવિત્રીનું હૃદય પીગળી ગયું અને તેણે ગળગળા સ્વરે કહ્યું, "મારે તો આપ જ સર્વસ્વ છો. આપ કહો તેમ કરું," બાવાજી તે સાંભળીને બોલી ઉઠ્યા, "ઠીક તું કાટોયા સુધી તો અમારી સાથે ચાલ. પછી આગળ ઉપર સૌ સારું થઇ રહેશે. તું અમારા અખાડામાં આવીશ અને સંતનો સમાગમ કરીશ એટલે શ્રી ઠાકુરજી તારું મન ફેરવી નાંખશે. તું જો શ્રી ઠાકુરજીનાં ચરણોમાં મન રાખીશ તો શ્રીઠાકુરજી તારો ઉદ્ધાર કરશે."

આમ વાતચિત કરતાં બપોર નમ્યા અને તડકો પણ શાંત પડ્યો એટલે વટેમાર્ગુઓ ધીરે ધીરે ગાંસડા પોટલાં બાંધીને રસ્તે પડવા માંડ્યા.

સાવિત્રી પણ પોતાનું પોટકું લઇને બાવાજીની સાથે ધીરે ધીરે ચાલવા માંડી. બે ત્રણ દિવસમાં સૌ ભક્તદાસજીના અખાડામાં આવી પહોંચ્યાં.

ભક્તદાસ બાવાજીના માથા ઉપર એક વાળ પણ નહોતો. પરંતુ ટાલ હતી. તે નાકની ડાંડી ઉપરથી છેક તાળવાના ભાગ સુધી ગોપીચંદનનું લાંબુ ટીલું કરતા અને વચ્ચે કંકુની મોટી શ્રી કરતા હતા, તે ઉપરાંત કંઠ, હાથ, છાતી તથા ડુંટી એમ જુદા જુદા શરીરના અવયવો ઉપર પણ છાપાં તિલક કરતા હતા, અને ગળામાં સુખ-

ડનો એક મોટો મણકો બાંધતા હતા. તેના અખાડામાં મહંતને માટે એક મોટું ઘર હતું, અને બીજાં નાનાં નાનાં ઘરો હતાં, જેમાં અખાડાના શિષ્યો, સાધુઓ અને સાધુડીઓ રહેતી હતી. મહાત્મા ગોવિંદદાસની સાથે જે આધેડ રામકી હતી તે ઘણા દહાડા થયાં તે અખાડામાં રહેતી હતી તેથી અખાડાના સાધુઓ તેને ઓળખતા હતા. પરંતુ બીજી તરુણ સ્ત્રીને તથા સાવિત્રીને ઓળખતા ન હતા. મહારાજ ભક્તદાસજી, ગોવિંદદાસજીને જોઇને તુરત ઉભા થઈ ગયા અને नमो नारायण-महाराज કહીને તેમને પ્રણામ કર્યો. ગોવિંદદાસજીએ પણ તેમને સામા પ્રણામ કર્યા. તે પછી સર્વ સંત લોકોએ અને સાધુડીઓએ ગોવિંદદાસજીને પ્રણામ કર્યો. આમ પરસ્પર શિષ્ટાચાર થઈ રહ્યા પછી ભક્તદાસજી જે ઘણા જ વિલાસી હતા, તેમણે ગોવિંદદાસને પૂછ્યું કે, આ બન્ને સ્ત્રીઓ કોણ છે? અને ક્યાંથી આવે છે? ગોવિંદદાસ તુરત બોલ્યા, આ સ્ત્રી ઉદયચાંદના નાના ભાઇ હરેકૃષ્ણની સ્ત્રી છે. તેણે પોતાનો ભર્તાર મરણ પામવાથી આ અસાર સંસાર ઉપરથી પોતાનું મન ઉઠાડી દીધું છે અને તેને શ્રીકૃષ્ણના ઉપર લેહ લાગી છે. હું હમણાં ઉદયચાંદને ઘેર ગયો હતો ત્યારે આમણે મને કહ્યું કે, 'હવે હું ભેખ ધારણ કરી સાધુઓની સાથે રહીને તેમની સેવામાં મારું ઉત્તર જીવન ગાળીશ.' ઉદયચાંદ પોતાના નાના ભાઇની વહુની આવી ધર્મનિષ્ઠા જોઇને બહુ જ પ્રસન્ન થયો અને તેણે પોતાની ભાભીને મારી સાથે મોકલી છે અને તેને ભેખ લેવાની ઇચ્છા છે. અને આ બીજી સ્ત્રી સભારામની દીકરી છે, તેનો પિતા હમણાં મરી ગયો છે. અને તેનો ભાઇ તથા પતિ કેદમાં પડ્યા છે, તેને છોડાવવા માટે તે કલકત્તે જાય છે. એ ઉમરમાં નાની છે તોપણ કોઇ હલકા લોકોની શીખવણીથી કલકત્તા તરફ જવાને તૈયાર થઇ છે. રસ્તામાં જતાં મને મળી ત્યાંથી હું તેને આ રસ્તે લાવ્યો છું. સભારામ, મહારાજ શ્રીપ્રેમદાસજીનો શિષ્ય થતો હતો. પ્રેમાનંદજી મહારાજનું નામ લેતી વખતે ગોવિંદદાસજીએ પોતાનું મસ્તક નમાવીને તેને પ્રણામ કર્યો.

ભક્તદાસજી નવી આવેલી સ્ત્રીઓનો ઇતિહાસ સાંભળીને બોલ્યા, "તમે તેઓને અહીં લાવ્યા તે ઠીક કર્યું. શ્રીઠાકુરજી સર્વેનું કલ્યાણ કરશે. તેઓને હમણાં મારા ઘરમાં જ ઉતારો આપો." આ વખતે ભક્તદાસની સેવાદાસી ભક્તદાસજીના પગ ચાંપતી હતી. તે છંછેડાઇને બોલી ઉઠી, "ઘરમાં તે વળી ક્યાં જગ્યા છે? કે તમે તેને ઉતારો આપવા તૈયાર થયા છો," ભક્તદાસજી તુરત ક્રોધ કરીને બોલી ઉઠ્યા, "તેં વૈષ્ણવ ધર્મ શા માટે અંગીકાર કર્યો છે? કોઈ પણ અભ્યાગત આવે તેને ઘરમાં સુવરાવવો અને પોતે બહાર સુવું એ વૈષ્ણવનો ધર્મ છે. સાધુઓને તે વળી મારું ને તારું તથા ઘરબાર શાં? ઘરમાં જગ્યા ન હોય તો તે ઠાકોરજીના

નિજ મંદિરમાં સુશે અને ઠાકુરજીને હમણાં બાજુના ભાગમાં પધરાવશું." તે સાંભળીને પેલી રામકી ચૂપ થઇ ગઇ.

અખાડામાં સાધુઓ અને રામકીઓ ઉચ્છૃંખલ રીતે વ્યવહાર કરતાં હતાં તે જોઇને સાવિત્રી ઉદાસ થઇ ગઇ. તેને દુરાચારી સાધુડાઓનાં તથા સાધુડીઓનાં તરફ તિરસ્કાર ઉપજ્યો; અને પોતાના શિયળ ભંગનો પણ ભય લાગવા માંડ્યો. તે ગભરાઇને નિરાધારના આધાર શ્રી પરમાત્માની પ્રાર્થના કરતી બોલી ઉઠી, "હે દયામય પરમેશ્વર! તમે આ સંકટમાંથી મારો ઉદ્ધાર કરો." આ વેળા ગભરાટ થવાથી ક્યાં જવું? અને શું કરવું? તે કંઇ પણ સાવિત્રીને સુજ્યું નહીં, તે બાવરી બની ગઇ. ચાલતી વેળા આરાટુન સાહેબની સ્ત્રીએ તેને દશ રૂપિયા વાટ ખરચી માટે આપ્યા હતા. તેમાંથી પાંચ રૂપિઆ તેણે બચકીમાં બાંધ્યા હતા. તે રસ્તે ચાલતી વેળાએ બાવાજીએ રસ્તામાં ભય બતાવવાથી સાવિત્રીએ બાવાજીને સાચવવા માટે સોંપ્યા હતા. તે રૂપિયા બાવાજીએ અખાડામાં ગયા પછી પણ સાવિત્રીને પાછા આપ્યા નહિ.

જે દિવસે સાવિત્રી અને હરેકૃષ્ણની સ્ત્રી અખાડામાં આવ્યાં તેને બીજે દિવસે ભક્તદાસે તે બન્ને સ્ત્રીઓને માથું મુંડાવીને ભેખ લેવા માટે કહ્યું. એટલે હરેકૃષ્ણની સ્ત્રી માથું મોડાવીને ભેખ લેવાને માટે તૈયાર થઈ પરંતુ સાવિત્રીએ ભેખ લેવાની ચોખ્ખી ના પાડીને બોલી, 'તમે મને અહિંથી જવા દ્યો. જો તમે મને જતાં અટકાવશો તો હું આપઘાત કરીશ.' આપઘાતની વાત સાંભળીને બાવાજી ગભરાઈ ગયા અને તેણે વિચાર કર્યો કે જો આ બાઇ આપઘાત કરશે તો આપણા ઉપર ખૂનનો આરોપ આવશે. વૈરાગીઓ હમેશાં બીકણુ સ્વભાવના હોય છે. તેથી અખાડાના સાધુઓ પોતાના સ્વભાવ પ્રમાણે તુરત બોલી ઉઠ્યા. 'ભલે ભેખ લેવાની તારી મરજી ન હોય તો અહીંથી ચાલી જા. સાવિત્રી બાવાજીની આજ્ઞા મળતાં તુરત ગાંસડી ઉપાડીને ત્યાંથી ઉતાવળી ઉતાવળી ચાલવા માંડી. તેણે જતી વેળા પોતાના પાંચ રૂપિયાની ઉઘરાણી પણ કરી નહિ અને કદાચ તેણે ઉઘરાણી કરી હોત તોપણ બાવાજી આપે તેવા ઉદાર ન હોતા.

ભક્તદાસે હરેકૃષ્ણની સ્ત્રીનું માથું મુંડાવીને તેને ભેખ આપ્યો, અને તેનું નામ લલિતમંજરી પાડ્યું. બંગાળામાં શૂદ્રો, કાયસ્થો તથા વૈશ્ય વગેરે લોકો વૈરાગીના શિષ્યો હોય છે. અને તેઓ સારે નરતે પ્રસંગે પોતપોતાના ગુરુને પોતાને ત્યાં બોલાવે છેઃ તથા તેઓને હાથે કંઠી બંધાવીને પોતે તેઓના શિષ્ય થાય છે. ઉદયચાંદે પોતાના દોહિતરાનાં નામ કરણના મહોત્સવમાં બાવાજી ભક્તદાસજીને નિમંત્રણ કર્યું હતું, તેથી તેણે પોતાના પ્રતિનિધિ તરીકે ગોવિંદદાસજીને મોકલ્યા હતા. ઉદય-

ચાંદે ગોવિદદાસની સાથે પોતાના નાના ભાઈ હરેકૃષ્ણની સ્ત્રીને ભેખ લેવા માટે મોકલી હતી. તેને ભક્તદાસે આજે ભેખ આપીને સાધુડી કરી હતી.

## પ્રકરણ ૧૧ મું
## છિદ્દામચંદ્રની સ્ત્રી

સાવિત્રી ભક્તદાસ બાવાજીના અખાડમાંથી નીકળીને ઉતાવળી ઉતાવળી દોડવા લાગી. તેણે મનમાં ઠરાવ કર્યો હતો કે રસ્તામાં કોઇની સાથે પણ વાત કરવી નહિ, પણ કોઇ કલકત્તે જતું હોય તેની પાછળ પાછળ ચાલ્યા જવું. તેને અહિંના અખાડાનો પ્રસંગ જોઇને વૈરાગીઓના તરફ બહુજ અભાવ આવી ગયો; અને બદરઉન્નિસાના બોલવા ઉપર સંપૂર્ણ ભરોસો આવી ગયો. તે જ્યારે જ્યારે સાધુડાઓની વાત કરતી હતી ત્યારે બદરઉન્નિસા તેના તરફ ધિક્કાર દેખાડીને કહેતી કે, "વૈરાગી સાધુડીઓ દુરાચારી હોય છે." આજે તે વાતની તેણે પ્રત્યક્ષ પરીક્ષા કરી હતી.

સાવિત્રી ચાલતાં ચાલતાં થાકી ગઈ. હવે આગળ ચાલવાની તેનામાં શક્તિ રહી નહિ, તેથી તેણે કોઇપણ ઝાડની નીચે વિશ્રામ કરવાનો વિચાર કર્યો, એટલામાં એક વડનું ઝાડ તેની નજરે પડયું. પણ જેવી તે વિશ્રાંતિ લેવા માટે તે ઝાડની નીચે ગઈ કે ત્યાં એક આધેડ સ્ત્રીને ભીખારણના વેશમાં બેઠેલી જોઈ. તેનાં વસ્ત્ર ઘણાંજ મેલાં અને ફાટેલાં હતાં. અને તેનું શરીર વાયુના રોગથી ઝલાઇ ગયું હતું. તેથી તે લાકડીના ટેકાથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇ શકતી હતી. તેનાં નાકની ડાંડી અને હોઠ બીમારીથી સડી ગયા હતા અને તેમાંથી લોહી વહેતું હતું. તે સ્ત્રી સાવિત્રીને જોઇને બોલી ઉઠી, "મા! એક પૈસો આપો, ઈશ્વર તમારૂં ભલું કરશે. હું કાલની ભુખી છું, મને ભુખથી તમર આવે છે અને મારા પ્રાણ જાય છે. ઈશ્વર તમારૂં ભલું કરશે."

તે સ્ત્રીની આવી દુઃખી દશા જોઇને સાવિત્રીના મનમાં બહુજ દયા ઉપજી, પણ તેની પાસે છૂટા પૈસા ન હતા. માત્ર પાંચ રૂપિયા બાંધ્યા હતા. સાવિત્રીએ તે બાઇને કહ્યું, "બાઇ! મારી પાસે છૂટા પૈસા નથી, રૂપિયા છે; જો કોઇ મને છૂટા પૈસા આપે તો હું તને એક પૈસો આપું. મને અહિં છૂટા પૈસા મળશે? તારૂં દુઃખ જોઇને મારા મનમાં બહુજ સંતાપ થાય છે. મારી પાસે જો વધારે રૂપિયા હોત તો હું તને એક રૂપિયો આપત."

ભીખારણ બોલી, "મા! તમારૂં કલ્યાણ થશે. તમારી સર્વ આશાઓ ફળીભૂત થશે, આ સામું બજાર દેખાય છે ત્યાં આગળ હું કોઇને મોકલીને તમને રૂપિયો વટાવી આપું. તમે અહિં તેટલી વાર વિશ્રાંતિ લ્યો." આટલું કરીને તે ભીખારણ બે

હાથવતી લાકડીને ટેકીને તે ઝાડથી થાળીસેક હાથ દૂર એક ઝુંપડીની પાસે જઇને, "નિતાઈ! નિતાઇ," એમ બૂમ પાડવા લાગી, તુરત એક દસ બાર વર્ષનો બાળક ઝૂંપડીમાંથી બહાર આવ્યો. તેને લઇને પેલી ભીખારણ સાવિત્રી પાસે આવીને બોલી, "બેન! આને રૂપિયો આપો; તે તમને પૈસા લાવી આપશે." સાવિત્રીએ તેના હાથમાં રૂપિયો આપ્યો, એટલે તે છોકરો બજાર તરફ ગયો.

છોકરાના ગયા પછી ભીખારણ સાવિત્રીને પૂછવા લાગી, "માજી! તમે ક્યાં જાઓ છો?" સાવિત્રી બોલી, "હું કલકત્તે જાઉં છું." ભીખારણ બોલી, "દીકરા એકલી કલકત્તે જાય છે! કલકત્તા તો અહીંથી બહુ દૂર છે. તું કોઇની સાથે કજીઓ કરીને ઘરમાંથી નાસી આવી હોય એમ મને લાગે છે. દીકરા; એમ કરીએ નહીં. મારી આ દુર્દશા જો. મારી પાસે હજારો રૂપિયા હતા તે ઉપરાંત પચાસ હજાર રૂપિયાનાં તો ઘરેણાં હતાં. પરંતુ હું માથું ફેરવીને ઘરની બહાર નીકળી પડી, તેથી મારી આ દુર્દશા થઇ છે. મારી પાસે માત્ર એક જ વસ્ત્ર છે તે વિના બીજું કંઇ પણ નથી. હું એક વખતે એવો તો વૈભવ ભોગવતી હતી કે, સભારામ વણકરના વિના બીજા કોઇનું વસ્ત્ર પણ પહેરતી નહોતી. મારા શરીર ઉપર રેશમી વિના બીજી કોઇ પણ જાતનું વસ્ત્ર અડકતું નહોતું, પરંતુ આજે સુતરાઉ પણ પહેરવા મળતું નથી અને આવી દુઃખી દશામાં લાંઘણો કરીને દિવસો કાઢું છું."

સાવિત્રી ભીખારણના મુખથી પોતાના પિતાનું નામ સાંભળીને બહુ જ આશ્ચર્ય પામી, અને તેણે વિચાર કર્યો કે આ ભીખારણનું ઘર પણ મારા બાપના ગામની પાસેના ગામમાં હોવું જોઇએ. થોડી વાર પછી સાવિત્રીએ તેને પૂછ્યું, "બાઈ, તારું ઘર ક્યાં હતું?"

ભીખારણઃ—"સૈદાબાદની ઉત્તર દિશામાં."

સાવિત્રીઃ—"અમારું ઘર પણ સૈદાબાદની પાસે વણકર વાડામાં છે."

ભીખારણઃ—"તમારા બાપનું નામ શું?"

સાવિત્રીઃ—"મારા બાપનું નામ સભારામ, તે હમણાં મરણ પામ્યા છે."

ભીખારણઃ—"તમે સભારામની દીકરી છો! ત્યારે તો તમે મને ઓળખતાં હશો. તમે સૈદાબાદમાં વિશ્વાસ કુળનું નામ સાંભળ્યું હશે."

સાવિત્રી, "હા તમે કોના ઘરનાં છો? સૈદાબાદમાં ઉિદામ વિશ્વાસ, જગનાથ વિશ્વાસ વગેરે પ્રસિદ્ધ ગૃહસ્થોને હું જાણું છું."

ભીખારણ ઉિદામ વિશ્વાસનું નામ સાંભળીને રડતી રડતી બોલી, "તમે જેનું પહેલું નામ લીધું તે જ મારા સ્વામી થાય."

સાવિત્રી અત્યંત આશ્ચર્ય પામીને બોલી ઉઠી. "ઓ હો હો ! તમે છિદામ વિશ્વાસની સ્ત્રી છો? તમારી આવી દુર્દશા કેમ થઇ ? તમે તમારા જેઠને અથવા તો ભત્રીજા દેવેન્દ્ર બાબુને સમાચાર કહેવરાવો એટલે તમને પાલખી મોકલીને તેડાવી લેશે. તેઓને શું પૈસાની ખોટ છે ? મેં તો સાંભળ્યું હતું કે તમે સંસાર છોડીને ભેખ ધારણ કર્યો છે. તમારી આવી દશા કેમ થઇ ? તેને ત્યાં તો હમણાં નવે નિધ ને અષ્ટમહાસિદ્ધ છે."

ભીખારણઃ-"મેં ભેખ લીધો છે પરંતુ તેનું પરિણામ આવું આવ્યું. આ જગતમાં કોઇપણ વેરાગી થશો માં. વેરાગીના જેવા કોઇ અધર્મી, પાપી અને નીચ વૃત્તિના મનુષ્યો નથી. દીકરા ! હું ઘરમાંથી જ્યારે બહાર નીકળી ત્યારે મારી પાસે પચાસ હજાર રૂપિયાનાં ઘરેણાં હતાં. અને રોકડ પણ પચાસ સાઠ હજાર રૂપિયા હતા, પરંતુ આજે હું ભીખારણ થઇને રસ્તે રસ્તે ભીખ માગતી ફરું છું. આ અખાડાના મહંતે, મારું સર્વસ્વ ખાઈ ગયા પછી, મને કાઢી મૂકી છે, અને હું દરરોજ આ ઝાડની નીચે ઉભી રહીને ભીખ માગું છું ને બે ચાર પૈસા મળે છે તેમાંથી પ્રાણનું પોષણ કરું છું; હું ગઇ કાલની ભુખે મરું છું, કારણ કે કાલે મને એક પણ પૈસો મળ્યો ન હતો.

ભીખારણની વાત સાંભળીને સાવિત્રીની આંખમાંથી દડ દડ અશ્રુઓની ધારા વહેવા લાગી. સાવિત્રી તે બાઇનાં કુકર્મો જાણતી ન હતી, તેથી તેણે તો જાણ્યું કે— આ બાઇ અહીં ધર્માચરણ કરવા માટે આવી હશે, પરંતુ અહીંના દુષ્ટ સાધુડાઓ-એ જ તેને છેતરી જણાય છે. પરંતુ સાવિત્રીની ઉમરની બીજી સ્ત્રીઓ આ બાઇનાં કુચરિત્રને સારી રીતે જાણતી હતી. હમણાં તે જે દુઃખ ભોગવતી હતી તે તેનાં પાપનું જ ફળ હતું. જેવા વેરાગીઓ દુષ્ટ ભાવવાળા હતા તેવી જ આ બાઇની વાંછા પણ વિષયોથી ભરેલી હતી, અને તેની વિષયવાંછાને લીધે જ તેને સાધુડાઓનાં મધુર ભાષણમાં મધ માલમ પડ્યું હતું. પરંતુ હમણાં તે રૂપમાં બદલાઇ ગયું હતું. વેરાગી લોકો દોષી હતા, પરંતુ તેઓ આ મધ વિષના ભીખારણની આગળ બહુ અપરાધી ન હતા.



## પ્રકરણ ૧૨ મું
## છિદામના કુટુંબનો ઇતિહાસ

સૈદાબાદમાં જગાઇ અને છિદામ નામના બે ભાઇઓ દરિદ્ર સ્થિતિમાં રહેતા હતા. તેઓ ખેતીવાડી કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા. જગાઇ ઉમરમાં ત્રીસ વર્ષનો હતો તો પણ પોતાની ગરીબ સ્થિતિને લીધે હજી સુધી પરણેલો ન હતો, તો

નાનો ભાઇ છિદામ તો ક્યાંથી જ પરણી શકે ? તે બન્ને ભાઇનાં માતપિતા તેમને ઘણીજ નાની ઉમરમાં મુકી મરી ગયાં હતાં, તેથી તેઓનાં તેમને નામ પણ યાદ ન હતાં. તોપણુ તેમને એટલું તો જ્ઞાન હતું કે, આપણે શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થયા છીએ.

જગાઈ ખેતીવાડી કરતો હતો અને છિદામ, ખેતરમાં નિપજતાં બટાટા, કંદ, સૂરણ વગેરે વેચવાનો ધંધો કરતો હતો. થોડા વખત પછી તેણે, મોસંબી, સંત્રાં, કુરી, દાડમ વગેરે ફળોની ઈંગ્રેજો, ફ્રેંચો, વગેરે પરદેશી વેપારીઓમાં ફેરી કરવા માંડી. તે ઉપરથી ઈંગ્રેજ વેપારીઓની સાથે છિદામને સારી ઓળખાણ થઈ ગઈ, એટલે છિદામ ફળ વેચવાનો ધંધો છોડી દઇને ઈંગ્રેજોની વગથી રેશમના કારખાનામાં દલાલી કરવા લાગ્યો. તે વેળા ઇસ્ટ ઇંડિયા કંપનીની કાસમ બજારમાં આવેલી રેશમની ફેક્ટરીમાં વૉરન હેસ્ટીંગ્સ આસિસ્ટંટ હતો. તેણે છિદામની કાર્યકુશળતા જોઈ તેને કારખાનામાં એક સાધારણ નોકરી ઉપર રાખ્યો. પ્લાસીની લડાઇ થયા અગાઉ ઇંગ્રેજ વેપારીઓ અનેક પ્રપંચો કરીને દેશી વેપારીઓ ઉપર તથા કારીગરો ઉપર જૂલમ કરીને તેઓની પાસેથી પૈસા ઓકાવતા હતા. પરંતુ પ્લાસીની લડાઈ થયા પછી તેઓ દેશીઓની ઉપર જૂલમ કરી શકતા નહિ; કારણ કે તેઓને બંગદેશના નવાબ અલીબર્દિખાનનો ભય લાગતો હતો. હવે તેઓને માટે માત્ર છેતરપીંડીનુંજ બારણું ખુલ્લું હતું અને તે દ્વારા તેઓ પોતાનું કામ પાર પાડતા હતા. તે વખતે બંગાળીઓમાં જેઓ ધુતારા, ઠગવિદ્યામાં કુશળ, અને નીચ કામ કરવામાં પણ પાછી પાની ન કરનારા હતા, તેવા લોકો કંપનીના કામદારોના પ્રીતિપાત્ર થઈ પડતા હતા. તેઓ અંગ્રેજ વેપારીઓનાં હલકાં કામો કરવા માટે આગળ પડતા હતા, અને તેમને તેવાં કામ કરવામાં સહાયતા આપતા હતા. તેઓને ગમે તે રસ્તેથી ધન એકઠું કરી આપીને પોતે પણ તેમાંથી પુષ્કળ ધન એકઠું કરતા હતા.

છિદામ, રેશમના કારખાનામાં એક સાદી નોકરી મળ્યા પછી વૉરન હેસ્ટીંગ્સનો ઘણોજ પ્રીતિપાત્ર થઈ પડ્યો હતો. તેને પગાર ઉપરાંત બીજી પણ સારી પેદાશ થતી હતી. નવ મહિના નોકરી કરીને તેણે પોતાના મોટા ભાઇ જગાઇને એક શૂદ્રની કન્યા સાથે પરણાવ્યો અને પછી પોતાનાં પણ લગ્ન કર્યાં. પોતે જે કન્યા સાથે પરણ્યો હતો તેના ગાલ ઘણાજ મોટા હતા અને તેનાથી તેની આંખો ઢંકાઇ ગઈ હતી, તેથી તેને સૌ વદની કહેતાં હતાં, પરંતુ છિદામે પોતાને ત્યાં આવ્યા પછી તેનું નામ વદનમણિ પાડ્યું હતું. છિદામને પરણ્યાને ૭ સાત વર્ષ વીત્યા પછી રેશમના કારખાનાની ઓફીસમાં વિલીઅમ વૉટ્સ સાહેબ વડો અધ્યક્ષ નિમાયો. તેણે થોડા સમયમાં જ બંગાળીઓનું રુધિરપાન કરીને લાખો રુપિયા એકઠા કર્યાં હતા. તે પાછળથી કલકત્તાની મેયર કોર્ટનો જજ્જ નિમાયો હતો. વિલિઅમ

વૉલ્ટસ છિદ્દામની કાર્યકુશળતા જોઇને બહુજ પ્રસન્ન થયો, અને તેણે તેને ફેક્ટરીમાં દિવાનની જગા આપવાનો વિચાર કર્યો. પરંતુ પાછળથી તેણે તે વિચાર ફેરવી નાખ્યો અને તેને પોતાના ખાનગી વેપારના કામકાજમાં મુનીમની જગા ઉપર નિમ્યો. આ વખતે ઇસ્ટ ઇંડિયા કંપનીના પ્રત્યેક નોકરો પોતાની નોકરી ઉપરાંત પોતાના તરફથી ખાનગી વેપાર પણ ખેડતા હતા.

રેશમના કારખાનામાં જે મહેતા મુત્સદીઓ હતા, તેમાં છિદ્દામના જેવા કાર્યકુશળ નર બહુજ થોડા હતા. છિદ્દામ હલકું કામ કરવાનું સાથે આવી પડતું તોપણ મનમાં અણગમો ધરાવતો નહિ, તેથી કંપનીના વડા સાહેબની તેના ઉપર વધારે પ્રીતિ થઇ હતી. છિદ્દામ વૉલ્ટસ સાહેબનો ખાનગી વેપાર ચલાવતો હતો, છતાં તેને ઇસ્ટ ઇંડિયા કંપનીના પણ ઘણા કામકાજમાં વારંવાર નજર કરવી પડતી હતી. વૉલ્ટસ પણ ઘણા કામકાજમાં છિદ્દામની સહાયતા લેતો હતો. ટુંકામાં કહીએ તો તે તેનો જમણો હાથ હતો. તેને વૉલ્ટસનો પ્રાઇવેટ સેક્રેટરી કહીએ તો પણ અતિશયોક્તિ ગણાય નહિ. તે વેળા જે સ્વાર્થી ઇંગ્રેજ વેપારીઓ આ દેશમાં વેપાર કરતા હતા તેઓ પણ છિદ્દામના ફાટતે મ્હોડે વખાણ કરતા હતા. છિદ્દામે વૉલ્ટસની મુનિમગીરીની જગા ઉપર આવ્યા પછી ચૌદ મહિનામાં એક લાખ અને પચાસ હજાર રૂપિયા મેળવ્યા, અને વૉલ્ટસને નવ લાખ રૂપિયાનો લાભ કરાવી આપ્યો. ઇસ્ટ ઇંડિયા કંપનીને પણ છિદ્દામની દેખરેખ નીચે સારો નફો થવા લાગ્યો. વૉલ્ટસના અમલમાંજ ઘણા વણકરો પોતાનાં ઘરબાર છોડીને પરદેશમાં નાસવા લાગ્યા હતા.

છિદ્દામે સારો પૈસો પેદા કર્યા પછી નવાબના દશ બાર તાલુકા પોતાને સાં ઇજારે રાખ્યા હતા. લક્ષ્મીમાઇનાં પગલાં થવાથી ગામનાં લોકો પણ તેના તરફ માનદૃષ્ટિથી જોવા લાગ્યાં અને છિદ્દામને છિદ્દામચંદ્ર તથા જગાઇને જગન્નાથ બાબુ કરીને બોલાવવા લાગ્યાં. તેઓ જાતના તો શૂદ્ર હતા, છતાં પોતાને કાયસ્થ કહેવરાવવા લાગ્યા. તો પણ હજી તેઓ નામનાજ કાયસ્થ થયા હતા. કારણ કે તેઓને કાયસ્થની જાત સાથે દીકરી લેવા દેવાનો સંબંધ થયો ન હતો. બંગાળામાં બે જાતના કાયસ્થો છે. એક બંગજ કાયસ્થ અને બીજા દક્ષિણવાટી કાયસ્થ. ચોવીસ પરગણામાંના પ્રતાપાદિત્યના વંશજો બંગજ કાયસ્થ ગણાય છે, અને તેઓ પાખરગંજ વગેરે પૂર્વભાગ તરફ રહે છે. અને દક્ષિણ વાટિ કાયસ્થો હુગલી, વર્ધમાન, કૃષ્ણનગર વગેરે નગરોમાં રહે છે. છિદ્દામચંદ્ર અને જગન્નાથ કઇ જાતના કાયસ્થ છે તે વિશે આજ દિવસ સુધી કોઈ પણ જાતની ચર્ચા ઉત્પન્ન થઇ નહોતી. પરંતુ જગન્નાથ અને છિદ્દામને ઘેર જ્યારે દીકરા દીકરી થયાં ત્યારે તેઓએ કોની સાથે છોકરાં વરાવવાં તેનો વિચાર કરવા માંડ્યો. છેવટે તેઓએ લોકોના તરફથી જાણ્યું કે દક્ષિણવાટી કાયસ્થો કુલીન ગણાય

છે તેથી તેઓએ તેમની સાથે સંબંધ કરવાનો વિચાર કર્યો. અને છિદામની દીકરીનું વેશવાળ કરવા માટે વરની ખોળ કરાવવા માંડી. એક બ્રાહ્મણને સારો વર શોધવાનું કામ સોંપ્યું. બ્રાહ્મણ સઘળા કુલીન કાયસ્થોમાં ફરી વળ્યો અને સઘળે ઠેકાણે માગાં નાખ્યાં પણ કોઇએ તેનું માગું સ્વીકાર્યું નહિ. કેટલાએક તો ચીડાઇને બોલી ઉઠ્યા, કે તેઓ નાણાંવાળા છે તે જાણીએ છીએ, તેઓને કહો કે શૂદ્ર વિના બીજો કોઇ તમારી કન્યાને પરણશે નહિ. ત્યારે બીજાઓ બોલ્યા કે તેઓ અમારે ત્યાં માગું નાખે છે પણ તેઓને જરા પૂછો કે તેઓ કાયસ્થ ક્યારે થયા. જા લુચ્ચા ! હવે શૂદ્રની કન્યાનું માગું લાવ્યો છે તો તારી વાત છે ! આ પ્રમાણે સર્વ ઠેકાણે નિરાશ થવાથી આખરે માંચડા નામના ગામમાં એક દરિદ્ર કાયસ્થના છોકરા ઉપર બ્રાહ્મણનું ધ્યાન ગયું. આ છોકરો પોતાનાં માતપિતા મરી જવાથી મામાને ઘેર રહેતો હતો, અને તેનું નામ સુબળમિત્ર હતું. તે ઘણો જ દુરાચારી, મૂર્ખ અને ગંજેરી હતો. બ્રાહ્મણે તે છોકરાની સાથે છિદામની કન્યાનું વેશવાળ કર્યું, અને તે શુભ સમાચાર છિદામને કહ્યા. છિદામે તે બ્રાહ્મણનો સારો સત્કાર કર્યો, અને તે છોકરાને મુર્શિદાબાદમાં પોતાની પુત્રી સાથે મોટી ધામધુમથી પરણાવ્યો અને તેને ઘર જમાઈ કરી રાખ્યો અને ગામઠી નિશાળમાં દેશી ભાષાની તેને કેળવણી આપવા માંડી.

છિદામને કાળા અક્ષરની સાથે બાપદાદાથી જ વેર હતું, તોપણ તે હમણાં મહા મહેનતે પોતાનું નામ લખતાં શિખ્યો હતો. છતાં પણ લોકો કહેતા કે છિદામને ચાર ભાષાનું જ્ઞાન છે. નગરના પંડિતો પણ દક્ષિણાની આશાથી તેની વિદ્વત્તાનાં વખાણ કરતા હતા. છિદામ પણ ઘણાં કાર્યકુશળ પુરુષોમાં બેસતો ઉઠતો તેથી વાક્ચાતુર્યમાં વધી ગયો હતો અને ભલભલા લોકોને પોતાની છાયાથી આંજી નાંખતો હતો. જ્યારથી તે સારો પૈસાદાર થયો હતો, ત્યારથી તે રોજ પાલખીમાં બેસીને કારખાનામાં જતો આવતો હતો.

તે રોજ રાતના નવ વાગે કારખાનામાંથી પાછો ફરતો તે વેળા પાલખીમાં બેસીને ઘેર આવતો હતો. પોતાની પુત્રીના વિવાહ કર્યો પછી એક દિવસે સાત વાગતાં જ ઓરીસનું કામ આટોપી લઇને બે ચાર માણસોની સાથે તે પગપાળો ઘેર આવવા નીકળ્યો. તે જેવો અર્ધો રસ્તો વટાવીને આગળ આવ્યો કે તુરત જ રસ્તાની બન્ને બાજુ ઉપર છાયામાં લાકડી લઇને ઉભેલા બે માણસોએ છિદામના ઉપર હુમલો કર્યો અને તેના માથા તથા વાંસા ઉપર લાકડીના સાત આઠ ફટકા મારીને તેને ત્યાં જ પુરો કરી નાખ્યો. આ વખતે તેની સાથે જે બે સીપાઇઓ હતા, તેઓ દોડતા દોડતા કારખાનામાં ગયા, અને ત્યાંથી પાંચ સાત હિંદુસ્થાનીઓને લઇને પાછા આવ્યા એટલામાં તો પેલા નાસી ગયા. આ વખતે સૌ કોઇને હળધર

નામના વણુકર ઉપર ખૂનનો શક ગયો. કારણુ કે છિદામે થોડા દિવસ ઉપર વૉલ્ટસ સાહેબના લેણા રૂપિયા વસુલ કરવા માટે હળધરનું ઘર લુટી લીધું હતું. અને તેના બૈરી છોકરાં ઉપર બહુ જુલમ ગુજાર્યાં હતો. તેથી હળધરના ઉપર આ ખૂનનો શક લઇ જવામાં આવ્યો અને હુકમ થતાં વેંત જ કાસીમબજારના કારખાનાના સીપાઇઓ તેને પકડવા માટે તેના ઘર તરફ દોડ્યા. પરંતુ તેનો કોઇ પણુ ઠેકાણે પત્તો લાગ્યો નહિ. છિદામના મરણુને બીજે દિવસે એક પુરુષ અને બે સ્ત્રીઓનાં મુડદાં ગંગા નદીમાં તણાતાં સૌએ દીઠાં, તેને જોઇને લોકો કહેવા લાગ્યાં કે આ મુડદું હળધરનું અને બીજાં મુડદાં તેના ઘરની સ્ત્રીઓનાં હોવાં જોઇએ.

છિદામે હળધરના ઘરને લુંટતી વેળા તેને સાફ કહી દીધું હતું કે તું જો મને ત્રણુસો રૂપિયા આપીશ તો તને જવા દઇશ, નહિ તો તારૂં ઘર લુંટીને તારી નજર આગળ તારા કુટુંબનું અપમાન કરીશ. હળધરે ત્રણુસો રૂપિયા આપવાનો વિચાર કર્યો પણુ તે વખતે તેની પાસે નહોતા. તેથી તે નિરુપાય થઇ ગયો. જ્યારે હળધરે ત્રણુસો રૂપિયા આપ્યા નહિ ત્યારે તેણે તેનું ઘર લુંટીને તેની સ્ત્રીને અને દીકરીને પકડી મંગાવી અને તેઓના ઉપર રોમાંચ ઉભાં કરે તેવો જુલમ ગુજાર્યો.

નિરાધાર–અનાથ અબળાઓના ઉપર જે વખતે જુલમ ગુજારવામાં આવ્યો તે વખતે તે સ્ત્રીઓ જડ જેવી થઇ ગઇ અને ઉંચા નેત્રથી આકાશ તરફ નીહાળીને ગળગળા સ્વરે બોલી ઉઠી; "ઓ દયાળુ પરમેશ્વર ! તમે શું આ સંસારમાં નથી ? અમોએ કંપનીનો કોઇ પણુ જાતનો અપરાધ કર્યો નથી છતા પણુ અમારા ઉપર આવો જૂલમ શા માટે ગુજારવામાં આવે છે તેનો તમે જરા વિચાર તો કરો ! હે ભક્ત-વત્સલ ! અમારો આ દુઃખમાંથી ઉદ્ધાર કરો !"

આવી રીતનો જૂલમ ગુજારતી વેળાએ હળધરના હાથ પગ બાંધીને તેની છાતી ઉપર ત્રણુ પુરુષોને બેસાડવામાં આવ્યા હતા, તેથી તે પરાધીન થઇ પડ્યો હતો. જો તેને છૂટો રાખવામાં આવ્યો હોત, તો તે તે જ વખતે છિદામનું ખૂન કરત.

ઇસ્વી સન ૧૭૫૭ની સાલ પછી છિદામના જેવા ક્રૂર અને નીચવૃત્તિના નરપિશાચો ઇંગ્રેજ વેપારીઓના રેશમ અને ગળીના કારખાનામાં નોકરી કરતા હતા. તેઓના વંશજો હમણાં બંગાળામાં કુલીન ગણાય છે.

## પ્રકરણુ ૧૩ મું
## પ્રેમાનંદ બાવાજી અને ભક્તદાસ વેરાગી

છિદામના મરણુ પછી જગન્નાથ અને તેનો વડો દીકરો યાદવેન્દ્ર છિદામના ગામ ગિરાસની તથા બીજી સ્થાવર જંગમ મીલકતની વ્યવસ્થા કરવા

સુબળમિત્ર પોતાની સાસુ સાથેજ રહેવા લાગ્યો. છિદામની સ્ત્રી તેની હયાતીમાંજ કંઈ કામકાજ કરતી ન હતી, પણ બેઠી બેઠી જગન્નાથની વહુને હુકમો ઉપર હુકમો કર્યા કરતી હતી. અને જગન્નાથની વહુ તે સઘળું મૂંગે મ્હોડે સહન કરી ઘરની સંભાળ રાખતી હતી. હમણાં છિદામની સ્ત્રી પતિના વિરહથી વધારે દુઃખી થઇ હતી તેથી કોઇ પણ તેને કામ કરવાનું કહેવાને હિંમત કરી શકતું નહિ. ઘરમાં હમેશ તે રહ્યા કરતી હતી અને બીજા કોઇને ચેન પડવા દેતી નહિ. તેના કલેશથી ઘરનાં સર્વ માણસો બહુ ગભરાઇ જતાં હતાં. ધીમે ધીમે આ કલેશ ઓછો થતો ગયો અને છિદામની સ્ત્રી પાછી પોતાના મૂળ સ્વભાવ ઉપર આવી ગઇ. છિદામની હયાતીમાંજ તેના દુરાચારની વાતો ચાલતી હતી પણ તે વાતોએ હમણાં નગરમાં મોટું રૂપ ધારણ કર્યું હતું.

છિદામનો જમાઇ સુબળમિત્ર ઉમ્મરમાં માત્ર ચોવીસ વર્ષનો હતો અને સ્વભાવે ઘણોજ ઉદ્ધત હતો. રાત્રે દારૂ પીને ઘેર આવતો અને પોતાની સ્ત્રી હેમલતાને વારંવાર મારતો હતો. આથી હેમલતા તેનાથી બહુ જ ડરતી હતી અને કોઈ વાર તેની પાસે જતી ન હતી. રાત્રે તે પોતાની કાકી પાસે સુઈ રહેતી અને દિવસે ઘરમાં છુપાઇ રહેતી. જગન્નાથની સ્ત્રી પણ તેને પોતાની દીકરી તુલ્ય ગણતી. હેમલતાને પણ મા કરતાં કાકી તરફ વધારે હેત હતું, કારણ કે કાકી તેના તરફ બહુજ મમતા દર્શાવતી હતી. જગન્નાથની સ્ત્રીએ સુબળમિત્રને તેની કુટેવને માટે ઘણી વાર ઠપકો આપ્યો હતો પરંતુ તે સમજતો નહિ, અને તેની સ્ત્રીને હમેશ મારકુટ કર્યા કરતો. આખરે હેમલતા કંટાળી ગઇ, તેનાથી હમેશનું દુઃખ સહન થયું નહિ, તેથી તેણે પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પ્રાણત્યાગ કરવા માટે તેણે બહુ બહુ ઉપાયો શોધ્યા, પરંતુ કોઇ પણ ઉપાય તેને હાથ લાગ્યો નહિ. આખરે તેણે ગળાફાંસો ખાઇને મરવાનો નિશ્ચય કર્યો. હમેશાં તે પોતાની કાકી પાસે સુતી હતી, પરંતુ આજે તે જુદા જ ઓરડામાં જઇને સુતી. તેની કાકી પોતાની ભત્રીજી આજ જૂદા ઓરડામાં સુવા ગઈ છે એમ જાણીને રાજી થઇ અને મનમાં સમજી કે હવે તેને તેના વરની સાથે સલાહ થઇ હશે. આવો વિચાર આવવાથી તેણે વધારે તપાસ કરવી છોડી દઇને તે પોતાના ઓરડામાં જઇને સુઇ રહી. બીજે દિવસે પ્રભાતમાં સૌ ઉઠ્યાં પણ હેમલતાને કોઇએ જોઇ નહિ તેથી સૌ આશ્ચર્ય પામ્યાં અને હેમલતાના ઓરડા આગળ જઇ તેનું બારણું ઠોકવા લાગ્યાં, તોપણ કોઇએ ઉત્તર આપ્યો નહિ. આખરે જગન્નાથની સ્ત્રીએ પોતાના મોટા દીકરાને કહ્યું કે, "આજે હેમી હજી સુધી કેમ સુતી છે? બારણાં ભડભડાવ્યાં છતાં પણ તે હજી ઉઘાડતી કેમ નથી? કાલે તે કહેતી હતી કે મારૂં શરીર સારૂં નથી, માટે મને ડર

લાગે છે; તેથી તું બારણું ઉઘાડ અને તપાસ કર." યાદવેન્દ્રે બારણું ઉતારીને અંદર જોયું તો હેમલતાનું મુડદું અધર લટકતું હતું અને તેના ગળામાં ફાંસો હતો. હેમલતાએ પતિના લાંબા કાળના દુઃખથી કંટાળી આજે ગળાફાંસો ખાઇ પોતાના દુઃખનો અંત આણ્યો હતો. આ વાત બહાર જાય તો ગામમાં પોતાનું ખરાબ કહેવાય તેથી સૌએ તે વાત છુપાવી; અને અતિસારના રોગથી મરણ પામી છે, એમ કહીને તેના શબને અગ્નિદાહ દીધો.

ખરાબ વાતને ગમે તેટલી છૂપાવે તોપણ તે બહાર પ્રકટ થયા વિના રહેતી નથી. હેમલતાના આપઘાતની વાત પવનપેરે ચોતરફ ફેલાઇ ગઇ, અને તેની સાથે છિદ્રામની સ્ત્રીનાં કુકર્મો પણ બહાર પ્રકટ થઇ ગયાં. સુબળમિત્ર પોતાની સ્ત્રી મરી ગયા છતાં સસરાના ઘરમાં રહેવા લાગ્યો. થોડા દિવસ પછી જગન્નાથે સુબળમિત્રને તેની સ્ત્રીનાં ઘરેણાંના પચીસ હજાર રૂપિયા લઇને પોતાને વતન જવા માટે કહ્યું, પરંતુ સુબળમિત્રે તે વાત કબુલ કરી નહિ. થોડા વખત પછી જગન્નાથના મોટા દીકરાએ પણ સુબળમિત્રને એકાંતમાં બોલાવીને કહ્યું કે, "હવે તારે અહીં રહેવું નહિ. કારણ કે તારા અહીં રહેવાથી લોકોમાં અમારી નિંદા થાય છે. માટે જે કંઇ લેવું હોય તે લઇને ચાલ્યો જા. જો તું સમજીશ નહિ તો તને ધક્કો મારીને કાઢવો પડશે." આ વાત છિદ્રામની સ્ત્રીના સાંભળવામાં આવતાં તે રડવા માંડી અને તુરત બોલી ઉઠી કે, તમે મારા જમાઇને જવાનું કહેશો માં. તેનો રોટલો પણ મારા રોટલામાં જ છે. હું તેને ખવરાવીને ખાઇશ, તેથી બાપ દીકરાએ તે વાત પડતી મુકી.

ફરીને થોડા દિવસ કેડે જગન્નાથે અને તેના દીકરાએ સુબળમિત્રને એકાંતમાં બોલાવીને કહ્યું, "તું તારા માનમાં અહીંથી નીકળી જા. નહિ તો તને ધક્કો મારીને કાઢી મૂકવો પડશે." સુબળમિત્ર લુચ્ચો અને પહોંચેલ હતો તેથી તેઓના બોલવા ઉપરથી ડરી ગયો નહિ. પરંતુ તરત બોલી ઉઠ્યો, "આ ઘર તથા તમામ માલ મિલ્કત ઉપર તમારો જરા પણ હક પહોંચતો નથી, મારા સસરાએ આ સર્વ મિલકત પોતાની જાત મહેનતથી પેદા કરી છે, અને તે બધી વિવાહ વખતે તેણે પોતાની દીકરીને દાનમાં આપેલી છે, જેનું દાનપત્ર મારી પાસે તૈયાર છે. માટે આ સર્વ મિલકત ઉપર મારો એકલાનોજ હક છે; બીજા કોઇનો નથી. હું શું શાસ્ત્ર જાણતો નથી કે તમે મને ભમાવો છો?" જગન્નાથ સુબળમિત્રની આ વાત સાંભળીને કંપી ઉઠયો અને તે દિવસથી તેણે કોઈ પણ વખત તેને ઘરમાંથી જવાનું કહ્યું નહિ. કારણ કે તેને કાઢતાં ક્યાંક પોતાનોજ હક ખોઈ બેસે તો શું કરવું? હવે તે તેને કાઢી મુકવા માટે બીજી યુક્તિઓ શોધવા મંડ્યો. જ્યારે બીજી તરફ સુબળમિત્ર નિશ્ચિંતપણે સસરાના ઘરમાં મોજ માણવા લાગ્યો.

છિદામની સ્ત્રી દુરાચારી છે એમ તો ઘણા વખત થયાં લોકોમાં જાહેર થયેલું હતું, પરંતુ તેના પતિની બીકથી લોકોએ મૌન ધારણ કર્યું હતું, પણ હવે તો સૌ પોતપોતાની મરજી પ્રમાણે વાત કરતાં હતાં. કોઈ કોઈ સુબળમિત્રની ઉપર તે આરોપ ઢોળતાં, જ્યારે કોઇ બીજા કોઇના ઉપર જ ઢોળતાં. "સહસ્ર મુખી શારદા છે." આ વાત ધીરે ધીરે જગન્નાથને કાને આવી એટલે તે ચમકી ઉઠયો અને તેને મેળવેલી કીર્તિ જવાનો ભય લાગવા માંડયો. આ હલકી વાત બહાર ફેલાવનારી તેની પાસે આવનારી સ્ત્રીઓજ હતી; જેઓ છિદામની સ્ત્રી પાસે આવતી ત્યારે તેનાં વખાણ કરતી અને બહાર જતી વારે તેની નિંદા કરતી હતી. એક દિવસે જગન્નાથની સ્ત્રીએ આવીને ધીરેથી તેના કાનમાં કહ્યું, "પ્રાણ ! હવે તો ભાભીએ બહુજ છુટ લેવા માંડી છે, માટે તમે તેને યાત્રાને બહાને અહીંથી બહાર કાઢો તો સારૂં, નહિ તો તે કાંઇક નવા જુની કરશે. તે અને પેલો સુબળ આખો દિવસ ઓરડામાં બેસી રહે છે." જગન્નાથ ભોળો હતો. તેણે પોતાની સ્ત્રીને પૂછ્યું, "ઠીક છે વારુ પણ આ ઘરની વાત બહાર કોણ કરે છે?" તેની સ્ત્રીએ ઉત્તર આપ્યો. "બીજું તો કોણ? આવેલી રાંડો, રોજ તેને મળવાને બહાને આવે છે તેઓ." જગન્નાથ, ભાઇની વહુના ભવાડા સાંભળીને, બહુજ ખિન્ન થયો. અને પછી તેણે વિચાર કર્યો કે ગુરુ મહારાજને બોલાવીને તેની સાથેજ ભાભીને યાત્રાએ મોકલી દેવી કે જેથી અહિં નિંદા થતી અટકે. આવો વિચાર કરીને બીજે દહાડે એક માણસ પ્રેમાનંદજીને તેડવા માટે કાટોયામાં મોકલ્યું, જ્યાં તેના ગુરુ પ્રેમાનંદજી પોતાના શિષ્યમંડળની સાથે રહેતા હતા.

પછી જગન્નાથે પોતાની ભાભી પાસે જઈ નમ્રતાપૂર્વક કહ્યું, "ભાભી ! હવે તમે તીર્થયાત્રા કરીને તમારી દેહનું કલ્યાણ કરો, ને ઈશ્વરનાં નામ લ્યો; આમ રોજ ને રોજ ઘરમાં પડ્યાં રહેવાથી કલ્યાણ થવાતું નથી. શ્રીવૃંદાવન કે જ્યાં શ્રીકૃષ્ણચંદ્રે પોતાનો વાસ કર્યો હતો, ત્યાં જઇને તમારી કાયાને પવિત્ર કરો." છિદામની સ્ત્રી કાંઇ મોટું ઐશ્વર્ય મૂકીને ચાલી જાય તેવી ભોળી નહતી, તેથી તેણે પોતાના જેઠને ઉત્તર આપ્યો કે હું કાંઇ યાત્રાબાત્રાએ જવાની નથી. પછી યાદવેન્દ્રે કાકીની પાસે આવી તેને ધમકી આપીને કહ્યું, " કાકી ! હવે તો યાત્રાએ જવુંજ જોઇએ. મારા કાકાની પણ તેમાં જ સદ્‌ગતિ છે. જો તમે માનશો નહિ તો અમારે તમને પરાણે મોકલવાં પડશે. તમે સમજુ છો માટે તમને વિશેષ શું કહેવું !" વિગેરે સામ અને દંડનાં વચનો કહ્યાં તેથી છિદામની સ્ત્રી સમજી ગઇ અને તેણીએ યાત્રાએ જવાની તૈયારી કરવા માંડી.

છિદામે પોતાની તમામ મિલકત પોતાની સ્ત્રીના નામ ઉપર ચડાવેલી હતી.

તે સર્વ પોતાના નામ ઉપર ચડાવવા માટે જગન્નાથે ભાભીની બહુ જ સેવા કરવા માંડી અને દરરોજ તેની મરજી મુજબ વર્તવા લાગ્યો, અને તેને સમજાવ્યું કે તમે યાત્રા કરવા જશો ત્યાં દૈવયોગે તમને કાંઇક થયું તો તમારૂં તથા તમારા પતિનું ઉત્તરકાર્ય વિગેરે ક્રિયાઓ અમારેજ કરવી જોઇએ, માટે તમે ચાલતી વેળા સર્વ મીલકત અમારા નામ ઉપર ચડાવી દ્યો, જેથી તમને પાછળ કોઇ જાતની ચિંતા રહે નહિ. અમે તો તમારા ભલા માટે કહીએ છીએ પછી તમારી મરજી, વગેરે કહીને જગન્નાથે છિદામની વહુને બહુજ ચડાવી. તે ફરંદી હતી પરંતુ બુદ્ધિશાળી ન હતી, તેથી તેણે તેમ કરવાની હા પાડી. એટલે જગન્નાથે પોતાના ભાઇની વહુ પાસે તમામ મિલકત સંબંધે ફારગતી ખત લખાવી લીધું અને છિદામની તમામ મિલકત પોતાના નામ ઉપર ચઢાવી દીધી. તે પછી થોડા વખતમાં પ્રેમાનંદજી મહારાજ આવી પહોંચ્યા. જગન્નાથે પ્રેમાનંદજીને છુપી રીતે સમજાવ્યા કે તમારે યુક્તિ પ્રયુક્તિ કરીને મારી ભાભીને અહીંથી લઈ જવી, હું તમારી કહેશો તે સેવા કરીશ. પ્રેમાનંદજી તો આશામાં તણાયા અને છિદામની સ્ત્રી પાસે જઇ તેના પતિનો ખરખરો કરીને તેનાં બહુજ વખાણ કરતાં બોલ્યા, "તમારી શ્રદ્ધા, ભકિત તથા નિર્મળતાની વાત સાંભળીને મારા મનમાં બહુજ સંતોષ થયો છે. તમે ઉંચા કુળમાં ઉત્પન્ન થયાં છો અને ઉંચા કુળમાં પરણ્યાં છો તેથી તમને આમ જ કરવું શોભે છે. તમે જો મારી સાથે વૃન્દાવન આવશો તો ત્યાં તમને સંતોનો સમાગમ થશે અને ભગવત્કથાનો લાભ મળશે; માટે હવે તો ભેખ લઇને મારી સાથે ચાલો. આપણે પ્રથમ આપણા અખાડામાં જઇશું, ને ત્યાં સાધુઓનાં દર્શન કરીને પછી ત્યાંથી વૃન્દાવન જઇશું." છિદામની સ્ત્રી બાવાજીનાં મધુર વચન ઉપર ભોળવાઇ ગઇ અને તેણે મસ્તક મુંડાવીને ભેખ ધારણ કર્યો. બાવાજીએ છિદામની સ્ત્રીનું તેની મોહોટાઇના પ્રમાણમાં વ્રજેશ્વરી રાયકિશોરી એવું મોટું નામ આપ્યું.

સાસુએ ભેખ લીધા પછી તેનો જમાઇ સુબળમિત્ર પણ પ્રેમાનંદજી મહારાજ પાસે આવીને બોલ્યો, "મહારાજ! મને પણ ભેખ આપો. મને પણ આ સંસાર અકારો લાગે છે. મારે પિતાને ઠેકાણે સસરા હતા તે પરલોકવાસી થયા, સ્ત્રી હતી તે પણ મરી ગઇ, માત્ર એક સાસુ રહ્યાં છે જે મને પુત્રતુલ્ય ગણે છે. તેણે જ્યારે ભેખ ધારણ કરીને તીર્થયાત્રા કરવાનો વિચાર કર્યો છે ત્યારે હવે હું પણ ભેખ લઇને તેમની સાથે ફરીશ, અને તેમની સેવા ચાકરી કરીશ. તેમણે કોઇ દહાડો ટાઢ તડકો સેવ્યો નથી, અને હવે રસ્તે બહુ કષ્ટો વેઠવાં પડશે માટે હું તેનાથી જુદો પડનાર નથી. આપ મને પણ ભેખ આપો." બાવાજીને આ વાત ગમી નહિ કારણ કે તે વ્યવધાન રૂપ થઇ પડવાનો બાવાજીને ભય હતો તેથી

બાલ્યા, "બેટા! તું તો હજી નાની ઉમરનો છે, માટે ફરીથી લગ્ન કરીને સંસાર વ્યવહાર ચલાવ; પછી ભેખ લેવાની વાત." તોપણ સુબળમિત્રે માન્યું નહિ તેથી પ્રેમાનંદજીએ તેને પણ પોતાનો શિષ્ય કર્યો અને તેનું નામ ભક્તદાસ પાડ્યું.

બે ચાર દિવસ પછી પ્રેમાનંદજી, વ્રજેશ્વરી રાયકિશોરી અને ભક્તદાસની સાથે પોતાના અખાડા તરફ જવા નીકળ્યા, અને ચાર પાંચ દિવસમાં ત્યાં આવી પહોંચ્યા.

પ્રેમાનંદજી મહારાજ આ અખાડાના મહંત હતા. તેણે જેવાં અખાડામાં પગલાં કર્યાં કે તુરત અખાડાના સાધુઓ તથા રામકીઓએ સામાં આવીને બાવાજીને પ્રણામ કર્યાં. ગુરુ મહારાજે સૌના પ્રણામ સ્વીકારીને નમો નારાયણ કહીને સૌને વધાવી લીધાં અને પછી પોતાની સાથે રહેલી વ્રજેશ્વરી રાયકિશોરી તથા ભક્તદાસનો ઇતિહાસ કહીને તેની સાથે સર્વની ઓળખાણ પાડી. સર્વ સાધુમંડળે રાજી થઇને ગુરુ મહારાજના આગમન નિમિત્તે શ્રી ઠાકોરજીની જય બોલાવી અને પછી સાધુડીઓ છિદામતી સ્ત્રીનો હાથ ઝાલીને તેને મહંતજીના ઘરમાં, જ્યાં રાધાકૃષ્ણની મૂર્તિ હતી ત્યાં તેડી જઇને તેનાં દર્શન કરાવ્યાં અને તેનો બહુ જ સત્કાર કર્યો. એટલામાં તો મહંતજીએ પણ તરત પ્રેમેશ્વરી અને વૃંદેશ્વરી નામની પોતાની સેવા દાસીઓને બોલાવીને કહ્યું કે, "આ વ્રજેશ્વરી રાયકિશોરી આપણા અખાડામાં આવ્યાં છે તેની તમે સેવા કરજો. તે પરમ મહાન્ ભક્ત છે ને તેણે શ્રીનારાયણની સેવા કરવા માટે પોતાનાં ઘરબાર તથા લાખોની સંપત્તિ તજી દીધી છે, માટે તમે તેને કોઇ પણ રીતે ઓછું આવવા દેશો માં."

ભક્તાનંદ ઘણો જ વ્યસની હતો, તેથી તેણે અખાડામાં પગ મુકતાં જ ચલમ બહાર કાઢી, તમાકુ ભરીને પીવા લાગ્યો. પંદર મીનીટ સુધી ખૂબ ખેંચવાથી તમાકુ બળી ગઇ એટલે ફરીને તમાકુ ભરી કારણ કે તે ચાલીને આવ્યો હતો તેથી એકવાર પીધાથી થાક ઉતરે તેમ નહોતું. તેણે બીજીવાર તમાકુ પીવા માંડી એટલે પ્રેમાનંદજીએ વ્રજેશ્વરી રાયકિશોરીને કહ્યું કે, તમે તો અમારા ઘરમાં જ રહેજો. આ વાત સુબળમિત્રને કાને જતાં જ તે ચલમ પીતો પીતો પ્રેમાનંદજીની પાસે આવીને બોલ્યો, "મહારાજ અમારે માટે એક સ્વતંત્ર ઘરની ગોઠવણ કરો. તમારા અખાડામાં વધારે ઘર ન હોય તો અમે આજે જ નવું ઘર તૈયાર કરાવીએ. એ મોટા ઘરની દીકરી અને વહુ છે; તે બીજાનાં ઘરમાં રહી શકે નહીં."

પ્રેમાનંદજીએ ઉત્તર આપ્યો, "ધીરે ધીરે ઘર તૈયાર કરાવશું, હમણાં તો આ ઘરમાં જ રહો. તમને જે રીતે દુઃખ થાય નહિ તેમ હું પ્રયત્ન કરીશ."

ભક્તદાસ બોલ્યોઃ "મહારાજ! અમારે તો આજે જ ઘર તૈયાર કરાવવાનો વિચાર છે. આવાં નાનાં ઘર તો એક દિવસમાં પાંચ તૈયાર કરી શકાય." પ્રેમા-

નંદજી મહારાજે પણ તેને તેમ કરવાની ના કહી એટલે ભક્તાનંદે મજુરો બોલાવીને તુરત એક મોટું ઘર તૈયાર કરાવ્યું. અને તેમાં પોતાનો તથા પોતાની સાસુનો સરસમાન મુકીને તેમાં વાસ કર્યો.

ભક્તદાસ નાની ઉમરમાંથી જ ગંજેરી હતો. તેમાં હમણાં અહીં તો બેસી જ રહેવાનું હતું તેથી ધીમે ધીમે ગાંજાની માત્રામાં વધારો થવા લાગ્યો. તેની પોતાની પાસે તો પૈસા નહોતા, પરંતુ તેની સાસુ જ્યારે ઘેરથી નીકળી ત્યારે તે પોતાની સાથે પોતાની પુત્રીનાં ઘરેણાં તથા પચાસ હજાર રૂપિયા રોકડા લાવી હતી. તેથી અખાડામાં હમેશ વ્રજેશ્વરી રાયકિશોરી તરફથી ઠાકોરજીનો મહોત્સવ થવા લાગ્યો, અને ભક્તદાસની પાસે પણ ધીરે ધીરે કેટલાએક ગંજેરી સાધુઓ ગાંજો પીવા માટે આવવા લાગ્યા.

પ્રેમાનંદજી મહારાજને થોડું ઘણું શાસ્ત્રનું જ્ઞાન હતું. તે સાંજ સવાર વ્રજેશ્વરી રાયકિશોરી પાસે શ્રીમદ્‌ભાગવત ચૈતન્યચરિતામૃત વગેરે ભક્તિના ગ્રંથો વાંચતા હતા. ભક્તદાસને આ વાત બીલકુલ ગમતી નહિ, કારણ કે પોતાની સાસુ બાવાજી પાસે જેમ થોડું જાય તેમાં તે રાજી હતો. તેથી તે પ્રેમાનંદજીને કહેવા લાગ્યો કે એમને તો ભાગવતના સાતે કાંડ મોઢે છે કારણ કે મારા સસરાને ત્યાં હંમેશ શ્રીમદ્‌ભાગવતની કથા વંચાતી, તેથી તેમની આગળ કથા વાંચવાની કંઇજ જરૂર નથી.

ભક્તદાસનાં એવાં મૂર્ખાઈ ભરેલાં વચન સાંભળીને પ્રેમદાસજી મનમાં હસ્યા, અને તેને ખાત્રી થઇ કે જ્યાંસુધી આ લુચ્ચો અહીં રહેશે ત્યાંસુધી વ્રજેશ્વરી રાયકિશોરી ધર્મ કર્મ કરી શકશે નહિ.

એક દિવસ ભક્તદાસ પોતે બજારમાં ગાંજો ખરીદ કરવા માટે ગયો. તેની પાસે અખાડાના તથા બહારના મળીને દશ બાર સાધુ હમેશાં ગાંજો પીવા માટે આવતા હતા, અને રોજ શેર દોઢ શેર ગાંજો જોઇતો હતો, તેથી ભક્તદાસને વિચાર થયો કે હમેશ ગાંજો લેવા બજારમાં જવું પડે તેના કરતાં સામટો લઈ રાખ્યો હોય તો રોજની માથાકૂટ મટે; આવો વિચાર કરીને તે બે સાધુને સાથે લઇને પાસેના ગામમાં ગાંજો લેવા માટે ગયો. એક દુકાને સામટો ન મળવાથી બધી દુકાનેથી ગાંજો એકઠો કર્યો ત્યારે ભાગ્યેજ પંદર કે સોળ શેર જેટલો થયો. ગામમાંથી પાછા આવતાં મોડું થઈ ગયું હતું અને આજે તે જરા આનંદમાં હતો, તેથી અખાડામાં આવતી વખતે જરા માયાનું પણ પાન કરી લીધું અને ઉતાવળો ઉતાવળો અખાડામાં દાખલ થયો. તે વખતે વ્રજેશ્વરી રાયકિશોરી બાવાજી પાસે બેસીને કથા સાંભળતી હતી. તે જોઇને એકદમ ચીડાઇને તે પ્રેમાનંદજી મહારાજ ઉપર તુટી પડ્યો ને તેને તમાચા, મુક્કિ અને પાટુના પ્રહાર કરવા લાગ્યો. તે જોઇને

પાસે બેઠેલી વ્રજેશ્વરી રાયકિશોરી, વૃન્દેશ્વરી, પ્રેમેશ્વરી વગેરે સાધુડીઓ ચીસો પાડવા લાગી. તે સાંભળીને આસપાસથી સાધુઓ દોડી આવ્યા અને ભક્તદાસને શાંત પાડવા લાગ્યા. બીજી તરફથી વ્રજેશ્વરી અને પ્રેમેશ્વરીની ચીસો સાંભળીને ગામના લોકો પણ એકઠા થઈ પૂછવા લાગ્યા કે, શું છે, શું થયું છે? આ વેળા પ્રેમાનંદજી મહારાજ ચત્તાપાટ પડ્યા હતા અને ગોવિંદદાસજી તેને પવન નાંખતા હતા. તે બહુ જ ચાલાક હતા તેથી તેણે વિચાર કર્યો કે જો આ વાત બહાર પડશે તો આપણી અને અખાડાની બહુ જ નિંદા થશે માટે તેણે તુરત લોકોને ઉત્તર આપ્યો-"એ તો કંઈ નથી. ગુરુ મહારાજ ચૈતન્યચરિતામૃત વાંચતા હતા એટલામાં તેમને ભક્તિનો ઉભરો આવી ગયો. તેથી તેઓ ભાન વિનાના થઈને પૃથ્વી ઉપર પડી ગયા છે." લોકો ગોવિંદદાસનું કહેવું સાંભળીને પ્રેમાનંદજીનાં વખાણ કરવા લાગ્યા કે, 'પ્રેમાનંદજી કંઈ પ્રાકૃત પુરુષ નથી, એ તો કોઈ દૈવી જીવ છે. ઓ હો હો! તેમની કેવી ભક્તિ છે."

થોડી વાર પછી પ્રેમાનંદજી સાવધાન થયા અને ચુપચુપ ઘરમાં જઈને બેઠા. તેણે હવે અહીં રહેવું યોગ્ય ધાર્યું નહિ અને શું કરવું તે વિશે ગોવિંદદાસજીની સલાહ લેવા મંડ્યા. ગોવિંદદાસે પોતાના વિચાર જણાવતાં કહ્યું કે, "બે રસ્તા છે, કાં તો ભક્તદાસને અખાડામાંથી કાઢી મૂકો અથવા તો તમે યાત્રા કરવા બહાર નીકળી પડો. તે બહુ જ ખર્ચાળ છે તેથી જ્યારે નિર્ધન થઈ પડશે ત્યારે એની મેળે ઠેકાણે આવી જશે." પ્રેમાનંદજીને ગોવિંદદાસનું કહેવું ઠીક લાગ્યું, તેથી કુંજેશ્વરી અને પ્રેમેશ્વરીને સાથે લઈને ગોવિંદદાસજીની સાથે શ્રીવૃંદાવનની યાત્રા કરવા નીકળી ગયા.

પ્રેમાનંદજીના ગયા પછી અખાડામાં ભક્તદાસ ગુરુ થઈ પડ્યો. મહિને મહિને ઠાકોરજીનો મહોત્સવ થવા લાગ્યો અને અખાડાના સાધુઓ ને રામકીઓ ભિક્ષા માંગવા ન જતાં બેઠાં બેઠાં પ્રસાદ લેવા લાગ્યાં. તેથી બધો ખર્ચ ભક્તદાસના ઉપર પડવા લાગ્યો અને સૌ રાત દિવસ ખાઈ પીને ગાંજાની ધૂનમાં મસ્ત રહેવા લાગ્યાં.

આ અખાડાથી થોડે દૂર અદ્વૈતાનંદ બાવાજીનો અખાડો હતો તેમાં લલિતાનંદ નામનો એક નાની વયનો સાધુ રહેતો હતો. તે પણ ભક્તદાસજીની પાસે ગાંજો પીવા માટે હમેશાં આવતો હતો. તેણે એક દહાડો ભક્તદાસને કહ્યું, "ભક્તાનંદજી! બીજા અખાડાના સાધુઓ તમારા અખાડાના સાધુઓની બહુ નિંદા કરે છે, મને લાગે છે કે વખતપર તેઓ તમારે ત્યાં મહોત્સવ ઉપર જમવા પણ આવશે નહિ; કારણ કે તમે વૈષ્ણવનો આચાર વિચાર એકદમ છોડી બેઠા છો. પ્રેમાનંદજી મહારાજના ગયા પછી અખાડામાં એક પણ વાર સત્સંગ થયો નથી. શ્રીમદ્‌ભાગવત કે ચૈતન્યચરિતામૃતનો એક વાર પાઠ પણ થતો નથી, અને તમે કોઈ પણ દહાડો શ્રીહરિનું નામ કે કીર્તન કંઈજ કરતા નથી."

ભક્તદાસ આ વખતે હાથમાં ચલમ લઈ ગાંજાનો દમ લેતો હતો તેથી તેને વાત કરવાનો વખત નહોતો. નહિતર તે લલિતાનંદને આટલું બોલવા દેત નહિ. દમ પુરો થતાં લલિતાનંદને ચલમ આપીને કહ્યું, "ભગવાનનાં નામનું તો પછી પાન કરજે, પણ હમણાં તો તું આ હરિરસનું પાન કર. જે આ અમૃતનો સ્વાદ ચાખે છે તેને બીજું કોઇ પણ અમૃત મીઠું લાગતું નથી." લલિતાનંદે ખૂબ દમ લીધા પછી કહ્યું, "જો તમારા અખાડામાં શ્રીમદ્દભાગવત કે ચૈતન્યચરિતામૃત ન હોય તો હું મારી પાસેથી આપું, પરંતુ તમે તેનો પાઠ કરવાનો મ્હાવરો રાખો." ભક્તદાસ ખળ હતો, તેથી લલિતાનંદનો ઉપહાસ કરીને બોલ્યો, "બેટા ! તું પણ બડો મૂર્ખ લાગે છે. બાવાઓને તો ભાગવત કે ચૈતન્યચરિતામૃતનું શું કામ હોય? આપણે તો બસ ગાંજાની ધૂન લગાવવી. કળિયુગમાં તો શ્રીહરિએ ગાંજામાંજ વાસ કર્યો છે માટે મારૂં કહ્યું માને તો ગાંજાનીજ સેવા કર જેથી તુરત હરિ મળશે."

ભક્તદાસની મૂર્ખાઇ ભરેલી વાત સાંભળીને લલિતાનંદે તેને ઉપદેશ આપવો બંધ કર્યો. ભક્તદાસે આ પ્રમાણે રોજ ગાંજાનો મહોત્સવ કરીને ૭ સાત મહિનામાં પોતાનો સઘળો પૈસો ટકો ઉરાડી દીધો. પોતાની સ્ત્રીનાં ઘરેણાં હતાં તે પણ આડા અવળા ખર્ચમાં વપરાઇ ગયાં. અને છેવટે અન્નના પણ વાંધા પડવા લાગ્યા, તેથી અખાડામાં જે સાધુઓ તથા રામકીઓ રહેતાં હતાં તેઓ આખરે ગામમાં ભિક્ષા માગવા જવા લાગ્યાં. ભિક્ષામાં જે અનાજ આવતું હતું, તેમાંથી ગાંજો લઇને ભક્તદાસ પોતાની તૃષ્ણા પૂરી પાડતો હતો. કોઇ વાર તેની સાસુ તેની આજ્ઞા માનતી નહિ ત્યારે તે તેને મારતો પણ હતો. એક દિવસે ભક્તદાસે પોતાની સાસુને એવો તો માર માર્યો કે તે બેભાન થઇ ગઇ. તે પછી તેણે વિચાર કર્યો કે જો મારી સાસુ મરી જશે તો મારી ઉપર ખૂનનો આરોપ આવશે, આવો ભય લાગવાથી તરત જ તે યશોહર નામના ગામ તરફ નાસી ગયો.

વ્રજેશ્વરી રાયકિશોરી છેવટના મારથી શિથિલ થઇ પડી અને કેટલાએક દહાડા સુધી નિતાઇની માએ તેની ચાકરી કરીને તેને સાજી કરી, પરંતુ તે દિવસના માર પછી તેને વાતવ્યાધિ લાગુ પડ્યો હતો. તે રોજ વડના ઝાડ નીચે બેસીને વટેમાર્ગુઓ પાસે ભિક્ષા માંગતી હતી. આ સઘળો બનાવ બન્યાને બે વર્ષ વીત્યા પછી તેને સાવિત્રીની સાથે મેળાપ થયો હતો.

બીજી તરફ યાત્રા કરીને વૃંદાવનથી પાછા આવતાં રસ્તામાં પ્રેમાનંદજી ને પ્રેમેશ્વરી મરણ પામ્યાં, તેને ઠેકાણે પાડીને ગોવિંદદાસજી પોતાના અખાડામાં આવ્યા. આ વેળા ભક્તદાસ પણ અખાડો છોડીને નાસી ગયો હતો તેથી ત્યાં સુખમાં રહેવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૪ મું
### નિરાધાર ત્રણ કન્યાઓ

સાવિત્રી છિદામની વહૂની દુર્દશા જોઇને વિચાર કરવા લાગી કે, આ અસાર સંસારમાં ધન-દોલત સર્વ નાશવંત છે. બે ત્રણ વર્ષ પહેલાં જે છિદામની સ્ત્રી ચાકરો અને દાસીઓને હુકમ કરતી હતી અને રોજ પાલખીમાં બેસીને ગંગાના ઘાટ ઉપર ન્હાવા માટે આવતી હતી તે હમણાં ફાટેલાં વસ્ત્રો પહેરીને લોકોની આગળ ભીખ માગે છે. ખરેખર દૈવની ગતિ ગહન છે. તે રાયને રંક અને રંકને રાય કરે છે.

છિદામની સ્ત્રી પાસે ફાટેલાં એક વસ્ત્ર વિના બીજું કંઇ ન હોતું. સાવિત્રીની પાસે આરાટૂન સાહેબની સ્ત્રીએ આપેલાં ચાર પાંચ વસ્ત્રો હતાં, તેમાંથી તેણે બે વસ્ત્ર તેને આપ્યાં અને પછી ત્યાંથી કલકત્તા તરફ ચાલી. સાવિત્રી વટેમાર્ગુઓની પાછળ પાછળ જતી હતી, કારણ કે તેમની પાછળ રહેવાનાં તેને બે કારણ હતાં. એક તો તે ઉતાવળે ચાલી શકતી ન હોતી તે કારણ હતું, અને બીજું વટેમાર્ગુઓથી દૂર રહેવાની તેની ઇચ્છા હતી, કેમકે તે જાતે અબળા હતી, કોણ જાણે કોઇ દુષ્ટ તેના શીયળનો ભંગ કરવાને તૈયાર થાય તો તે બીચારી શું કરે?

ચાલતાં ચાલતાં છેક સાયંકાળ થવા આવ્યો. જે વટેમાર્ગુઓ આગળથી ઠેકાણું ઉપર આવી પહોંચ્યાં હતાં તેઓ એક ગામડાની બજારમાં ઉતારો કરવા માટે ગોઠવણ કરવા લાગ્યાં. સાવિત્રી ગામથી ઘણે જ છેટે રહી ગઇ હતી; તેથી તેણે વડના ઝાડની નીચે જ ઉતારો કરવાનો વિચાર કર્યો. આ વડથી ગામની બજાર પાંચસો હાથ દૂર હતી. સાવિત્રીએ આ વડના ઝાડની નીચે પોતાની પોટલી મુકી અને રાતની રાત ત્યાં જ ગાળવાનો નિશ્ચય કર્યો. થોડી વાર પછી તેણે ત્યાં ત્રણ કન્યાઓને દીઠી. તેમાં એકની સાત, બીજીની અગીઆર અને ત્રીજીની ઓછામાં ઓછી સોળ વર્ષની ઉમર હતી. સોળ વર્ષની કન્યા જુનાં લુગડાં પહેરીને ધરતી ઉપર સુતી હતી, અને તેની મુખમુદ્રા ઉપરથી તેનામાં ચાલવાની શક્તિ હોય એમ જણાતું ન હતું.

સાવિત્રી તેમની પાસે આવીને બોલ્યા વિના બેઠી પરંતુ તેણે તેને કાંઇ પણ પૂછવાનું સાહસ કર્યું નહિ. થોડીવાર પછી સોળ વર્ષની કન્યાએ ક્ષીણસ્વરે પૂછ્યું, "બેન! તમે ક્યાં જાઓ છો?"

સાવિત્રી.—"કલકત્તે."

પેલી કન્યાએ જાણ્યું કે આ બાઈ પણ અમારી પેઠે વિપત્તિમાં આવી પડેલી લાગે છે. તેથી પ્રકાશપણે બોલી, "તમે કોઈ સારા ઘરની દીકરી હો તેવાં લાગો છો. છતાં એટલાં કલકત્તે કેમ જાઓ છો?"

સાવિત્રીએ કહ્યું; "આપત્તિમાં આવી પડેલું મનુષ્ય શું ન કરે?"

કન્યા: "મને લાગે છે કે તમે પણ અમારી પેઠે આફતમાં આવી પડ્યાં હશો. તમારા પિતા મીઠાનો વેપાર કરતા હતા કે?",

સાવિત્રી: "ના ના, હું તો સભારામ નામના વણકરની દીકરી છું. કંપનીનાં માણસોએ લુગડાં તૈયાર કરવા માટે અમને અગાડીથી બહાના તરિકે રૂપિયા આપ્યા, પણ અમારાથી માલ તૈયાર થઈ શકયો નહીં, તેથી તેઓએ અમારૂં ઘરબાર લુટી લીધું છે, અને અમને પાયમાલ કરી નાંખ્યાં છે."

કન્યા: "શું કંપનીનાં માણસો સઘળાઓનાં ઘરબાર લુટે છે? હું તો જાણુતી હતી કે, મીઠાના વેપારીઓનાં જ ઘરબાર લુટતા હશે, પણ તેમ જણાતું નથી."

સાવિત્રી: "શું તમારૂં ઘર પણ કંપનીનાં માણસોએ લુટી લીધું છે?"

કન્યા: "હા. પરમેશ્વર! અરે અમારૂં તો તેઓએ સત્યાનાશ વાળી નાખ્યું છે, અને અમારા પિતાને કલકત્તામાં કેદ કર્યા છે."

સાવિત્રી: "તમારૂં ઘર કયાં છે?"

કન્યા: "વર્ધમાન પાસે આવેલી રાજવાડીનું નામ તમે સાંભળ્યું તો હશે? ત્યાંથી અમારે ગામ આવતાં એક દિવસ લાગે છે. તમારૂં કલકત્તામાં કોણ કેદ પડ્યું છે?"

સાવિત્રી: "મારા મોટા ભાઇને અને ધણીને કેદ કર્યા છે."

તે સાંભળીને કન્યાએ ઉંડો નિશ્વાસ નાખ્યો અને બોલી, "હા ઈશ્વર! તમે શું આ પૃથ્વી ઉપર નથી? તમે આ જૂલમ નજરે જોતા નથી?"

સાવિત્રીએ પૂછ્યું: "બેન, કંપનીનાં માણસોએ તમારા બાપને શા માટે કેદમાં નાખ્યા છે?"

તરૂણ કન્યા બોલી: "બેન, હું તમને શું કહું? અમારાં ઘરબાર સર્વ લુંટી લીધાં છે અને અમને જાતિભ્રષ્ટ પણ કર્યાં છે. અમારૂં નામ નિશાન કાંઇ પણ તેઓએ રહેવા દીધું નથી."

આમ બોલતાં બોલતાં તે કન્યાની આંખમાંથી આંસુઓની ધારા વહેવા લાગી અને તેણે પોતાના ઉપર ગુજરેલા જૂલમનું વર્ણન કરવા માંડ્યું, તેનો સાર નીચે પ્રમાણે હતો:—

મોટી કન્યાનું નામ અન્નપૂર્ણા હતું, અને તેની સાથે બીજી બે કન્યાઓ હતી, તેમાંથી એકનું નામ જગદંબા અને બીજીનું નામ અહલ્યા હતું. આ ત્રણે કન્યાઓ મદનદત્ત નામના એક મીઠાના વેપારીની દીકરી હતી. જે વેપારી વર્ધમાન જીલ્લામાં

આવેલા એક ગામમાં રહેતો હતો. મેદિનીપુર જીલ્લામાં આવેલા જલામુઠા નામના પરગણાનો જમીનદાર, લક્ષ્મીનારાયણ ચોધરી મીઠાનો મોટો વેપારી હતો, અને તેને ત્યાં મીઠાનું મોટું કારખાનું હતું. મદનદત્ત તથા બીજા મીઠાના વેપારીઓ તે શેઠના કારખાનામાંથી મીઠું ખરીદ કરીને વેપાર કરતા હતા. મદનદત્ત પણ મીઠાનો મોટો વેપારી હતો, અને વર્ષે દહાડે ચાર પાંચ હજાર રૂપિયાનો વેપાર કરતો હતો.

લાર્ડ ક્લાઇવે મીઠાનો વેપાર સ્વતંત્રપણે પોતાના હાથમાં લઈ લીધા પછી, કલકત્તામાં જે ઈંગ્રેજ વેપારીઓની સભા સ્થાપન થઈ હતી, તેના અધ્યક્ષોએ દેશી વેપારીઓ ઉપર જે જૂલમ ગુજાર્યો હતો તે વાત અમે આગળ કહી ગયાં છીએ. તે વેપારી મંડળના જૂલમને લીધે લક્ષ્મીનારાયણ ચોધરીએ હમણાં પોતાનું મીઠાનું કારખાનું બંધ કર્યું હતું. તેણે મનમાં વિચાર કર્યો કે, ઈંગ્રેજ વેપારીઓની પાસેથી બાર આને મણ મીઠું લઈને તે વેચવાથી જરા પણ લાભ થાય તેમ નથી. તેથી તેણે એકદમ મીઠાનો વેપાર જ બંધ કરી દીધો. પરંતુ ઈંગ્રેજ વેપારીઓ હિંદુઓની વાત ઉપર વિશ્વાસ રાખતા ન હતા. તેઓ માનતા હતા કે લક્ષ્મીનારાયણ ચોધરી છૂપી રીતે મીઠાનો વેપાર કરે છે, અને દેશી વેપારીઓને મીઠું આપે છે. આવા જ ખોટા શક ઉપરથી ઈંગ્રેજ વેપારીઓએ ચોધરીના મુખ્ય ગુમાસ્તા સાગર પોતદારને કેદ કર્યો. બેરેલસ્ટ અને સાઇક સાહેબના ગુમાસ્તાઓએ તેને કેદ કરવા માટે તેનાં ઘરબાર લુંટી લીધાં અને તેને માર મારીને તથા બીજી ત્રીજી ધમકીઓ આપીને પૂછ્યું કે, "બોલ, લક્ષ્મીનારાયણના કારખાનામાંથી જેણે જેણે મીઠું લીધું હોય તેનાં નામ કહી દે." તે ઉપરથી સાગરે વારંવાર કહ્યું કે મારા શેઠે મીઠાનો વેપાર બંધ કર્યો છે અને અમારે ત્યાંથી કોઇએ પણ મીઠું લીધું નથી.

વેપારી સભાના ગુમાસ્તાઓએ જોયું કે સાગર કોઇનું પણ નામ આપતો નથી, તેથી તેને કલકત્તાની જેલમાં મોકલાવી દીધો. વેપારી સભાનાં જે માણસો કલકત્તામાં રહેતાં હતાં તેઓએ બેરેલસ્ટના હુકમ મુજબ સાગરની પાસેથી, લક્ષ્મી-નારાયણના કારખાનામાંથી આગલા વર્ષમાં જેણે જેણે મીઠાનો ઉપાડ કર્યો હતો, તેનાં નામનો એક ખરડો ઉતારી લીધો. તેમાં વર્ધમાન જીલ્લાના રહેવાશી મદનદત્ત અને બીજા વેપારીઓનાં નામો પણ હતાં. વેપારી સભાના અધ્યક્ષોએ જૂદા જૂદા જીલ્લાના મીઠાના કારખાનાના એજંટો ઉપર ખરડામાં લખેલા વેપારીઓના કારખા-નાની તપાસ કરવાનો હુકમ લખ્યો તે વખતે વર્ધમાન જીલ્લામાં જોન્સ્ટન નામે અંગ્રેજ મીઠાના કારખાનાનો એજંટ હતો; તેણે પોતાને મીઠાના સંબંધમાં તપાસ કરવાનો રીપોર્ટ મળતાં જ તરત ભવતોષ વૈદ્યોપાધ્યાય અને બીજા સીપાઇઓને મદનદત્તના

ઘરની જડતી લેવા માટે મોકલ્યા. તેઓએ મદનદત્તના ઘરની જડતી લેતાં ત્રણ શેર મીઠું હાથ લાગ્યું. ગૃહસ્થના ઘરમાં સાધારણ વપરાશને માટે ચાર પાંચ શેર મીઠું હોવું જ જોઇએ, પરંતુ જોન્સ્ટને નિશ્ચય કર્યો કે મદનદત્ત છૂપી રીતે મીઠાનો વેપાર કરતો હશે. નહીંતર ઘરમાં આટલું મીઠું શા માટે રાખે? આવો વિચાર કરીને તેના ઉપર છૂપી રીતે મીઠું વેચવાનો આરોપ મુકયો. છતાં પણ ઈંગ્રેજી રીત પ્રમાણે જ્યાં સુધી અપરાધીને શકનો લાભ આપી છોડી દેવામાં આવે ત્યાં સુધીમાં જોન્સ્ટને આસપાસની સાક્ષીના પુરાવાઓ મળે છે કે નથી મળતા તે વિષે તપાસ કરવા માંડી.

એક દિવસે જોન્સ્ટન ખાણા ઉપર બેઠો હતો અને નાજીમઅલ્લી ટેબલ ઉપર જાતજાતની વાનીઓ પીરસીને તેના હુકમની રાહ જોતો ટેબલ આગળ ઉભો હતો. સાહેબ ઘણો જ કાર્યકુશળ હતો. તેણે મદનદત્તના અપરાધની સત્યાસત્યતાના નિર્ણયનો આ વખત સૌ કરતાં સારો ગણ્યો, અને નાજીમઅલ્લીને પૂછ્યું, "બોય! તારા ઘરમાં રોજ કેટલું મીઠું ખપે છે?" નાજીમઅલ્લીએ સલામ ભરીને કહ્યું, "હજુર, જ્યારે જ્યારે અહીં ગુજરી ભરાય છે ત્યારે અમારા કુટુંબીઓ પાવ પાવ શેર મીઠું ખરચી માટે લાવે છે તે સાત આઠ દિવસ સુધી સારી રીતે ચાલે છે." સાહેબે કહ્યું, "તું ખરું કહે છે કે?" નાજીમઅલ્લી બોલ્યો, "હજુર, હું કોઈ પણ દહાડો તમારી આગળ જુઠું બોલ્યો નથી."

મદનદત્ત છૂપી રીતે મીઠાનો વેપાર કરે છે તે વાત નાજીમઅલ્લીની જુબાની ઉપરથી સાહેબે ખરી માની લીધી, અને પોતાના બબરચીના વાક્યનેજ પુરાવા તરિકે ગણી કાઢીને સાહેબે તરત વેપારી સભાના અધ્યક્ષ ઉપર રીપોર્ટ કર્યો કે, "બંગાળીઓના ઘરમાં જેટલા પ્રમાણમાં મીઠું જોઇએ તેના કરતાં બારગણું મીઠું તપાસ કરતાં મદનદત્તના ઘરમાંથી મળી આવ્યું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મદનદત્ત છૂપી રીતે મીઠાનો વેપાર કરે છે; તેમાં જરા પણ સંદેહ નથી. તેના ઉપર જે અપરાધ મુકવામાં આવ્યો છે તે સાક્ષીદ્વારા પણ સિદ્ધ થયો છે."

મદનદત્તના ઘરમાં કંપનીનાં માણસો જે વખતે તપાસ કરવા માટે ગયાં, તે વખતે તેના ઘરની સ્ત્રીઓ અને દીકરીઓ ભયની મારી વગડામાં નાસી ગઇ તેથી તપાસ કરવા માટે આવેલા સીપાઇઓ ઘરમાં જે કાંઇ કીમતી ચીજો હતી તે ઉપાડવા મંડ્યા, તીજોરી તોડીને સઘળા પૈસા ટકા પણ હાથ કર્યા, અને તેના ઘરને ભાંગી તોડીને પાયમાલ કરી નાખ્યું.

ઘરની તપાસ કર્યા પછી બીજે દિવસે મદનની સ્ત્રી અને દીકરીઓ પાછી પોતાને ઘેર આવી અને જોયું તો પોતાનું સર્વસ્વ નાશ થઈ ગયું હતું. તેઓએ મૂગે મ્હોડે તે સર્વ સહન કરી લીધું, પરંતુ તેટલાથી જ તેઓનો છુટકો થયો નહિ.

ગામના લોકો પણ કહેવા લાગ્યાં કે તેના ઘરમાં કંપનીના સીપાઈઓ પેસી ગયા હતા માટે તેઓ જાતિભ્રષ્ટ થયાં છે. બીજા હલકા લોકો કહેવા લાગ્યાં કે સીપાઈઓએ મદનની સ્ત્રી અને કન્યાની લાજ પણ લુંટી છે, તેથી તેઓ જાતિભ્રષ્ટ થયાં છે. મદનની સ્ત્રી અને દીકરી આથી બેવડી વિટંબણામાં આવી પડ્યાં. ઘરમાં પણ કંઈ વસ્તુ કંપનીનાં માણસોએ રહેવા દીધી ન હતી કે જે વેચીને તેઓ ઉદરપોષણ કરે. છેવટે મદનની સ્ત્રી અને તેની મોટી દીકરી પોતાની પાસે જે કંઇ થોડા દાગીનાઓ હતા તે વેચીને તેમાંથી પોતાનું પોષણ કરવા લાગ્યાં. આમ બે ત્રણ મહિના સૂધી આજીવિકા ચાલી. મદનદત્તની સ્ત્રી દિનપર દિન અન્ન મેળવવાની ચિંતાથી દુર્બળ થવા લાગી. પોતાનો ધણી કેદમાં પડ્યો છે; પોતે દીકરી સાથે જાતિભ્રષ્ટ થઇ છે. તેમાં વળી હમણાં ખાવાના પણ વાંધા પડે છે. આ ચિંતાએ તેના મનને ભ્રમિત કરી નાંખ્યું. મનુષ્યની આના કરતાં તે વધારે કેવી દુર્દશા હોય ? તેના દુઃખની સીમા રહી નહિ. એક દિવસે મદનદત્તની સ્ત્રી આ સર્વ દુઃખનો વિચાર કરતાં કરતાં બેભાન થઇ ગઇ અને થોડી વારમાં તેના પ્રાણ તેના દુઃખી દેહનો ત્યાગ કરીને ચાલ્યા ગયા.

માતાના મરણ પછી તેની નિરાધાર ત્રણ પુત્રીને કોઇ પણ સગાં કુટુંબીઓએ આશ્રય આપ્યો નહિ. તેથી તે જાતે સંબંધીઓને ત્યાં ગઇ, પરંતુ સૌએ તેના તરફ અનાદર બતાવ્યો. આ વખતે તેઓએ પોતાનો પિતા કલકત્તામાં કેદ પડ્યો હતો તેને છોડાવવા માટે કલકત્તે જવાનો વિચાર કર્યો. મનુષ્ય જ્યારે મહા દુઃખની સરાણ ઉપર ચઢે છે, ત્યારે તેને સાહસ કરવાનું સૂઝે છે. મદનદત્તની પુત્રીના સંબંધમાં પણ તેમ જ થયું. એક દિવસે મદનદત્તની સ્ત્રીએ પોતાની મોટી દીકરી અન્નપૂર્ણાને વાત કરી હતી કે તારા બાપ કેદમાં પડ્યા છે, તેને છોડાવવા માટે હું કલકત્તે જઇશ, અને ત્યાં ગૌરીસેન નામના પરોપકારી ગૃહસ્થની પ્રાર્થના કરી તેની પાસેથી રૂપિયા લઇ દંડ ભરીને તારા બાપને છોડાવી લાવીશ. પરંતુ તેની આશા તેના મનમાં જ રહી ગઇ અને તે વિચારમાં ને વિચારમાં મરણ પામી. આ વાત અન્નપૂર્ણાને યાદ રહી ગઇ હતી, તેથી તેણે પોતાના પિતાને છોડાવવા માટે કલકત્તે જવાનો વિચાર કર્યો અને શુભ દિવસે પોતાની નાની બેનને સાથે લઇને તે કલકત્તે જવા નીકળી.

કલકત્તે જતી વેળાએ અન્નપૂર્ણાની પાસે ફક્ત બે આનાના પૈસા તથા એક બે લુગડાં સિવાય કાંઇ પણ નહોતું. રસ્તામાં પ્રથમ બે દિવસનો ખરચ બે આનામાંથી ચલાવ્યો, ત્રીજે દિવસે એક વસ્ત્ર વેહેંચીને તેમાંથી પેટની પૂજા કરી. ચોથે દિવસે પણ આગલે દિવસે વધેલા ચોખામાંથી નિર્વાહ કર્યો, પરંતુ આજે પાંચમો દિવસ હતો. ગયે દિવસે સાયંકાળે તેઓએ કાંઈ પણ ખાધું નહોતું. આજે પણ ઉંડ સાયંકાળ થવા આવ્યો હતો, છતાં કોઇએ કંઈ પણ ખાધું નહોતું. મદનદત્ત મધ્યમ

પંક્તિનો એક ધનાઢ્ય હતો, તેની દીકરીઓએ કોઇ પણ દહાડો ભીખ માગી ન હતી, તેથી આજે તે કોની પાસે ભીખ માગવા જાય? તેથી તે ત્રણે નિરાધાર કન્યાઓ વડના ઝાડની નીચે વિચાર કરતી બેઠી હતી. આ વેળાએ તેની પાસેથી હજારો વટેમાર્ગુઓ જતાં હતાં, પરંતુ તેઓની પાસે યાચના કરવાનું તે કન્યાઓ સાહસ કરી શકતી નહોતી.

આ ત્રણ નિરાધાર કન્યાનો ઇતિહાસ સાંભળીને સાવિત્રીને મૂર્છા આવી ગઇ અને તે તેઓનું દુઃખ સહન કરી શકી નહીં. તેઓ આખા દિવસનાં ભૂખ્યાં છે, એવી વાત સાંભળીને સાવિત્રીએ તરત પોટલામાંથી એક રૂપિયો બહાર કાઢીને જગદંબાના હાથમાં મુક્યો. આ વખતે જગદંબા તેના મુખ તરફ જોઈ રહી. સાવિત્રીએ તેને કહ્યું, "ચાલ દીકરા! આપણે સામેના બજારમાં જઇને ચોખા દાળ વગેરે લાવી રાંધીને જમીએ." આ વેળા અહલ્યા જે ભૂખી હાંસ જેવી થઈ ગઈ હતી તે ખાવાની વાત સાંભળીને બહુ જ રાજી થઈ.

અન્નપૂર્ણાએ સાવિત્રીને કહ્યું, "તમે ઘણે છેટેની વાટ કરીને આવો છો તેથી થાકી ગયાં હશો, માટે જરા વિસામો ખાઓ. આ બન્ને છોકરીઓ હમણાં સામેની બજારમાંથી ચોખા દાળ વગેરે તમને લાવી આપશે." એટલે સાવિત્રી અન્નપૂર્ણાની પાસે બેઠી, અને અહલ્યા તથા જગદંબા રૂપિયો લઇને સામેના બજાર તરફ દોડી ગઇ અને ત્યાંથી થોડી વારમાં સીધું લઇને આવી. સાવિત્રીએ બે ચૂલા તૈયાર કરીને દાળ ભાત કર્યાં અને સૌએ સાથે બેસીને ભોજન કર્યું. અન્નપૂર્ણા જમવા બેઠી પણ તે જમી શકી નહિ, કારણ કે તેને ઘણા દિવસ થયાં તાવ આવતો હતો અને આજે તેમાં જરા વધારો થયો હતો.

જમ્યા પછી ચારે જણીઓ તે ઝાડની નીચે પોતાનાં લુગડાં પાથરીને સુતી. પેલી ત્રણ નિરાધાર બહેનો જે લુગડાંથી દિવસે પોતાનું શરીર ઢાંકતી હતી, તેજ લુગડાં રાત્રે ધરતી ઉપર પાથરીને સુતી હતી. આજે પણ તેઓ તેજ પ્રમાણે પહેરવાનાં લુગડાં પાથરીને સુતી. અન્નપૂર્ણાને આજે સખત તાવ ચઢ્યો હતો. તેણે જાણ્યું કે હવે આ તાવમાંથી મારો બચાવ થાય એમ મને લાગતું નથી. તેણે તરત સાવિત્રીને જગાડીને કહ્યું; "બેન સાવિત્રી! આજે મને સ્વપ્નામાં મારી માનાં દર્શન થયાં છે. તેણે મને ઇસારાથી કહ્યું કે તારી પાસે આવેલી સાવિત્રી એક સ્વર્ગી દેવી છે, તેના હાથમાં તારી બન્ને બેનોને સોંપીને તું મારી સાથે ચાલ. મારી પાસે આવવાથી તારાં સર્વ સંકટો દૂર થઈ જશે. બેન! મેં બહુ સંકટ સહન કર્યાં છે. મારી મા મરી ગઈ છે અને પિતા કેદમાં પડ્યા છે. પરણ્યા છતાં પણ મેં સાસરા તરફનું જરાએ સુખ દીઠું નથી. ઓ પરમેશ્વર! હવે તે

ખોળામાં મને ખેંચી લે. બેન ! મારાં સર્વ અંગો ઢીલાં થઈ ગયાં છે. મને વાત કરવી પણ ગમતી નથી. તો પણ હું તને કરગરીને કહું છું કે તું આ મારી બે બહેનોને તારી સાથે કલકત્તે લઇ જજે." આમ બોલતાં બોલતાં અન્નપૂર્ણાનો શ્વાસ ઘુંટાવા લાગ્યો એટલે તે મૌન થઇને પોતાની બન્ને બહેનો તરફ એક ટસે જોઇ રહી. આ વેળા તેની આંખોમાંથી આંસુઓની ધારા પડતી હતી. થોડીવાર પછી અન્નપૂર્ણા ફરીને તૂટક તૂટક સ્વરથી બોલવા લાગી, "સાવિત્રી ! આ બન્ને બહેનોને તારા હાથમાં સોંપું છું. બેનો ! આ તમારી મોટી બેન છે. તમે એની આજ્ઞામાં રહેજો અને એની સાથે જજો." આમ બોલતાં બોલતાં તેની આંખ તરડાઇ ગઇ, વાચા બંધ થઈ ગઈ અને તેના પ્રાણ તેનો પવિત્ર દેહ તજીને ચાલ્યા ગયા.

સાવિત્રીએ અન્નપૂર્ણાના શબને અગ્નિદાહ કરવા માટે આસપાસના લોકોને પૂછ્યું, "કે હવે મારે શી વ્યવસ્થા કરવી ? આ નિરાધાર પરણેલી કન્યા છે, તેને અગ્નિદાહ કરવો કે બીજી કંઇ વ્યવસ્થા કરવી ?" વટેમાર્ગુઓએ સાવિત્રીને સલાહ આપી કે, "કોઈ પણ મનુષ્ય તીર્થયાત્રામાં મરી જાય તો તેને ગંગાજળમાં નાખવાનો સંપ્રદાય છે. તેમ કરવામાં કોઈ પણ જાતનો દોષ નથી." હવે તેમ કર્યા સિવાય બીજો ઉપાય નહોતો તેથી સાવિત્રીએ છેવટ નિરૂપાય થઇને બજારમાંથી બે માણસને તેડી લાવી, તેઓ પાસે અન્નપૂર્ણાના શબને ઉપડાવીને ગંગા નદીમાં પધરાવ્યું. અને પછી તેની બન્ને બેનોને સાથે લઇને એક વાવ ઉપર ગઈ અને ત્યાં સ્નાન કરીને પાછી પોતાના સ્થાનક ઉપર આવીને બેઠી. તેઓને આજે નિર્જળા લાંઘણ હતી, તેઓએ દુઃખના આવેશમાં કાંઇ પણ ખાવાનું તૈયાર કર્યું નહતું તેથી ભુજેલા ચણા ઉપર જ આખી રાત્રિ ગાળી કાઢી. અને બીજે દહાડે પ્રભાતમાં ઉઠીને વટેમાર્ગુઓની પાછળ પાછળ સાવિત્રી પેલી બન્ને બહેનોને સાથે લઇને કલકત્તા તરફનો રસ્તો કાપવા લાગી. અને ચાલતાં ચાલતાં છેક ચાર પાંચ દિવસે તે ત્રણે જણીઓ કલકત્તે આવી પહોંચી.



## પ્રકરણ ૧૫ મું

### સો વર્ષ પહેલાંનું કલકત્તા

કેવડો મોટો ફેરફાર ! સો વર્ષ પહેલાં કલકત્તા કેવું હતું અને હમણાં કેવું છે ! અને હવે સો વર્ષ પછી તેનાં રૂપ રંગ કેવાં થશે તે કોણ કહી શકશે ?

હમણાં કિલ્લા આગળનું જે સ્વર્ગ સરખું રમણીય મેદાન દેખાય છે, તે સો વર્ષ પહેલાં એક નિર્જન અરણ્ય હતું. તેમાં અપાર હિંસક પ્રાણીઓનું રાજ્ય હતું.

હમણાં જે સડકના કિનારા ઉપર હજારો હવેલીઓ અને મંદિર માળીઆઓ આકાશ સાથે વાતો કરતાં ઉભાં છે, ત્યાં સો વર્ષ અગાઉ માટીનાં ઘરો પણ નહોતાં. હમણાં મનોહર હવેલીઓ અને તેની આસપાસ આવેલા નંદનવનના જેવા બગીચાઓ, તથા વૃક્ષોની ઘટાઓથી સુશોભિત રાજમાર્ગો, અકબરની દિલ્હીનાં, જહાંગીરનાં ઉત્તમ પ્રતિની કારીગરીથી ભરપૂર આગ્રા શહેરનાં અને રણજીતસિંહના પાયતખ્ત લાહોરનાં સૌન્દર્યનો પણ પરાજય કરે છે.

સો વર્ષની અગાઉ કોઇને પણ ચોરંગીમાં આવવું પડતું તો પાલખીવાળાઓને બમણું ત્રમણું ભાડું આપવું પડતું હતું. તે વખતે કોઇ પણ કિલ્લાના ભયંકર મેદાનને ઓળંગીને આ ભયંકર જગાએ આવવાનું સાહસ પણ કરી શકતું નહિ. જરૂરી કામ હોય તો જ લોકો સાયંકાળ પછી કિલ્લાની બહારના મેદાનમાં આવતા હતા, પણ કામ વિના આવજાવ કરતા નહિ. પરંતુ હમણાં તેજ ભયંકર જગ્યા સ્વર્ગના જેવી રમણીય થઇ પડી છે. આગળના હિંસક પ્રાણીઓનો ભય કે લુંટારાઓનો જૂલમ ત્યાંથી તદન નિર્મૂળ થઇ ગયો છે. ત્યાં આગળ ફોર્ટ વિલીઅમના કિલ્લામાં હજારો તોપો, દારૂગોળાઓ તથા બીજો લડાઇનો સામાન દૃષ્ટિએ પડે છે. બીજી તરફ ચૌરંગીના મેદાનમાં હજારો રાજનીતિકુશળ પંડિતો અને કાયદા કાનુન જાણનારા વિદ્વાનોના બંગલાઓ હારદોર આવી રહેલા છે, જે સ્થાનક મહાભયંકર હતું અને જ્યાં હિંસક પ્રાણીઓ તથા ચોર લોકો પોતાની સત્તા જમાવીને પડ્યા હતા, ત્યાં હમણાં સ્વર્ગીયરાજ્ય દૃષ્ટિએ પડે છે અને મહાન્ કાળના અજીત બળથી પ્રાચીન સ્થિતિમાં મોટો ફેરફાર થઈ ગયો છે.

આપણે હમણાં કલકત્તામાં જે રાજકીય અદાલતો અને રાજદ્વારી તથા વ્યાવહારિક સભાઓ જોઇએ છીએ, તેવી અદાલતો કે સભાઓ પણ આજથી સો વર્ષ પહેલાં એક પણ સ્થાપન થઇ ન હતી. તે વખતે કલકત્તામાં માત્ર એક મેયરકોર્ટ જ હતી. તે મેયરકોર્ટ લાલદીઘીના ઈશાન કોણ ઉપર હમણાં જ્યાં સ્કાટગિર્જા છે, તે ઠેકાણે એક મકાનમાં બેસતી હતી. જ્યારે ઇંગ્રેજોની વચ્ચે કોઇ કોઇ દીવાની મુકરદમો ઉભો થતો, અથવા તો ઇંગ્રેજ અને દેશી વચ્ચે કોઈ મુકદ્દમો ઉભો થતો, ત્યારે તેનો નિર્ણય મેયરકોર્ટનો વડો કરતો હતો. મેયરકોર્ટનો વડો અધિકારી 'મેયર' ને નામે ઓળખાતો હતો અને તેના બીજા સહાયકારી, નવ જણા 'એલ્ડરમેન' કહેવાતા હતા. કલકત્તાના કોઇ પણ બંગાળીઓ વચ્ચે કોઇ દીવાની મુકરદમો ઉભો થતો ત્યારે તેનો નિકાલ સાધારણ અદાલતમાં થતો હતો. પરંતુ બન્ને પક્ષની જો સંમતિ થતી તો મેયરકોર્ટમાં પણ તેની તપાસ કરવાને કાંઈ અડચણ નહોતી.

મેયરકોર્ટમાં જો કામનો નિકાલ થતો નહિ તો ગવર્નર અને કૌન્સીલની હજુરમાં અપીલ કરવામાં આવતી હતી. તે વખતે કલકત્તામાં ગવર્નર અને કૌન્સીલ સર્વ કરતાં મોટામાં મોટી અદાલત ગણાતી હતી. કારણ કે તે વખતે કલકત્તા હાઇકોર્ટ ન હતી. ગવર્નર અને કૌન્સીલ જ મેયરકોર્ટની તથા બીજી કોર્ટની અપીલ સાંભળતી હતી. તેઓ જ મેયરકોર્ટમાં અને બીજી કોર્ટમાં વડા ન્યાયાધીશની નિમણુક કરતી હતી.

તે વખતે જો કોઈ ગવર્નર અને કૌન્સીલની વિરૂદ્ધમાં મુકરદમો ઉભો કરવું તો તેની ફરિયાદ મેયરકોર્ટનો જજ્જ સાંભળતો હતો અને તેનું જજમેંટ પણ તે જ આપતો હતો. પરંતુ તે વખતે સઘળી કોર્ટો, ગવર્નર જનરલ અને કૌન્સીલના મેંબરો એકમતથી જ બહુધા કામ કરતા હતા.

તે ઉપરાંત ફોજદારી મુકરદમાઓ ચલાવવા માટે બીજી બે કોર્ટો હતી. ક્વાર્ટર સેશન્સમાં ગવર્નર જનરલ અને કૌન્સીલના મેમ્બરો બેસીને ચૂકાદો આપતા હતા અને જમીનદારોના મુકરદમાઓ ઇસ્ટ ઈંડિયા કંપનીના હાથ નીચેનો કોઇ એક અમલદાર તપાસતો હતો. તે ઉપરાંત જમીનદારોને હમણાંના બીજા નંબરના ડેપ્યુટી મેજીસ્ટ્રેટની પેઠે નાના નાના મુકદમાઓ તપાસવાની સત્તા પણ આપવામાં આવી હતી.

પરંતુ આ સર્વે અદાલતોમાં ગવર્નર જનરલ અને કૌન્સીલના મેમ્બરો વ્યાપક જેવા હતા. તેઓનું ટટ્ટુ સર્વમાં ચાલતું હતું અને તેઓનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે પુષ્કળ ધન એકઠું કરીને સ્વદેશમાં ચાલ્યું જવું.

સો વર્ષની અગાઉ કલકત્તામાં હાલના કરતાં ઘણી જ થોડી વસ્તી હતી. હાલમાં જે વસ્તી છે તેનો શતાંશ પણ તે વખતે ન હતો. ફોજદાર, માજીસ્ટ્રેટ, જજ્જ વગેરે અધિકારીઓને પગાર ઉપરાંત વધારે આવક થતી નહતી. જેઓ સરકારી અધિકારી હતા, તેઓ પણ થોડા ઘણા કોઇ ને કોઇ વ્યાપારમાં લપટાયલા જ રહેતા હતા, જેઓને ઉપલી કોર્ટમાં મુકરદમો ચલાવવો હોય અથવા તે, કોઇને અતિવાદી થઇને પોતાનો મુકરદમો ખરો કરાવવાની ઇચ્છા હોય તેને તે વખતે ઘણી સારી સગવડ હતી. હમણાં સેંકડો રૂપિયાના સ્ટાંપનો ખર્ચ કરતાં અને સેંકડો રૂપિયા વકીલને આપતાં છતાં પણ લોકો પોતાનો સ્વાર્થ સાધી શકતા નથી, તેમ તે વખતે નહતું. તે વખતે જો દશ રૂપિયા વધારે ખર્ચ કરવામાં આવતા તો તે ફોગટ જતા નહીં.

તે વખતે કલકત્તામાં ખિદિરપૂર અને કાલીઘાટના મંદિરથી અરધા કોશ ઉપર ઉત્તર પશ્ચિમ તરફ અને ગંગાની પૂર્વ બાજુના પ્રદેશમાં લોકોની મોટી વસ્તી

હતી. હમણાં જે ખિદિરપૂરને નામે ઓળખાય છે, તેને કર્નલ કિડ સાહેબના નામ ઉપરથી તે વખતે કિચડાપૂર કહેતા હતા. ખિદિરપૂરથી જરા દૂર, ઉત્તર પશ્ચિમ દિશા તરફ એક ઈંટનો પૂલ હતો. તેને લોકો સરમેન સાહેબનો પુલ કહેતા હતા. સરમેન સાહેબના પૂલની દક્ષિણ દિશા તરફ તેની એક વાડી તથા ઘર હતું, પરંતુ આ વાર્તામાં લખેલી હકીકત પહેલાં જ સરમેન સાહેબ મરી ગયો હતો. સરમેન સાહેબની વાડીના દક્ષિણ ભાગ તરફ ઈંગ્રેજ લોકોના ગોવિંદપુરાની ઉત્તર સીમા આવેલી હતી. ખિદિરપૂરથી એક ગાઉ દૂર દક્ષિણ દિશા તરફ માણેકચાંદની વાડી હતી. સીરાઝ કલકત્તામાં આવ્યો તે વખતે માણેકચાંદ એ ઠેકાણે રહેતો હતો. શહેરના દક્ષિણ સીમાડા ઉપર ગાર્ડન રીચ હતો, તે ઠેકાણે પણ તે વખતે હજારો લોકો રહેતાં હતાં.

હેસ્ટીંગ સાહેબ ગવર્નર જનરલની જગ્યા ઉપર આવ્યા પહેલાં અલીપુરમાં ગવર્નરને રહેવા માટે એક બંગલો બાંધવામાં આવ્યો હતો, પરંતુ આ વાર્તામાં જણાવેલી ઘટના વખતે કલકત્તાનો ગવર્નર બેરલસ્ટ સાહેબ ઘણું કરીને લાલદીઘીની પાસે આવેલા કૌન્સીલ હોલની નજદીક એક બંગલામાં રહેતો હતો. તે કોઈ કોઈ વાર પાસે આવેલા બગીચાઓથી ભરપૂર પુરાણા બંગલામાં પણ ચાર પાંચ દિવસ રહેતો હતો. પરંતુ હેસ્ટીંગ્સના આવ્યા પછી પ્રથમના બંગલામાંથી થોડે દૂર, દક્ષિણ દિશામાં એક નવો બંગલો બંધાવવામાં આવ્યો હતો, જે હમણાં પણ ગયા સમયનાં વૃત્તાંતોના અને મનુષ્યોના સ્મરણસ્થંભ તરિકે ઉભો છે.

કલકત્તાની ઉત્તર દિશામાં લાલબજાર નામનો એક પુરાતન ભાગ છે. લાલબજારનું નામ ઇ. સ. ૧૭૩૯ની સાલમાં હોલોવેલ સાહેબે લખેલા કોઇ કોઇ કાગળોમાં જોવામાં આવે છે. આ વાર્તામાં જણાવેલી બીનાને વખતે લાલબજારમાં પણ બંગાળીઓની ઘણી દુકાનો હતી.

મુસલમાની રાજ્ય વખતે હુગલીનો ફોજદાર કોઇ કોઇ વાર ફોજદારી કચેરીમાં આવીને બેસતો હતો. આ ફોજદારી કચેરીના પશ્ચિમ વિભાગ તરફ પોર્ટુગીઝ, આરમીનીઅન અને ગ્રીક વેપારીઓ રહેતા હતા.

લાલબજારના પશ્ચિમ ભાગ તરફ લાલદીઘી નામનું તળાવ છે. ઈંગ્રેજો આ જગ્યાને 'ટાંક સ્કેવેર' કહે છે. આ વાર્તામાં આવેલી ઘટનાને સમયે ટાંક સ્કેવેરની વચ્ચેના મેદાનમાં એક વિશાળ ઘર હતું. તેમાં ખ્રીસ્તી ધર્મનો ઉપદેશક મહાત્મા કિરનાંડર રહેતો હતો. તેની જન્મભૂમિ યૂરોપમાં આવેલા સ્વીડન પરગણામાં હતી. અને ઈંગ્લંડની ખ્રીસ્તીધર્મપ્રચારક સભાએ તેને પ્રથમ મદ્રાસમાં ધર્મોપદેશ કરવા માટે મોકલ્યો હતો. અને ઇ. સ. ૧૭૫૮ ની સાલમાં તેની મદ્રાસથી કલકત્તે બદલી

કરવામાં આવી હતી. સારથી હમણાં સૂધી તે કલકત્તામાં જ રહેતો હતો. તે બુદ્ધિશાળી અને વિદ્વાન્ હતો. પ્રખ્યાત જર્મન અધ્યાપક ફ્રૅંકની પાસે તેણે વિજ્ઞાનશાસ્ત્રનો અને દર્શનશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. કલકત્તામાં ગવર્નર જનરલ અને બીજા અધિકારીઓ તેનું બહુ જ માન જાળવતા હતા. આ મહાત્મા ઉપદેશકની રહેણી કરણી ઉપરથી કેટલાએક દેશીઓ પણ ખ્રીસ્તી ધર્મમાં વટલ્યા હતા. આ મહાત્માએ પોતાની બુદ્ધિના બળથી અનેક રોમન કેથલીકોને અને ફાધર વેન્ટો નામના એક પ્રખ્યાત રોમન કેથલીક પાદરીને પ્રોટેસ્ટંટ ધર્મની દિક્ષા આપવામાં ફત્તેહ મેળવી હતી.

ઇ. સ. ૧૭૬૧ ની સાલમાં તે ધર્મોપદેશકની સ્ત્રી મરણ પામી હતી. કલકત્તામાં ઇંગ્રેજ સ્ત્રીઓમાં તેના જેવી દયાળુ એક પણ સ્ત્રી નહતી. તે વખતે કલકત્તાના ઇંગ્રેજ વેપારીઓ જેવા ધનના લાલચુ અને ધૂર્ત હતા, તેવા જ સ્ત્રીલંપટ પણ હતા. તે વખતે યૂરોપમાંથી ઇંગ્રેજોની સ્ત્રીઓ હિંદુસ્તાનમાં આવવાની હિંમત કરતી નહીં અને આવતી તે ઘણી જ જૂજ આવતી હતી. તેથી તે વખતે કલકત્તામાં જ્યારે કોઇ ઇંગ્રેજની સ્ત્રી વિધવા થતી કે પાંચ છ ઇંગ્રેજ તેની સાથે પરણવાને તૈયાર થઇ જતા હતા.

પાદરી કિરનાંડરે પોતાની સ્ત્રી મરણ પામવાથી એક અંગ્રેજ વેપારીની વિધવા સ્ત્રી મીસીસ ઉલી નામની સ્ત્રી સાથે ફરીથી લગ્ન કર્યાં હતાં. મીસીસ ઉલી ઉમરમાં લગભગ પચાસ વર્ષની હતી, અને તેના માથા ઉપર સમખાવાને પણ એક વાળ રહ્યો નહતો, તો પણ તે યુરોપીઅન સ્ત્રીઓમાં ઘણી જ ખૂબસુરત ગણાતી હતી. મીસીસ ઉલીનો ધણી એક મોટો વેપારી હતો અને પોતાની પાછળ પાંચ લાખ રુપિયા રોકડ અને તે ઉપરાંત બીજી પણ બહોળી મીલકત મુકી ગયો હતો. તે સર્વ તેની સ્ત્રીના હસ્તકમાં હતી. મીસીસ ઉલી વિધવા થઇ તે વખતે ઘણા ઇંગ્રેજો તેની સાથે પરણવા માટે ઉમેદવાર થયા હતા, પણ મિ૦ કિરનાંડરના ભાગ્યમાં જ તેની સાથે પરણવાનું સરજીત હતું, તેથી મીસીસ ઉલીએ વિદ્વાન પાદરીને જ પસંદ કર્યો. કિરનાંડરને પણ ધર્મપ્રચારના કામમાં પૈસાની બહુ જ જરૂર હતી, અને જે પૈસાની મદદ ઇંગ્લંડથી મળતી હતી, તેમાંથી સઘળો ખરચ નીકળતો ન હતો, તેથી આ વિવાહદ્વારા તેને ધાર્મિક કામમાં સારી સહાય મળી. તે પાદરીએ કલકત્તાના આરમીઅન અને બંગાળીઓને ઇંગ્રેજી ભણાવવા માટે સ્ટૉક સ્કોયરની પાસે એક સ્કુલ સ્થાપન કરી હતી. પરંતુ તેમાં બે ત્રણ બંગાળીઓ વિના બીજા કોઇ પણ ભણવા આવતા નહિ, બંગાળી લોકો સેવાવૃત્તિ માટે સર્જાયલા છે, અને તેઓ ચાકરી કરવા માટે જ ઘણું કરીને વિદ્યાભ્યાસ કરે છે. તે વખતે ફારસી ભાષા શીખવાથી રાજદરબારમાં તુરત નોકરી મળતી હતી, તેથી બંગાળી વિદ્યાર્થીઓ આ સ્કુલનો ઘણો જ થોડો લાભ લેતા હતા. પરંતુ પોર્ટુગીઝ, ગ્રીક અને આરમીનીઅન છોક-

રાઓની મોટી સંખ્યા તે શાળામાં દૃષ્ટિએ પડતી હતી. પાદરી સાહેબે આ સ્કુલ સ્થાપન કરીને ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનું એક સહેલું સાધન ઉભું કર્યું હતું. ઇ. સ. ૧૭૬૩ ની સાલમાં કિરનાંડરે, પોર્ટુગીઝ અને આરમીઅન ઉપરાંત પંદરેક બંગાળીઓને પણ ખ્રીસ્તી ધર્મમાં વટલાવ્યા હતા. તોપણ ઇંગ્રેજોનો અનુચિત વ્યવહાર, દુરાચાર તથા લોભ હમેશાં ખ્રીસ્તીધર્મના ફેલાવવામાં વિઘ્નકારક થઈ પડતાં હતાં, ઇ. સ. ૧૭૬૩ ની સાલમાં કિરનાંડરે આરંભેલા ધર્મ પ્રચારના કામમાં મોટું વિઘ્ન આવી પડ્યું હતું.

પંદરેક બંગાળીઓ ખ્રીસ્તી ધર્મમાં વટલ્યા હતા. તેઓ જાણતા હતા કે– ખ્રીસ્તી ધર્મ પાળનારા ઇંગ્રેજો ખરેખર ખ્રીસ્તની પેઠે શુદ્ધચરિત્રવાળા અને ઉદારચિત્રના હશે. પરંતુ ઇ. સ. ૧૭૬૨ ની સાલમાં કલકત્તાની કૌન્સીલના મેમ્બરોએ વેપારની ચીજોનાં ઉપર લેવામાં આવતા કરોના સંબંધમાં દેશીઓ માટે જે જે આકરા ઠરાવો કર્યા, અને મીરકાસમને હાથેજ અન્યાય કરાવવા માટે પ્રાર્થના સાથે તેના ઉપર જે જે ફરજો પાડી, તે જોઇને દેશી ખ્રીસ્તીઓના મનમાં બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. મીર કાસમની સાથે ઇંગ્રેજોએ દેશીઓ પાસેથી વધારે કર લેવાના સંબંધમાં તકરાર ઉભી કરી, તે જ વખતે પંદરમાંથી અગીઆર ખ્રીસ્તીઓએ ઇંગ્રેજોનો સંબંધ છોડી દેવાનો પોતાના મનમાં ઠરાવ કર્યો. ફ્રાન્સીસ રામચરણ, જોન્સન રામકૃષ્ણ, જોનાથન ગંગાગોવિંદ, લુઇસાર જનાર્દન તથા બીજા સાત જણા કિરનાંડરની પાસે જઇને બોલ્યા, "સાહેબ! તમે અમારું નામ તમારી ટીપમાંથી કાઢી નાંખજો, કારણ કે અમને તમારા દેવળમાં પ્રાર્થના કરવાની ઇચ્છા નથી, અમે નવીન દેવળ બાંધીને તેમાં ઇશ્વર પ્રાર્થના કરશું."

કિરનાંડરે આશ્ચર્ય પામીને પૂછ્યું. "તેમ કરવાનું કારણ શું?"

તે વખતે ફ્રાન્સીસ રામચરણ સૌની આગળ ઉભો હતો, તેણે બે હાથ જોડીને વિવેકથી કહ્યું, "પાદરી સાહેબ! આપ માત્ર અમને જ ઉપદેશ કરો છો કે તમારે ખાવા પીવાની અને ઓઢવા પહેરવાની ચિંતા કરવી નહીં. ખ્રીસ્ત ભગવાન્ તમને સર્વ પુરું પાડશે. પરંતુ ઇંગ્રેજો તો આજથી પચાસ વર્ષ પછીની પણ ખાવા પીવાની ચિંતા કરે છે, અને તેને માટે આજથી બંદોબસ્ત કરવા તૈયાર થયા છે. અમારે તમારો આવો ખ્રીસ્તી ધર્મ જોઇએ નહિ. અમે તો બાયબલમાં જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે વર્તશું, અને સ્વતંત્ર દેવળમાં પ્રાર્થના કરશું."

કિરનાંડરે કહ્યું, "તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી."

ફ્રાન્સીસ રામચરણ–"આજ્ઞા! હું તમને ધીરેથી સમજાવું." એમ કહીને તેણે ઇંગ્રેજીમાં કહેવા માંડ્યું કે, "આપ અમને ઉપદેશ કરો છો કે તમારે કાલના ખોરાકની

કરવામાં આવી હતી. ત્યારથી હમણાં સુધી તે કલકત્તામાં જ રહેતો હતો. તે બુદ્ધિશાળી અને વિદ્વાન્ હતો. પ્રખ્યાત જર્મન અધ્યાપક ફ્રૅંકની પાસે તેણે વિજ્ઞાનશાસ્ત્રનો અને દર્શનશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. કલકત્તામાં ગવર્નર જનરલ અને બીજા અધિકારીઓ તેનુ બહુ જ માન જાળવતા હતા. આ મહાત્મા ઉપદેશકની રહેણી કરણી ઉપરથી કેટલાએક દેશીઓ પણ ખ્રીસ્તી ધર્મમાં વટલ્યા હતા. આ મહાત્માએ પોતાની બુદ્ધિના બળથી અનેક રોમન કેથલીકોને અને ફાધર વેન્ટો નામના એક પ્રખ્યાત રોમન કેથલીક પાદરીને પ્રોટેસ્ટંટ ધર્મની દિક્ષા આપવામાં ફતેહ મેળવી હતી.

ઈ. સ. ૧૭૬૧ ની સાલમાં તે ધર્મોપદેશકની સ્ત્રી મરણ પામી હતી. કલકત્તામાં ઈંગ્રેજ સ્ત્રીઓમાં તેના જેવી દયાળુ એક પણ સ્ત્રી નહતી. તે વખતે કલકત્તાના ઇંગ્રેજ વેપારીઓ જેવા ધનના લાલચુ અને ધૂર્ત હતા, તેવા જ સ્ત્રીલંપટ પણ હતા. તે વખતે યુરોપમાંથી ઇંગ્રેજોની સ્ત્રીઓ હિંદુસ્તાનમાં આવવાની હિંમત કરતી નહીં અને આવતી તે ઘણી જ જૂજ આવતી હતી. તેથી તે વખતે કલકત્તામાં જ્યારે કોઈ ઈંગ્રેજની સ્ત્રી વિધવા થતી કે પાંચ છ ઈંગ્રેજો તેની સાથે પરણવાને તૈયાર થઈ જતા હતા.

પાદરી કિરનાંડરે પોતાની સ્ત્રી મરણ પામવાથી એક અંગ્રેજ વેપારીની વિધવા સ્ત્રી મીસીસ ઉલી નામની સ્ત્રી સાથે ફરીથી લગ્ન કર્યાં હતાં. મીસીસ ઉલી ઉમરમાં લગભગ પચાસ વર્ષની હતી, અને તેના માથા ઉપર સમખાવાને પણ એક વાળ રહ્યો નહતો, તો પણ તે યુરોપીઅન સ્ત્રીઓમાં ઘણી જ ખૂબસુરત ગણાતી હતી. મીસીસ ઉલીનો ધણી એક મોટો વેપારી હતો અને પોતાની પાછળ પાંચ લાખ રુપિયા રોકડ અને તે ઉપરાંત બીજી પણ બહોળી મીલકત મુકી ગયો હતો. તે સર્વ તેની સ્ત્રીના હસ્તકમાં હતી, મીસીસ ઉલી વિધવા થઈ તે વખતે ઘણા ઈંગ્રેજો તેની સાથે પરણવા માટે ઉમેદવાર થયા હતા, પણ મિ○ કિરનાંડરના ભાગ્યમાં જ તેની સાથે પરણવાનુ સરજીત હતું, તેથી મીસીસ ઉલીએ વિદ્વાન પાદરીને જ પસંદ કર્યો. કિરનાંડરને પણ ધર્મપ્રચારના કામમાં પૈસાની બહુ જ જરૂર હતી, અને જે પૈસાની મદદ ઈંગ્લેંડથી મળતી હતી, તેમાંથી સઘળો ખરચ નીકળતો ન હતો, તેથી આ વિવાહદ્વારા તેને ધાર્મિક કામમાં સારી સહાય મળી. તે પાદરીએ કલકત્તાના આરમીઅન અને બંગાળીઓને ઈંગ્રેજી ભણાવવા માટે સ્ટાંક સોયરની પાસે એક સ્કુલ સ્થાપન કરી હતી. પરંતુ તેમાં બે ત્રણ બંગાળીઓ સિવાય બીજા કોઈ પણ ભણવા આવતા નહિ, બંગાળી લોકો સેવાવૃત્તિ માટે સર્જાયલા છે, અને તેઓ ચાકરી કરવા માટે જ ઘણું કરીને વિદ્યાભ્યાસ કરે છે. તે વખતે ફારસી ભાષા શીખવાથી રાજદરબારમાં તુરત નોકરી મળતી હતી, તેથી બંગાળી વિદ્યાર્થીઓ આ સ્કુલનો ઘણો જ થોડો લાભ લેતા હતા. પરંતુ પોર્ટુગીઝ, ગ્રીક અને આરમીનીઅન છોક-

રાઓની મોટી સંખ્યા તે શાળામાં દષ્ટિએ પડતી હતી. પાદરી સાહેબે આ સ્કુલ સ્થાપન કરીને ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનું એક સહેલું સાધન ઉભું કર્યું હતું. ઇ. સ. ૧૭૬૩ ની સાલમાં કિરનાંડરે, પોર્ટુગીઝ અને આરમીઅન ઉપરાંત પંદરેક બંગાળીઓને પણ ખ્રીસ્તી ધર્મમાં વટલાવ્યા હતા. તોપણ ઇંગ્રેજોનો અનુચિત વ્યવહાર, દુરાચાર તથા લોભ હમેશાં ખ્રીસ્તીધર્મના ફેલાવવામાં વિઘ્નકારક થઈ પડતાં હતાં, ઇ. સ. ૧૭૬૩ ની સાલમાં કિરનાંડરે આરંભેલા ધર્મ પ્રચારના કામમાં મોટું વિઘ્ન આવી પડ્યું હતું.

પંદરેક બંગાળીઓ ખ્રીસ્તી ધર્મમાં વટલ્યા હતા. તેઓ જાણતા હતા કે–ખ્રીસ્તી ધર્મ પાળનારા ઇંગ્રેજો ખરેખર ખ્રીસ્તની પેઠે શુદ્ધચરિત્રવાળા અને ઉદારચિત્રના હશે. પરંતુ ઇ. સ. ૧૭૬૨ ની સાલમાં કલકત્તાની કૌન્સીલના મેમ્બરોએ વેપારની ચીજોના ઉપર લેવામાં આવતા કરોના સંબંધમાં દેશીઓ માટે જે જે આકરા ઠરાવો કર્યા, અને મીરકાસમને હાથેજ અન્યાય કરાવવા માટે પ્રાર્થના સાથે તેના ઉપર જે જે ફરજો પાડી, તે જોઇને દેશી ખ્રીસ્તીઓના મનમાં બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. મીર કાસમની સાથે ઇંગ્રેજોએ દેશીઓ પાસેથી વધારે કર લેવાના સંબંધમાં તકરાર ઉભી કરી, તે જ વખતે પંદરમાંથી અગીઆર ખ્રીસ્તીઓએ ઇંગ્રેજોનો સંબંધ છોડી દેવાનો પોતાના મનમાં ઠરાવ કર્યો. ફ્રાન્સીસ રામચરણ, જોન્સન રામકૃષ્ણ, જોનાથન ગંગાગોવિંદ, લુઇસાર જનાર્દન તથા બીજા સાત જણા કિરનાંડરની પાસે જઇને બોલ્યા, "સાહેબ! તમે અમારું નામ તમારી ટીપમાંથી કાઢી નાંખજો, કારણ કે અમને તમારા દેવળમાં પ્રાર્થના કરવાની ઇચ્છા નથી, અમે નવીન દેવળ બાંધીને તેમાં ઇશ્વર પ્રાર્થના કરશું."

કિરનાંડરે આશ્ચર્ય પામીને પૂછ્યું. "તેમ કરવાનું કારણ શું?"

તે વખતે ફ્રાન્સીસ રામચરણ સૌની આગળ ઉભો હતો, તેણે બે હાથ જોડીને વિવેકથી કહ્યું, "પાદરી સાહેબ! આપ માત્ર અમને જ ઉપદેશ કરો છો કે તમારે ખાવા પીવાની અને ઓઢવા પહેરવાની ચિંતા કરવી નહીં. ખ્રીસ્ત ભગવાન્ તમને સર્વ પુરું પાડશે. પરંતુ ઇંગ્રેજો તો આજથી પચાસ વર્ષ પછીની પણ ખાવા પીવાની ચિંતા કરે છે, અને તેને માટે આજથી બંદોબસ્ત કરવા તૈયાર થયા છે. અમારે તમારો આવો ખ્રીસ્તી ધર્મ જોઇએ નહિ. અમે તો બાયબલમાં જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે વર્તશું, અને સ્વતંત્ર દેવળમાં પ્રાર્થના કરશું."

કિરનાંડરે કહ્યું, "તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી."

ફ્રાન્સીસ રામચરણ–"આજ્ઞા! હું તમને ધીરેથી સમજાવું." એમ કહીને તેણે ઇંગ્રેજીમાં કહેવા માંડ્યું કે, "આપ અમને ઉપદેશ કરો છો કે તમારે કાલના ખોરાકની

અને રસ્તામાં જે સામુ મળે તેને પૂછવા લાગી કે કયારાપીટ સાહેબનું ઘર કયાં છે? પરંતુ ત્યાં કોઇ કયારાપીટને ઓળખતું ન હતું કે જે તેનું ઘર બતાવે. છેવટે એક બંગાળીને કયારપીટનું ઘર પૂછતાં તેણે કહ્યું કે "કયારાપીટ સાહેબ નહિ પણ અહીં કિરનાંડર નામનો એક કોઈ રહે છે."

તે બંગાળીએ આ ત્રણ કન્યાઓને જોઇ ધાર્યું કે આનો બાપ, ભાઇ અથવા તો કોઇ સંબંધી ખ્રીસ્તી થઇ ગયો હશે તેની શોધ કરવાને આ બીચારી અહીં આવી હશે, તેથી તેણે તે ત્રણે કન્યાને કિરનાંડરના બંગલાનો રસ્તો બતાવ્યો, એટલે તે નિરાધાર બાળાઓ બતાવેલે રસ્તે ઉતાવળી ઉતાવળી ચાલવા માંડી, અને લાલ-દીઘીની પડોશમાં કિરનાંડરના બંગલા પાસે આવી પહોંચી. આ વખતે સાહેબ ઘરમાં નહતો, પણ નિશાળમાં ભણાવવા માટે ગયો હતો. આ ત્રણે કન્યાઓ જેવી બંગલાના કંપાઉંડમાં દાખલ થઇ કે તેઓએ એક આધેડ ઉમરની મડમને કોચ ઉપર બેઠેલી દીઠી. આ આધેડ મેમ સાહેબને એક ઘરડો નોકર ઉભો ઉભો પંખો કરતો હતો.

તે ત્રણ કન્યાને પોતાના કંપાઉંડમાં દાખલ થતી જોઇને મેમ સાહેબ બહુજ રાજી થયાં, અને પોતાને જે નોકર પંખો કરતો હતો તેને કહ્યું, "ઓ ટોમ્સ ઘન-શ્યામ, પૂછ તો, આ છોકરીઓ કોણ છે? અને અહીં શા માટે આવી છે?"

મેમ બંગાળી ભાષા જાણતી ન હતી, તે વખતે ઇંગ્રેજો બંગાળીઓની સાથે વાતચીત કરતા ત્યારે પોર્ટુગીઝ, ફારસી અને હિંદુસ્તાની એમ ત્રણ ભાષાથી મિશ્ર એક નવીન ભાષામાં જ વાત કરતા હતા. ટોમ્સ ઘનશ્યામ પણ હિંદુસ્તાની હતો અને અરધી હિંદી અને અરધી બંગાળી ભાષામાં વાતચીત કરી શકતો હતો; તેથી તે સાવિત્રીની વાત બરાબર સમજી શકે તેમ ન હતું. ટોમ્સ ઘનશ્યામે અરધી હિંદી અને અરધી બંગાળી ભાષામાં સાવિત્રીને પૂછ્યું, "હું ધારું છું કે તમે ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કરવા માટે આવ્યાં હશો?"

સાવિત્રીઃ—"જી! મારો પતિ અને ભાઇ કેદમાં પડ્યા છે તેને છોડાવવા માટે હું અહીં આવી છું."

ટોમ્સ ઘનશ્યામે મેમ સાહેબને સમજાવ્યું કે, "આનો ધણી નથી તે કેદમાં પડીને મરી ગયો છે. તેથી તે હવે ખ્રીસ્તી ધર્મમાં આવવાની ઇચ્છા રાખે છે."

મેમ સાહેબે ઉત્તર આપ્યો, "બહુ સારું. મોટા સાહેબ હમણાં ઘરમાં નથી. તે આવે એટલે તેની જે ઇચ્છા હશે તે પૂર્ણ કરશે." આ વખતે ફીલીપ ગંગારામ ઘરની અંદર બેઠો બેઠો મેમ સાહેબનાં બુટ સાફ કરતો હતો, તે સ્ત્રીઓનો સાદ સાંભળીને તરત બહાર આવ્યો, એટલે ટોમ્સ ઘનશ્યામે ફીલીપ ગંગારામને કહ્યું. "આ બાઇઓ ખ્રીસ્તી થવાની ઇચ્છાથી અહીં આવી છે." તે સાંભળીને ફીલીફ

ગંગારામ તેઓનું ઠામ ઠેકાણું પૂછવા લાગ્યો. ફીલીપ ગંગારામ બંગાળી હતો, તેથી તે સાવિત્રીની વાત સારી રીતે સમજ્યો, તેમ જ સાવિત્રીને તેની વાત સમજવામાં જરા પણ અડચણ આવી નહિ. સાવિત્રીને ફીલીપ ગંગારામની સાથે ઘણો વખત વાત કરતાં જોઇને ટોમ્સના મનમાં વહેમ આવ્યો કે ગંગારામ મારી આડો પડીને મોટી છોકરીને જરૂર પરણી જશે.

થોડી વાર પછી મેમસાહેબ સાયંકાળનો પોશાક પહેરવા માટે અંદરના ઓરડામાં ગયાં એટલે ગંગારામે વધારે સભ્યતાથી સાવિત્રીને કહ્યું, "બેન, તમે ભૂખ્યાં લાગો છો, માટે સામેના ઝાડની નીચે દાળ ભાત રાંધીને જમો." એમ કહીને બજારમાંથી તરત તેને સીધું લાવી આપ્યું.

ટોમ્સ ઘનશ્યામે મેમસાહેબને ત્રણ ચાર કલાક સુધી પંખો કર્યો હતો, તેથી તે થાકી ગયો હતો માટે મેમસાહેબ જેવાં અંદર ગયાં કે તે પણ તરત જ પોતાની ઓરડીમાં આવ્યો અને ચલમ ભરીને જોરથી તમાકુ પીતાં પીતાં વીચાર કરવા લાગ્યો, "વિવાહનો જોગ તો ઠીક હાથ લાગ્યો છે. સાવિત્રીનો ધણી મરી ગયો છે, તેથી તે પ્રીસ્તી થવાને આવી છે. પરંતુ તેમાં એક વિઘ્ન છે, ફીલીપ ગંગારામ બડો ચાલાક છે. કદાચ તે વચ્ચેથી સાવિત્રીને પરણી જાય ખરો."

આવા વિચારમાં ને વિચારમાં ટોમ્સ ઘનશ્યામના મનમાં ગંગારામ તરફ એકદમ ક્રોધ ઉત્પન્ન થયો. પરંતુ આ બાબતમાં બીજો કોઇપણ ઉપાય નહતો કે જેથી ટોમ્સ પોતાનું કાર્ય સાધી લે. છેવટે તેણે નિશ્ચય કર્યો કે, જો મોટી કન્યા હાથમાંથી જાય તો પછી નાની તો નાની, શું કરવું? પરંતુ આ બાબતમાં મેમસાહેબને અરજ તો કરવી, કે જેથી આવેલી બાજી હાથમાંથી જાય નહિ.

ઘનશ્યામ ચલમ પીતાં પીતાં પરણવાના વિચારમાં ડુબી ગયો હતો, તે ફરીને બીજા વિચારમાં ઉતરી પડ્યો; અને વિચાર કરતો બોલ્યો કે, "વિવાહ તો થશે, પણ અહીંયાં ઝાઝા ઓરડાઓ નથી. ઘરના મધ્ય ભાગમાં મેમસાહેબ અને બડા સાહેબ સુવે છે, માટે વિવાહ થયા પછી કયે ઠેકાણે રહેવું? અને ક્યા ઘરમાં સૂવું તેનો ખુલાસો પણ મેમસાહેબ પાસેથી આજે જ કરી લેવો વાજબી છે."

ફીલીપ ગંગારામે સાવિત્રીને રસોઇનો સમાન લાવી આપ્યો એટલે સાવિત્રી સામેના ઝાડ નીચે રસોઇ કરવા માટે ચાલી ગઇ. તે પછી ફીલીપ ગંગારામ, ટોમ્સ ઘનસ્યામની પાસે આવીને બેઠો, અને તમાકુ ખાતો ખાતો બોલ્યો, "ભાઇ ટોમ્સ! આટલે દહાડે પણ ઈશ્વરે આપણી તરફ જોયું ખરું. આ બૈરીઓ અહીં પોતાના સગાઓની શોધ કરવા આવી છે, તેઓ તો ક્યારનાએ મરી ગયા હશે. તેઓના

મરી ગયાના સમાચાર મળશે કે આ બૈરીઓ તરત ખ્રીસ્તી ધર્મ સ્વીકારશે. ખ્રીસ્તી ધર્મ અવલંબન ક્ર્યા વિના તેને છૂટકો પણ નથી, કારણ કે તેઓને ખાવાનું કોણ આપે? રોટલો આ ધર્મ વિના બીજે મળે તેમ નથી."

ધનશ્યામ તરત બોલી ઉઠ્યો, "તું જુઠું બોલે છે. મોટી છોકરીનો વર મરી ગયો છે અને નાની બે કન્યાઓ હજી સુધી કુંવારી છે."

ગંગારામઃ–"મોટી છોકરીનો વર હજી જીવતો છે. હું કહું તે માન."

ધનસ્યામઃ–"હું તારા બોલવા ઉપર વિશ્વાસ રાખતો નથી. મને મોટી છોકરીએ પોતે કહ્યું છે કે તેનો ધણી જેલમાં પડીને મરી ગયો છે. તે ખોટું કે?"

ગંગારામઃ–"ભાઈ, તું તો હિંદુસ્તાની ભુત છે તેથી ઉલટું સમજ્યો છે. હશે."

ધનશ્યામઃ–"તું બહુ ચાલાક છે, પણ અહીં તારી ચાલાકી ચાલે તેમ નથી. મેમસાહેબ અને બડા સાહેબ જેની સાથે લગ્ન કરવાની મને સંમતિ આપશે તેની સાથે હું પરણીશ. પરંતુ હું ઉમરમાં તારા કરતાં મોટો છું, માટે મારો હક કાયદા પ્રમાણે તો મોટી કન્યાની ઉપર છે. સાહેબ પણ વિચાર તો કરશે ના?"

ગંગારામઃ–"ઓ મૂર્ખા! તને વિશ્વાસ ન હોય તો તું જાતે જઇને પૂછ એટલે તને ખાત્રી થાય કે મોટી કન્યાનો વર જીવતો છે કે મરી ગયો છે. ફોગટ માથાકૂટ શા માટે કરે છે?"

ધનશ્યામઃ–"તું જાતે બંગાળી છે તેથી ઘણો જ લુચ્ચો છે. બંગાળી બડા હરામખોર હોય છે એ હું સારી પેઠે જાણું છું. તે તેને શીખવ્યું છે કે તને કોઈ પૂછે તો કહેજે કે, મારો ધણી કેદમાં જીવતો છે. તેથી તે તેમ બોલશે."

ગંગારામઃ–"તું મહામૂર્ખ લાગે છે. તને મારા કહેવા ઉપર વિશ્વાસ જ આવતો નથી."

ધનશ્યામઃ–"ભાઈ, તારી એક પણ વાત હું ખરી માનતો નથી. તું મેમ સાહેબના ઘરનું બજાર લેવા માટે જાય છે તેમાંથી પણ રોજ ૭ આઠ આના તફડમ કરે છે, તે હું જાણું છું. તારો ચોરનો વિશ્વાસ કોણ કરે!"

ગંગારામઃ–"ત્યારે તું વળી ક્યાં સાહૂકાર છે. રોજ રોજ કાંઇ ને કાંઇ ખોટાં સાચાં કરીને મેમસાહેબની આંખો આંજે છે, તે ક્યાં મારાથી અજાણ્યું છે?"

આ પ્રમાણે બન્ને નોકરોની વચ્ચે વાદવિવાદ ચાલતો હતો એટલામાં બે ત્રણ વાગ્યાને સુમારે કિરનાંડર સાહેબ ઘેર આવ્યો. તેને જોઇને સાવિત્રીએ જાણ્યું કે–આ કયારાપીટ સાહેબ તો નહિ પણ કોઈ બીજા જ છે, તેથી તે તો ઘણી ભયભીત થઈ ગઈ. પણ કિરનાંડર ઘણો જ માયાળુ હતો, અને નિરાધાર લોકોના તરફ વિશેષ દયા ભાવ દેખાડતો હતો. તેણે સાવિત્રીના મ્હોડાથી સર્વ હકિકત

સાંભળીને તેને કહ્યું, "ઠીક છે. તમારા જે સગા કેદમાં પડ્યા છે તેને છૂટા કરવા માટે કોઈ પણ જાતનો ઉપાય છે કે નહિ તેની હું હમણાં જ તપાસ કરું છું."

આમ કહીને પાદરી સાહેબ પોતાનું કામ આટોપી લઈને તુરત ગવર્નરના બંગલા તરફ ચાલ્યો. પરંતુ મનમાં કાંઈક વિચાર આવવાથી તેણે એવો ઠરાવ કર્યો કે કલકત્તાની ઇસ્ટ ઈંડિયા કંપનીએ ધર્મોપદેશકની જગ્યા ઉપર નીમેલા રેવરંડ ટીટમાર્શને સાથે લઈને ગવર્નરને બંગલે જવું વધારે ઠીક થઈ પડશે, તેથી ગવર્નરને બંગલે પરભાર્યો ન જતાં રેવરંડ ટીટમાર્શને બંગલે ગયો.

આ વખતે રેવરંડ ટીટમાર્શ પણ પોતાના બેઠકખાનામાં બેઠો બેઠો ચીરૂટ પીતો હતો. કિરનાંડર ટીટમાર્શને શેકહેન્ડ કરીને તેની સામે એક ખુરશી ઉપર બેઠો અને કહ્યું કે, "બે વણકર અને એક મીઠાનો વેપારી હમણાં અહીંના કેદખાનામાં પડ્યા છે. સાંભળવા પ્રમાણે એઓના ઉપર બહુ જ જૂલમ ગુજારવામાં આવ્યો છે, માટે તમે ચાલો તો આપણે બન્ને ગવર્નરની પાસે જઈએ, અને તેને સર્વ હકિકત કહી તેઓને છોડી મુકવા માટે વિનંતી કરીએ."

રેવરંડ ટીટમાર્શ કિરનાંડરની વાત સાંભળીને બોલ્યો, "મિસ્તર, તમે બંગાળીઓનું કહેવું સાંભળીને કોઈ પણ દહાડો ગવર્નર સાહેબને મહેનતમાં ઉતારશો મા. બંગાળીઓ બહુ જ નીચ, લુચ્ચા, અસત્યવાદી અને કૃતઘ્ની હોય છે. લોર્ડ કલાઇવે માત્ર બંગાળીઓની ખાતરજ મીઠાના વેપારમાં હમણાં આ નિયમ ઘડી કહાડયો છે, છતાં પણ તેઓ હજી ધૂર્તતા કરતાં અટકતા નથી. એ નીચ પાપીઓને કેદખાનામાંથી છૂટા કરવા એ ન્યાયથી ઉલટું છે. એ લોકોને જે દંડ કરવામાં આવે છે તે દંડના રૂપિયા મીઠાના વેપારના ખજાનામાં જમા કરવામાં આવે છે જો તે દંડ કરેલા રૂપિયા વસુલ કરવામાં આવે નહિ તો ઇસ્ટ ઇંડીયા કંપની અને તેના સઘળા કામદારોને મોટું નુકસાન પોહોંચે. માટે બીજી બાબતમાં દશ બાર ભલામણ કરજો પરંતુ મીઠાના વેપાર સંબંધે કોઈને કંઈ પણ દંડ થયો હોય, તે માફ કરાવવા માટે તો તમારે ગવર્નર સાહેબને બીલકુલ અરજ કરવી જ નહીં."

આગળ જણાવી ગયા છીએ કે મીઠાના વેપારમાં જે નફો થતો હતો, તેમાંથી રેવરંડ ટીટમાર્શને પણ સારો હિસ્સો મળતો હતો. જો દંડના રૂપિઆ છોડી દેવામાં આવે તો તેને પણ મોટું નુકસાન થાય. કોઈ પણ માણસને સો રૂપિયાનો દંડ થતો તેમાંથી બે ચાર આનાનો હિસ્સો રેવરંડ ટીટમાર્શને અવશ્ય મળતો જ. આમ હોવાથી ટીટમાર્શ કોઈનો પણ દંડ માફ કરાવવા માટે કેમ ભલામણ કરી શકે?

તે પછી કિરનાંડરે સાવિત્રીના ધણી નવીનપાલ અને તેના ભાઈ કાલાચાંદના સંબંધમાં વાત કરવા માંડી. ટીટમાર્શને રેશમના વેપારમાંથી કાંઈ પણ કમિશન

મળતું ન હોતું, તેથી તેણે નવીનપાલ કે કાલાચંદને કાંઈ પણ ગાળ દીધી નહિ. પણ તેઓના તરફ તિરસ્કાર બતાવીને કહ્યું, "કિરનાંડર! મને તો લાગે છે કે તમારા જેવા મહાન્ પુરુષે એવી એવી ક્ષુદ્ર બાબતોમાં હાથ નાંખવો એ વાજબી નથી. તે લોકો પોતેજ દંડના રૂપિયા ભરશે એટલે પોતાની મેળે છૂટી જશે. તેમાં વળી ભલામણ શાની?"

કિરનાંડરે કહ્યું, "વણકર લોકોના ઉપર જે ભયંકર જૂલમ ગુજર્યો છે તે શું આપ કબુલ કરતા નથી? તેના સંબંધીઓ એક રૂપિયો પણ આપી શકે તેવા નથી."

ટીટમાર્શઃ–"આ દેશના લોકો ઘણા જ જુઠા હોય છે. તેઓ પોતાના લુગડામાં રૂપિઆ છુપાવી રાખે છે. જેઓ પોતાના સગાને છોડાવવા માટે અહીં આવ્યા છે, તેઓની પાસે રૂપિઆ હોવાજ જોઇએ."

કિરનાંડરઃ–"તમે તેને કયાં કારણો ઉપરથી જુઠા કહો છો? તેઓ તો આગળથી જ એડવાન્સ રૂપિઆ લેવાની ના પાડે છે. પરંતુ આપણા લોકો પરાણે તેઓને એડવાન્સ રૂપિઆ આપે છે, અને જેઓ લેતા નથી તેઓને પરાણે લેવાની ફરજ પાડે છે."

ટીટમાર્શઃ–"મૂર્ખ લોકોપર ઉપકાર કરવો હોય અને તેઓને સન્માર્ગે ઉપર લાવવા હોય ત્યારે તેઓની પાસે તેમ કરાવવાની ફરજ પણ પાડવામાં આવે છે. દેશી લોકો ખ્રીસ્તી ધર્મ સ્વીકારવાની ઇચ્છા કરતા નથી, તો પણ તમે જેમ કુશળતાથી તેઓને પવિત્ર ખ્રીસ્તી ધર્મમાં લાવવા માટે અનેક ઉપાયો યોજો છો, તેમ અમે પણ તેઓનું હિત કરવા માટે તેઓને એડવાન્સ રૂપિઆ લેવાની ફરજ પાડીએ છીએ."

કિરનાંડરઃ–"તમે તો વિલક્ષણ યુક્તિ વાપરીને રેશમના કારખાનાનું દૌરાભ્ય ઉરાડી દેવા પ્રયત્ન કરો છો. ખ્રીસ્તી ધર્મના ઉપદેશ આપવો અને એડવાન્સ રૂપિઆ આપવા, એ બન્ને બાબતોને તમે સરખી ગણતા હશો, કેમ?"

ટીટમાર્શઃ–"તેમાં વળી શો શક? તમે અધ્યાત્મ માટે ધર્મનું શિક્ષણ આપો છો, અને અમે વણકરોની ઉન્નતિ માટે તેઓને એડવાન્સ રૂપિઆ આપીએ છીએ."

કિરનાંડરઃ–"પણ તેઓ તેમ કરવાથી પાયમાલ થઇ જાય છે તેનું કેમ!"

ટીટમાર્શઃ–"જુઠા લોકોને કોઈ પણ દહાડો વિજય થતો જ નથી. તેઓ કરાવ મુજબ વર્તે તો તેઓને કોઇપણ જાતનો ભય નથી."

કિરનાંડરઃ–"પરંતુ ઇંગ્રેજો તેઓને તેની મહેનતના પ્રમાણમાં કિંમત આપતા નથી તેનું કેમ?"

ટીટમાર્શઃ–"આ દુનિઆમાં સૌ પોત પોતાના ભલા તરફ નજર રાખે છે, ઇંગ્રેજો પોતાનો લાભ છોડી દે કે?"

કિરનાંડરઃ–"એક નજીવા લાભને માટે આટલો બધો જૂલમ! ત્યારે તેઓ ચોર લોકોની નિંદા શા માટે કરે છે?"

ટીટમાર્શઃ–"જો કંઇ પણ લાભ ન હોય તો પછી આવા ગરમ દેશમાં અંગ્રેજ વેપારીઓ શા માટે આવે?"

કિરનાંડરઃ–"ત્યારે શું દેશી લોકોના ઉપર જૂલમ ગુજારીને લાભ મેળવવો? આમ કરવું એ ધર્મ છે? અને આ વાત બાઇબલમાં કહી છે?"

ટીટમાર્શઃ–"બાઇબલમાં તો લખ્યું છે કે, **તમે જેવું તમારૂં પોતાનું ભલું ચાહો તેવું જ તમારા પડોસીઓનું ભલું ઇચ્છો."** પરંતુ શું તે પ્રમાણે સઘળા ચાલી શકે ખરા કે? આવા ગરમ દેશમાં પવિત્ર બુદ્ધિ રહેવી એ કામ ઘણું જ કઠણ છે."

કિરનાંડરઃ–"તમે ધર્મોપદેશક થઇને આવી વાત કરો એ બહુ જ ખેદ ઉપજાવનારૂં ગણાય."

ટીટમાર્શઃ–"ઘણા લૉર્ડ બીશપોનો પણ એવો જ વિચાર છે."

કિરનાંડરઃ–"ત્યારે આ ખ્રીસ્તી ધર્મ તો ધનસંગ્રહ કરવાનું એક સાધન બને છે."

ટીટમાર્શઃ–"ધર્મ અને અર્થ બન્નેની જરૂર છે. એકલો ધર્મ નિરૂપયોગી મણાય છે."

કિરનાંડરઃ–"પરંતુ આમાં તો મને ધર્મનો લેશ પણ જોવામાં આવતો નથી. કેવળ ધન કેવી રીતે મેળવવું તેનો જ વિચાર કરવામાં આવે છે."

આ પ્રમાણે પરસ્પર વાતચીત ચાલતી હતી એટલામાં ટીટમાર્શના ભોજન ઘરમાં ટકોરીનો અવાજ થયો એટલે બન્ને શેકહેંડ કરીને છૂટા પડ્યા. કિરનાંડર ઘેર આવ્યો અને સાવિત્રીને કહ્યું કે, તારા જે સગા કેદમાં પડ્યા છે તેઓ દંડ આપ્યા વિના છૂટી શકશે નહિ. સાવિત્રી સાહેબની વાત સાંભળીને એકદમ ઉદાસીન થઇ ગઇ. આ વખતે રાત્રિ હોવાથી તે ત્રણે જણી નિરૂપાયે ત્યાં જ આયાની સાથે એક ઓરડામાં સુઇ રહી. અને બીજે દહાડે પ્રભાતમાં ક્યારાપીટ આરાટુનને ઘેર જવા માટે તૈયાર થઇ, કારણ કે હવે તેનો આધાર લીધા વિના છૂટકો નહતો. કેપટને અને ટોમ્સે સાવિત્રીને જવાની તૈયારી કરતી જોઇને કહ્યું, "કલકત્તા શહેર સારૂં નથી. કોઇક ઠેકાણે ભરાઇ જઇને દુઃખી થશો, અહીં ખુશીથી રહો અને સાહેબની પાસેથી ખ્રીસ્તી ધર્મ સ્વીકારીને પ્રભુનું ભજન કરો. બીજી તરફથી મેમ સાહેબ પણ સાવિત્રીને અને તેની સાથેની કન્યાઓને ખ્રીસ્તી ધર્મ સ્વીકારવા માટે બહુ બહુ આગ્રહ કરવા માંડી, પરંતુ સાવિત્રી એકની બે થઇ નહિ. હિંદુરમણીના પવિત્રહૃદય ઉપર ખ્રીસ્તી ધર્મ પોતાની સત્તા બેસાડી શક્યો નહિ. સાવિ-

ત્રીએ ધાંટો પાડીને કહ્યું કે "અમને ગમે તેટલું દુઃખ પડશે તે અમે સહન કરશું, પરંતુ અમારા સંબંધીઓને કેદખાનામાંથી છોડાવશું. અમારા ધર્મમાં તો પતિને સ્વર્ગે આપનારો કહેલો છે જેની શોધમાં હું આટલે સુધી રખડતી રઝળતી આવી છું, અને હજી પણ તેને માટે અનંત કષ્ટો સહન કરીશ."

આ પ્રમાણે મેમ સાહેબ અને સાવિત્રીનો સંવાદ ચાલતો હતો, એટલામાં કિરનાંડર પણ સ્કુલમાથી ભણાવીને આવી પહોંચ્યો, અને તેણે સાવિત્રીને જતી જોઇને કોમળ શબ્દોમાં ઉપદેશ આપતાં કહ્યુ, "બેન; તું અહીં રહીને ભગવાન ખ્રિસ્તનું ભજન કર, જેથી તારૂં કલ્યાણ થશે અને પાપ દૂર થશે. ભગવાન ઇસુએ સર્વનો ઉદ્ધાર કરવા માટે પોતાનો પ્રાણ આપ્યો છે." વગેરે વગેરે વાતો કહીને ઉપદેશ આપવા માંડ્યો પરંતુ સાવિત્રીએ તેના તરફ જરા પણ લક્ષ્ય આપ્યું નહીં. કિરનાડરે જાણ્યું કે આ બાઈ કાંઇ સમજે તેવી લાગતી નથી, પરંતુ તેની પાસે કંઇ પણ પૈસા નહિ હોય માટે તેને થોડા પૈસા આપું. આવો વિચાર કરીને સાવિત્રીને પુછ્યું, 'બાઇ, તું શું ખાઇશ?' સાવિત્રીએ ઉત્તર આપ્યો, "પરમેશ્વરને સર્વની ચિંતા છે.' કોઇને કોઇ મેળવી આપશે." આવો ઉપેક્ષા ભરેલો ઉત્તર આપ્યો પણ તેણે સાહેબની પાસે એક પણ પૈસાની યાચના કરી નહિ તેથી સાહેબને તેના ઉપર દયા ન આવતાં તેથી ઉલટી અસર થઇ, અને તેને ટીટમાર્શના બોલો આ વખતે યાદ આવ્યા. ટીટમાર્શે કિરનાંડરને કહ્યુ હતું કે વણકર લોકો જુઠા હોય છે. અને તેઓ પોતાના કપડામાં પૈસા છૂપાવી રાખે છે. આ શબ્દો યાદ આવતાં પાદરી સાહેબે સાવિત્રીને પાંચ રૂપિઆ ખેરાત તરીકે આપવા ધાર્યા હતા, તે ધારણા મુલતવી રાખી.

સાવિત્રી ભયભીત થઇને પોતાના મનમાં અને મનમાં બોલવા લાગી, 'આ તો વિલાયતી વૈષ્ણવનો અખાડો જણાય છે. અહીં હું ક્યાંથી આવી ચડી? ઈશ્વરે વેરાગીના અખાડામાંથી મને માંડમાંડ મુક્ત કરી, ત્યાં વળી આ વિલાયતી વૈષ્ણવના અખાડામાં આવી ભરાઇ એ પણ મારાં નસીબ જ તો! વેરાગી સાધુએ મને માથું મુડાવીને ભેખ ધારણ કરવાનો આગ્રહ કરતા હતા, ત્યારે આ વળી ખ્રીસ્તી ધર્મ અંગીકાર કરવાનો આગ્રહ કરે છે. એ દયાળુ ઈશ્વર! આ પાપમાંથી મારો છૂટકો કરો!' આમ બોલીને બન્ને કન્યાઓની સાથે સાવિત્રી ધ્રુજતે પગે તે કંપાઉંડમાંથી બહાર નીકળીને પરબારી દક્ષિણ દિશા તરફ ચાલવા લાગી. આ વખતે બપોર નમવા આવ્યા હતા. રસ્તે ચાલતાં ચાલતાં જે કોઇ મળતું તેને સાવિત્રી પુછતી કે ક્યારાપીટનું ઘર ક્યાં છે? પરંતુ કોઇ જવાબ આપતું નહિ. પોલીસ ચોકીની પશ્ચિમ દિશા તરફ એક નાના ઘરમાં ક્યારાપીટ તે વખતે રહેતો હતો, પરંતુ સાવિત્રી તેનું

ઘર શોધતી શોધતી લાલદીઘીની પાસે થઇને દક્ષિણ દિશા તરફ આવેલાં ખિદિરપુર તરફ ચાલી ગઇ. આ ત્રણે નિરાધાર કન્યાઓ પાસે એક પણ પૈસો ન હતો. માત્ર શરીર ઉપર પહેરેલાં ફાટાં તુટાં વસ્ત્રો જ હતાં. તે ત્રણે કન્યાઓ સરમેનના પૂલને ઓળંગીને દક્ષિણ દિશા તરફ ચાલવા માંડી અને આગળ જતાં દિશા પણ ભૂલી જઇને સીધે રસ્તે ચાલવા માંડી. આમ ચાલતાં ચાલતાં છેક સાયંકાળે અલીપુર પાસે આવી પહોંચી. આ વખતે આકાશ વાદળાંથી છવાઇ ગયું. મોટી મોટી ગર્જ-નાઓ થવા લાગી અને મુશળધાર વરસાદ વરસવા માંડ્યો. અંધારાને લીધે કોઇ પણ વસ્તુ દેખાતી ન હતી, તેમ ગર્જનાને આડે કાંઇ સંભળાતું પણ ન હતું. અંધારામાં એક બીજાં છૂટાં પડી જઇશું એવા ભયથી સાવિત્રી બન્ને હાથવતી બન્ને બાલાના હાથ પકડીને ચાલતી હતી. પુષ્કળ વરસાદ પડવા માંડ્યો એટલે સાવિત્રી સડકની એક બાજુ ઉપર ઉભી રહી, થોડી વાર પછી વરસાદ શાંત પડ્યો એટલે તે વિજળીના અજવાળાથી સામે દેખાતા એક ઝાડની નીચે બન્ને કન્યાઓની સાથે જઇને બેઠી. આ બનાવને પાંચ સાત વર્ષ વીતી ગયા પછી આજ ઝાડની નીચે ફીલીપ ફ્રાન્સીસે પોતાનો મોભો જાળવવા માટે હેસ્ટીંગની સાથે યુદ્ધ કર્યું હતું.



## પ્રકરણ ૧૭ મું
## સ્વપ્નામાં ભગવાનનાં દર્શન

આખી રાત મુસળધાર વર્ષાદ વર્ષ્યા કર્યો. ત્રણે નિરાધાર કન્યાઓ ઝાડની નીચે કાદવવાળી જગ્યા ઉપર ભીંજાતી બેસી રહી. અહલ્યા સાત વર્ષની હતી, તે થાકીને લોથ થઇ ગઇ હતી તેથી તેને નિદ્રા આવવા લાગી, એટલે પરદુઃખે દુઃખી થનારી સાવિત્રીએ તેને પોતાના ખોળામાં સૂવાડી અને પોતે આખી રાત ભગવાનનું નામ લેતી તથા વચ્ચે વચ્ચે ગળગળે સ્વરે, 'હે દયાળુ પરમેશ્વર ! મારો આ દુઃખમાંથી ઉદ્ધાર કરો. મારું મૃત્યુ થાય તેથી હું ડરતી નથી, પરંતુ મેં આટલો પરિશ્રમ કર્યો છે માટે એકવાર મને મારા ભાઇ અને પતિના મુખની ઝાંખી થાય તો મારું મોત સુધર્યું ગણાય. ઓ દયાળુ ઈશ્વર ! મારી મનઃકામના પૂરી કરો.' એમ બોલતી વર્ષાદમાં ભીંજાતી બેસી રહી.

ભગવાનના નામનું સ્મરણ કરતાં કરતાં છેક મોડી રાત્રે સાવિત્રીનાં બન્ને નેત્રો મીંચાઈ ગયાં. આ વખતે રાત્રિ ઘણી જ થોડી રહી હતી, તો પણ તે અહલ્યાને પોતાની છાતી ઉપર લઇને ગારાવાળી ધરતી ઉપર જડશી થઇને ઢળી પડી. જગદંબા પણ તેની પડખે મૌન થઇને પડી રહી. નિદ્રાથી ભાનવિનાની થયેલી સાવિત્રીને સ્વપ્નામાં સાક્ષાત્ ભગવાનનાં દર્શન થયાં અને ભગવાને તેને કહ્યું, 'બેટા સાવિત્રી !

તારે જે ઇચ્છા હોય તે વર માગી લે. હું તારા ઉપર પ્રસન્ન થયો છું.' સાવિત્રી તે જ વખતે સ્વપ્નાવસ્થામાં બોલી ઉઠી, 'મહારાજ! મારા ભાઇનો અને પતિનો કેદખાનામાંથી ઉદ્ધાર કરો. તેઓ બહુ જ દુઃખી થાય છે: અને મારી સાથે બે નિરાધાર કન્યાઓ છે તેઓના પિતાનો પણ કેદખાનામાંથી ઉદ્ધાર કરો.' સાવિત્રીને નિદ્રામાં વાત કરતી જોઇ, અહલ્યા તથા જગદંબા જાગી ઉઠ્યાં અને તેઓએ પૂછ્યું "સાવિત્રી બેહેન ! તમે કોની સાથે વાત કરો છો?"

સાવિત્રી જાણતી હતી કે, સ્વપ્નાની વાત રાત્રે કોઇને પણ કહેવી નહીં, કારણ કે રાત્રે સ્વપ્નાની વાત કહેવાથી તે નિષ્ફળ થાય છે, તેથી તેણે બન્ને બહેનોને કાંઇ પણ જવાબ આપ્યો નહીં. જોત જોતામાં તો તે બેદમય રાત્રિ પૂરી થવા આવી, આકાશનાં નક્ષત્રો ઝાંખાં પડવા લાગ્યાં, આકાશમાં સૂર્યનો ઉદય થતાં જ અંધારું વિખેરાઇને ચોતરફ પ્રકાશ થઇ ગયો. અને ઝાડની પાસેના રસ્તા ઉપરથી સેંકડો સ્ત્રી પુરુષો ગંગા નદી ઉપર પ્રાતઃસ્નાન કરવા માટે જવા લાગ્યાં.

સાવિત્રી, જગદંબા અને અહલ્યા ત્રણે બેહેનો, કાદવવાળાં ભીનાં લુગડાં પહેરીને ઝાડની નીચે બેઠી હતી અને તેઓની પાસે પહેરેલાં વસ્ત્રો સિવાય બીજાં વસ્ત્રો ન હતાં. સાવિત્રીએ જગદંબાને કહ્યું, 'બેહેન ! આ અહલ્યાની ઓઢણી આપણે વારાફરતી પહેરીને આપણાં વસ્ત્ર ધોઇને નાહી લઇએ. અને પછી અહલ્યાને નવરાવીએ. ગંગાજી મનુષ્યોનાં પાપ હરે છે માટે તેમાં નાવાથી આપણાં પાપો પણ દૂર થશે.' જગદંબાને તે વાત રૂચિ અને તે અહલ્યાની ઓઢણી લઇને સાવિત્રી તથા અહલ્યા સાથે ગંગા નદીના તીર ઉપર ગઈ. ત્યાં પ્રથમ સાવિત્રીએ અહલ્યાની ઓઢણી પહેરીને પોતાનો કાદવવાળો સાલ્લો ધોયો ને પાછો તે પહેર્યો. તે પછી જગદંબાએ પણ તે ઓઢણી પહેરીને પોતાનું વસ્ત્ર ધોઇને નીચોવ્યું અને નાહીને તે પાછું પહેર્યું. તે પછી અહલ્યાએ નાહીને પોતાની ઓઢણી પહેરી લીધી. આમ ગંગામાં નાહીને તે ત્રણે નિરાધાર બાળાઓ પોતાના ભીનાં લૂગડાં સૂકવવા માટે મેદાનમાં સૂર્યના તડાકામાં જઇને ઉભી રહી અને પોતાનાં ભીનાં વસ્ત્રો સૂકવવા લાગી.

આ વખતે ગંગાના ઘાટ ઉપર એક ઘરડો બ્રાહ્મણ પ્રાતઃકર્મ કરતો હતો, તેની તે ત્રણે નિરાધાર કન્યાઓ ઉપર દૃષ્ટિ પડી. તેણે આ ત્રણે કન્યાઓને વારાફરતી નાહતી અને ભીના લૂગડાં બદલાવતી જોઇ. પ્રભાતનું કૃત્ય પૂરૂં થઇ રહ્યા પછી તે વૃદ્ધ બ્રાહ્મણ, જે ઠેકાણે આ ત્રણ કન્યાઓ વસ્ત્ર સુકવતી ઉભી હતી, તે ઠેકાણે આવ્યો અને સ્નેહભરી આંખે તેઓના તરફ જોઇને થોડીવાર પછી કરૂણસ્વરે બોલ્યો, 'બેહેનો ! તમે ક્યાંથી આવો છો ? તમારી ચાલચાલ ઉપરથી જણાય છે કે તમે દુઃખની મારી પરદેશમાં નીકળી છો. તમે ક્યાં જાઓ છો તે કહેશો?"

સાવિત્રી, અજાણ્યા પુરુષની સાથે વાત કરતી ન હતી, પરંતુ તે બ્રાહ્મણનું સ્નેહાળ ભાષણ તથા તેની શાંતમૂર્તિ જોઇને, તેના હૃદયની સર્વ શંકાઓ દૂર થઈ ગઇ.

સાવિત્રી બોલીઃ–"અમે સૈદાબાદના રહેવાશી કયારાપીટ સાહેબને ઘેર જઇશું".

વૃદ્ધ બ્રાહ્મણે પૂછ્યુંઃ–"તમે હિંદુની કન્યાઓ થઇને કયારાપીટ સાહેબને ઘેર શા માટે જાઓ છો?"

સાવિત્રીઃ–"મહારાજ અમારા ઉપર આફત આવી પડી છે."

વૃદ્ધ બ્રાહ્મણઃ–"તમારા ઉપર શી આફત આવી છે તે કહેશો? તમારે ડરવું નહી. મારાથી જો તમારી કાંઈ પણ સહાયતા થઈ સકશે તો હું ખુશીથી કરીશ."

સાવિત્રીને તે બ્રાહ્મણ ઉર ભક્તિ થઇ આવી અને તેણે પોતાના અને અહલ્યા તથા જગદંબાના દુઃખની સર્વ હકીકત વિસ્તારથી, તે વૃદ્ધ બ્રાહ્મણની આગળ કહી બતાવી. વાત કરતાં જ્યારે વચ્ચે સભારામનું નામ આવ્યું ત્યારે વૃદ્ધ બ્રાહ્મણે આશ્ચર્ય પામીને પુછ્યું, 'તું શું સભારામની દીકરી છે?' આમ બોલતાં તે વૃદ્ધ બ્રાહ્મણની આંખમાંથી આસુની ધારા વહેવા લાગી, છતાં પણ તે બ્રાહ્મણે સાવિત્રી પાસેથી સર્વ વાત સાંભળી. સર્વ વાત સાંભળ્યા પછી તે કાષ્ટના પૂતળાંની પેઠે જડ થઈ ગયો અને તે ત્રણે કન્યાના મુખ તરફ સ્થિરદૃષ્ટિથી જોવા લાગ્યો. બીજી તરફ સાવિત્રીને સ્વપ્નની વાત યાદ આવી. તે ઘરડા બ્રાહ્મણને દુઃખી થયેલો જોઇને પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, મનુષ્યમાં આવી દયા હોય નહીં. મેં ઘણાં માણસોની આગળ મારા દુઃખની વાત કરી હતી, પરંતુ કોઈ પણ મારા દુઃખની વાત સાંભળીને આટલું દુઃખી થયું નહતું. માટે વૃદ્ધ બ્રાહ્મણને વેશે ભગવાન જ મારી સંભાળ લેવા માટે આવ્યા હશે.

સાવિત્રીએ પેહેલાં અનેક પુરાણની આખ્યાયિકાઓ સાંભળી હતી; અને તેમાં ભગવાને વૃદ્ધ બ્રાહ્મણને વેશે દુઃખીયાંને દર્શન દીધાની વાતો પણ સાંભળી હતીઃ તેથી સાવિત્રીએ પોતાના મનમાં નિશ્ચય કર્યો કે આ ઘરડા બ્રાહ્મણના વેશમાં બીજા કોઇ જ નહી, પણ શ્રીહરિ જ છે; અને ગંગામાં નાવાથી હું શુદ્ધ થઇ તેથી મારૂં દુઃખ દૂર કરવા માટે તે અહીં પધાર્યા છે. આવી પોતાના મનમાં ખાત્રી કરીને સાવિત્રી પોતાની સાડીનો પાલવ તે બ્રાહ્મણના ચરણમાં પાથરીને જમીન ઉપર લોટી પડી. અને તેમની પ્રાર્થના કરતી બોલી; "કાલે સ્વપ્નમાં મેં જે દીઠું હતું તે આજે ખરૂં પડયું. આપ શું ભયભંજન શ્રીહરિ છો? અને આ દુઃખણીનાં દુઃખ દૂર કરવા પધાર્યા છો.? આપજ ભયભંજન શ્રીહરિ છો. હવે હું આપના ચરણને છોડીશ નહી. આપ જો મારા ભાઇનો અને પતિનો કેદમાંથી ઉદ્ધાર કરશો નહીં તો હું આપના ચરણમાં પ્રાણત્યાગ કરીશ."

સાવિત્રી તથા બીજી બન્ને કન્યાઓને રડતી જોઇને, વૃદ્ધ બ્રાહ્મણ પણ પોતાનું રડવું બંધ કરી શકયો નહીં. તે પણ ત્રણે કન્યાઓની સાથે ઉંચે સ્વરે રડવા લાગ્યો. તેને રડતાં જોઇને સાવિત્રીને વધારે ખાત્રી થઈ કે આજ 'વિપદ્‌ભંજન શ્રીહરિ છે અને ઘરડા બ્રાહ્મણને વેશે મારો ઉદ્ધાર કરવા અહીં આવ્યા છે, તે જો દેવતા ન હોય તો શું મનુષ્યના હૃદયમાં આટલી દયા હોઈ શકે ?

થોડીવાર પછી ઘરડા બ્રાહ્મણે પોતાનો શોક દબાવીને કહ્યું, 'બેટા ! તમે ત્રણે એકલાં નિરાધાર અહીં ઉભાં છો માટે મારે ઘેર ચાલો. તમારા સંબંધીઓ કેદમાંથી જેવી રીતે છુટશે તેવી રીતનો હું બનતો પ્રયત્ન કરીશ.'

આ વખતે સાવિત્રી ઘરડા બ્રાહ્મણના પગમાં પોતાની સાડીનો પાલવ પાથ-રીને ભૂમિપર પડી હતી, તેને ઘરડા બ્રાહ્મણે ધીરે ધીરે સમજાવીને ઉઠાડી. પિતાનો હાથ અડતાં જેમ પુત્રીને શાંતિ થાય, તેમ તે વૃદ્ધ બ્રાહ્મણનો હાથ અડતાં સાવિત્રીના ગાત્ર પણ સંતાપમુક્ત થયાં. હૃદયમાં રહેલો પવિત્રભાવ મનુષ્યના શરીરને પણ પવિત્ર કરે છે. અને ધર્મ તથા સચ્ચરિત્ર મનુષ્યનાં રક્ત અને માંસને અવશ્ય રુપાંતરમાં લાવી મૂકે છે.

તે પછી સાવિત્રી હિતાહિતનો વિચાર કર્યા વિના જેમ એક પુત્રી પોતાના પિતાની પાછળ જાય તેમ નિઃશંક મને જગદંબા તથા અહલ્યાની સાથે તે ઘરડા બ્રાહ્મણની પાછળ પાછળ ચાલવા માંડી. થોડીવાર ચાલ્યા પછી તે ઘરડો બ્રાહ્મણ એક ઘરમાં પેસીને, 'મા ! મા !' એમ પોકારવા માંડયો કે તુરત એક સ્ત્રી ઘરમાંથી બહાર આવી, તેની ઉમર પચીસ વર્ષથી જરાક વધારે હતી; પરંતુ દેખાવમાં તે સોળ વર્ષના જેવી લાગતી હતી. તેના રૂપથી ઘર ઝળાંઝળાં થઈ રહ્યું હતું અને તે સ્ત્રીના મુખ ઉપર ધર્મ, દયા, પવિત્રતા વગેરે સ્પષ્ટ રીતે દેખાતાં હતાં. તે જેવી રૂપવતી હતી તેવી જ ગુણવતી પણ હતી.

તે ઘરડો બ્રાહ્મણ દરરોજ ગંગામાં પ્રાતઃસ્નાન કરીને તુરત પોતાને ઘેર આવતો હતો, પણ આજે તેને સાવિત્રીની વિતક વાતો સાંભળવામાં નિત્ય કરતાં વધારે વખત થયો હતો, તેથી પેલી સ્ત્રી તેના આવવાની ઉત્કંઠા સાથે વાટ જોતી ઉભી હતી. તેણે ઘરમાંથી બહાર નીકળીને સંભ્રમથી પૂછ્યું. 'પિતાજી આજે નાહતાં આટલી બધી વાર કેમ લાગી ? મને આપને માટે બહુ જ ચિંતા થતી હતી.'

ઘરડો બ્રાહ્મણ બોલ્યો;–'દીકરી ! આ ત્રણ કન્યાઓને લીધે મને આજે આવતાં વિલંબ થયો છે. આ ત્રણે કન્યાઓ ઉપર મોટી આફત આવી પડી છે. અને તેઓ કાલની ભૂખી છે માટે તેમને પહેલાં જમાડ અને પછી આપણે જમશું.'

સાવિત્રી બોલી;–'મહારાજ આપ બ્રાહ્મણ છો, ને દેવતાસ્વરૂપ છો, માટે આપના પહેલાં અમારે જમવાનો અધિકાર નથી. આપ પહેલાં જમો અમે પછી જમશું.'

બહુ આગ્રહ કર્યા છતાં પણ સાવિત્રી અને જગદંબાએ પ્રથમ જમવાની હા પાડી જ નહીં એટલે અહલ્યાને જમવા બેસાડી દીધી. અહલ્યા ભૂખથી વ્યાકુળ થઈ ગઈ હતી તે ભોજન કરીને જરા સ્વસ્થ થઇ. તે પછી પેલા ઘરડા બ્રાહ્મણની પુત્રી અને સાવિત્રી બન્ને વાતચિત કરવા લાગ્યાં. સાવિત્રી પોતાના દુઃખની સર્વ હકીકત તે બ્રાહ્મણની પુત્રીની આગળ કહેવા લાગી. વાત કરતાં જ્યારે સાવિત્રીએ કહ્યું કે, હું સૈદાબાદના સભારામ વણકરની દીકરી છું એટલે પેલી બ્રાહ્મણકન્યા આશ્ચર્ય પામીને તુરત બોલી ઉઠી; 'તું શું સભારામની દીકરી થાય છે ? તારો બાપ તો પ્રથમ અમારૂં કામકાજ કરતો હતો, પરંતુ પાછળથી એને જ્યારે નવાબ તરફથી જમીન મળી ત્યારે તે ત્યાં જઇને રહ્યો હતો.'

સાવિત્રી બોલી;–"તમે શું અમારા દેશનાં પ્રમદા દેવી છો ? તમારાં દર્શન કરવાથી મારૂં કલ્યાણ થયું. આખો દેશ તમારાં વખાણ કરે છે. તમે તો બુઢ્ઢા નવાબના પંડિતની દીકરી ના ?"

પ્રમાદા દેવી બોલીઃ–'હા. જે તમને અહીં લાવ્યા છે તે મારા પિતા થાય છે, અને તેમનું નામ બાપુદેવ શાસ્ત્રી છે. તેમને મુરશીદાબાદમાં બુઢ્ઢા નવાબના પંડિત તરીકે સૌ ઓળખે છે.'

સાવિત્રી તે વાત સાંભળીને બહુ જ પ્રસન્ન થઈ અને તેની ખાત્રી થઈ કે, આ વૃદ્ધ પંડિત મારા ભાઇને તથા મારા પતિને કેદખાનામાંથી છોડાવશે. તેણે નાનપણથી જ સાંભળ્યું હતું કે નવાબનો વૃદ્ધ પંડિત બહુ જ ધર્મનિષ્ઠ છે અને ગમે તેવું કામ પણ પાર પાડી શકે છે.

પ્રમદા દેવી અને સાવિત્રી બન્ને વાતચિત કરતાં હતાં એટલામાં બાપુદેવ શાસ્ત્રી ત્યાં આવ્યા અને બોલ્યા, 'દીકરા ! તેના દુઃખની વાત વધારે સાંભળવાથી તને દુઃખ થશે, માટે હવે તે વાત સાંભળવી બંધ રાખ અને તે બન્નેને ભોજન કરાવ. તેના દુઃખની વાત હું જ તને કહીશ.'

પ્રમદાનું હૃદય સુકુમાર હતું અને પારકાનું દુઃખ સાંભળીને મૂર્ચ્છાવશ થતી હતી, તેથી તેના પિતા હમેશાંને માટે મુરશીદાબાદને તજીને કલકત્તામાં કાળીઘાટ ઉપર આવીને રહ્યા હતા.



## પ્રકરણ ૧૮ મું

### બાપુદેવ શાસ્ત્રી

મહારાજ માનસિંહ જ્યારે પ્રથમ બંગાલ દેશમાં આવ્યો હતો ત્યારે તે પોતાના ગુરુ બાપુદેવ શાસ્ત્રીને પોતાની સાથે લાવ્યો હતો. બાપુદેવ શાસ્ત્રી બહુ જ ઉદાર

દીક્ષના હતા. માનસિંહને નિશ્ચય હતો કે યુદ્ધમાં ચઢતી વખતે બાપુદેવના ચરણમાં પ્રણામ કરવા અને પછી સંગ્રામમાં ચઢવું, જેથી અવશ્ય વિજય થાય. માનસિંહ કોઈ પણ સંગ્રામમાં ચઢતો ત્યારે ગુરુ મહારાજ તેને શુભ મૂહુર્ત જોઈ આપતા તે જ દિવસે તે યુદ્ધ કરવા ચઢતો હતો. માનસિંહ માનતો હતો કે પાંડવકુળના તિલક, ભારતનું વીરગૌરવ મહાવીર અર્જુન યુદ્ધમાં ચઢતી વખતે પોતાના બાણવડે પોતાના ગુરુના ચરણની વંદના કરતો તેથી તે વિશ્વવિજયી થયો હતો. વળી તેને વિશ્વાસ હતો કે યુદ્ધમાં ચઢતી વખતે ગુરુના ચરણમાં પ્રણામ કર્યો હોય તો જ યુદ્ધમાં અવશ્ય ફતેહ મળે. આવા સંસ્કારથી માનસિંહ હમેશાં પોતાના ગુરુ બાપુદેવ શાસ્ત્રીને પોતાની સ્વારીમાં સાથે જ રાખતો હતો.

બાપુદેવ શાસ્ત્રીની જન્મભૂમિ પંજાબ દેશ હતો. તેને ચાર પુત્રો હતા, તેમાં સૌથી નાના પુત્ર કૃષ્ણદેવ શાસ્ત્રી પિતાની સાથે બંગદેશમાં આવ્યા હતા. જ્યારે માનસિંહ બંગદેશમાંથી પોતાના દેશમાં ગયો ત્યારે બાપુદેવ શાસ્ત્રી પણ તેની સાથે જ ગયા, પણ તેના નાના પુત્ર કૃષ્ણદેવ શાસ્ત્રી બંગદેશમાં જ રહ્યા અને ઢાકા પ્રદેશમાં આવેલા વિક્રમપુરમાં એક કુલીન બ્રાહ્મણની પુત્રી સાથે લગ્ન કરીને વિક્રમપુરમાં નિવાસ કર્યો. તેના પુત્ર રામદેવ શાસ્ત્રી પણ ત્યાં જ રહીને પોતાનો નિર્વાહ કરતા હતા. રામદેવ શાસ્ત્રીના મરણ પછી નવાબ મુરશીદ કુલીખાંના અમલમાં બંગાળની રાજધાની ઢાકાથી મુરશીદાબાદમાં સ્થાપવામાં આવી, તે વખતે રામદેવ શાસ્ત્રીના પુત્ર જયદેવ શાસ્ત્રીએ પણ ઢાકા છોડીને મુરશીદાબાદમાં નિવાસ કર્યો. એ જયદેવશાસ્ત્રીની ભલામણથી રાજવલ્લભ, નવાબ સરકારમા કામકાજ કરતો હતો.

જયદેવ શાસ્ત્રીની ઢાકા તથા મુરશીદાબાદ બન્ને ઠેકાણે *બ્રહ્મોત્તર જમીન હતી અને તેની આવક ઓછામાં ઓછી દસ હજાર રૂપીઆ જેટલી થતી હતી.

જયદેવ શાસ્ત્રીને ગૌરીદેવીથી બાપુદેવ શાસ્ત્રી જન્મ્યા હતા. ગૌરીદેવી દયાળુ અને ધર્મપરાયણ હતાં અને રૂપમાં પણ પરમસુંદરી હતાં. તેના શરીરનું કદ નાનું હતું તેથી ચાલીસ વર્ષની ઉમરે પહોચ્યાં છતાં પણ તે પંદર વર્ષની બાળા જેવાં દેખાતાં હતાં. તેને સંસારમાં સર્વ પ્રકારનું સુખ હતું. માત્ર એક સંતાનનું સુખ ન હતું, તેથી રાત દિવસ તેનું મુખ ઉદાસ રહેતું હતું. ગૌરીદેવીને અનુક્રમે નવ છોકરાં થયાં હતાં, તેમાંથી પાંચ તો નાની ઉમરમાં જ મરી ગયાં હતાં. માત્ર ત્રણ કન્યા અને એક બાપુદેવ શાસ્ત્રી એટલાં જ જીવતાં રહ્યાં હતાં. બાપુદેવના જન્મ અગાઉ પાંચ છોકરાં મરી જવાથી તેની માતાનું મન પુત્રને માટે ઘણું જ ઓછું રહેતું હતું અને બાપુદેવને પોતાના ખોળામાં સુવાડીને મરી ગયેલાં છોકરાંઓ માટે નિત્ય

* રાજ્ય તરફથી ધર્માદા મળેલી જમીન.

બળાપો કર્યા કરતાં હતાં. તે જોઇને બાપુદેવ શાસ્ત્રીને પણ બીજાનાં દુઃખ જોઇને દુઃખી થવાનો અભ્યાસ પડી ગયો હતો. બાપુદેવ શાસ્ત્રી તેની માતાના એકના એક લાડકવાયા પુત્ર હતા અને બહુ જ લાડમાં ઉછર્યા હતા. માતાએ પણ તેની નાની ઉમરમાં જ સગાઇ કરી પરણાવી દીધા હતા અને થોડા વખત પછી તે મરણ પામ્યાં હતાં.

બાપુદેવ શાસ્ત્રીના પિતા જયદેવ શાસ્ત્રી પરમભક્ત અને મોટા વિદ્વાન્ હતા. તેનામાં ધર્મશ્રદ્ધા મોટી હતી. બાપુદેવ બાલ્યાવસ્થામાંથી જ પોતાના પિતાની પાસેથી ધર્મશાસ્ત્રની તથા પુરાણોની અનેક કથાઓ સાંભળતા હતા, તેથી તેના હૃદયમાં પણ ધર્મશ્રદ્ધાએ સંપૂર્ણ વાસ કર્યો હતો. માતાના મરણ પછી ઘણું કરીને ચૌદમે વર્ષે તેના પિતા પણ પરલોકવાસી થયા હતા.

ધર્મનિષ્ઠ પિતાથી અને દયાળુ તથા ધર્મપરાયણ માતાથી ઉત્પન્ન થયેલા બાપુદેવ શાસ્ત્રીની પણ જુવાનીમાંથી જ ધર્મ ઉપર ઘણી શ્રદ્ધા હતી. તેનાં કાર્યો ઉપરથી તેની પ્રબળ ધર્મશ્રદ્ધા અને વૈરાગ્ય સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. તેનું હૃદય પરને દુઃખે દુઃખી થતું હતું, તેણે પરોપકારમાં પણ ઘણુ દ્રવ્ય ખરચ્યું હતું. બીજા જમીનદારો જેમ પોતાની પ્રજાને દુઃખ દે છે, તેમ બાપુદેવ શાસ્ત્રી પોતાના નાના ગામડાની પ્રજાને દુઃખ આપતા ન હતા, પણ તેને પ્રસંગપર સહાયતા આપતા હતા. તેના ગામડાની પ્રજા તેના તરફ અપૂર્વભક્તિ અને શ્રદ્ધા રાખતી હતી. તેમાં વણકરો વસ્ત્રોની અને ખેડુતો અન્નની ભેટ આપતા હતા, અને બીજી પ્રજા પણ પોતાની શક્તિ અનુસાર શાસ્ત્રી મહારાજની સારી સેવા કરતી હતી.

બાપુદેવ શાસ્ત્રી ગામગરાસવાળા હોવાથી પૈસે ટકે સુખી હતા અને રાત દિવસ શાસ્ત્રોનો જ વિચાર કર્યા કરતા. સંતાનમાં તેને માત્ર એક પુત્રી જ હતી, તે વિના બીજું કાંઇ પણ સંતાન ન હતું. તે પુત્રીને નાની ઉમરમાં જ એક કુલીન ઘરના પુત્રની સાથે પરણાવી હતી અને જમાઇને પોતાને ઘેર રાખ્યો હતો. પુત્રીને જોઇને બાપુદેવ શાસ્ત્રી પોતાનું મન વાળતા હતા. પરંતુ તેટલું સુખ પણ બાપુદેવ શાસ્ત્રીના ભાગ્યમાં લખ્યું ન હતું. શાસ્ત્રીના દુર્ભાગ્યને લીધે તેના જમાઇનું ચૌદમે વર્ષે મરણ થયું. એકની એક દીકરીનું વૈધવ્ય દુઃખ દેખીને તેની માનુ હૃદય ચીરાઇ ગયું અને થોડા વખતમાં તે દુઃખમય સંસાર તજીને સ્વર્ગમાં ચાલી ગઇ.

શાસ્ત્રી મહારાજ પોતે પણ જમાઇના મરણથી બહુ જ દુઃખી થઇ પડ્યા, પરંતુ તે મહાજ્ઞાની હતા, તેથી પોતાના હૃદયનો શોકાવેગ સમાવીને રાત્રિદિવસ પોતાના મનનું સમાધાન કરવા લાગ્યા કે પરમેશ્વર દયાળુ છે અને કોઇને પણ દુઃખ આપવું એ તેનો ધર્મ નથી, માટે આવી પડેલી આ વિપત્તિમાં વિધાતાનો

કંઇને કંઇ મંગળમય અભિપ્રાય હોવો જોઇએ. અનેક શાસ્ત્રોનો વિચાર કરીને તે એવા ઠરાવ ઉપર આવ્યા કે આ આપત્તિ નાખીને ઈશ્વરે પોતાના ભક્તને જાગ્રત કર્યો છે. શાસ્ત્રી બાવાએ કંઇ યુક્તિથી આવો સિદ્ધાંત કર્યો હતો અને આ વિપત્તિમાં વિધાતાનો શો છૂપો અભિપ્રાય તેમણે જોયો તે વાત તેમણે કોઇની આગળ પ્રગટ કરી ન હતી, પરંતુ તેમના મનનું સમાધાન થયું હતું તે તેમનાં અવધૂતના જેવાં આચરણો ઉપરથી સ્પષ્ટ સમજવામાં આવતું હતું.

સ્ત્રીનો વિયોગ થયા પછી શાસ્ત્રી મહારાજે ફરીને લગ્ન કર્યાં ન હતાં, પરંતુ માતા તરિકે પોતે જ પોતાની પુત્રીનું પોષણ કરવા લાગ્યા અને તેમને ધર્મશાસ્ત્રનો ઉપદેશ આપવા લાગ્યા.

એક દિવસે સાયંકાળે બાપુદેવ શાસ્ત્રી ગંગાના તીર ઉપર સંધ્યાવંદન કરીને ઉઠ્યા એટલામાં તેમણે સીપાઇના વેશમાં રહેલા એક મુસલમાનને મોટા વિચારમાં પડેલો દીઠો.

શાસ્ત્રી મહારાજ તેની પાસે જઇ હસતે મુખડે તેને પૂછવા લાગ્યા, 'ઓ મુસલમાનતિલક ! હું ક્યારે બંગાળાનો સુબેહદાર થઇશ. તેનો તું વિચાર કરે છે ? તને જો બંગાળાના રાજ્યાસન ઉપર બેસવાની ઇચ્છા હોય તો તું વિશ્વાસઘાતને પડખે પણ જઇશ મા. માણસ વિશ્વાસઘાતના પગથીઆ ઉપર ચડવાની ઇચ્છા રાખે છે તેનો અવશ્ય નીચે જ પાત થાય છે. તારે જો બંગાળાના સિંહાસન ઉપર બેસવાની ઇચ્છા હોય તો વિશ્વાસઘાતનો પ્રયત્ન છોડી દઇ સન્મુખમાં સંગ્રામ કરીને સરફરાજનો પરાજય કરવાનો પ્રયત્ન કર.'

તે સૈનિકપુરુષ બ્રાહ્મણની વાત સાંભળી નિદ્રામાંથી જાગેલાની પેઠે એકદમ ચમકી ઉઠ્યો અને તે વૃદ્ધ બ્રાહ્મણના તરફ એકી નજરે જોઇ રહ્યો.

શાસ્ત્રી મહારાજ બોલ્યા;–"તું જો સત્યના માર્ગને ગ્રહણ કરીશ તો બે વર્ષમાં બંગાળાનો સુબેદાર થઇશ. સરફરાજના રાજ્યનો છેડો હવે આવી રહ્યો છે."

સૈનિક પુરુષ ઘણો જ આશ્ચર્ય પામ્યો અને મનમાં કહેવા લાગ્યો કે આ બ્રાહ્મણ શું કહે છે ! જે વાતની હું મારા મનમાં ગોઠવણ કરતો હતો, તે વાત આ માણસ કેવી રીતે જાણી શક્યો હશે ? આ સાધારણ મનુષ્ય નહોય. આવો વિચાર કર્યો પછી બોલ્યો;–'આપ મારા ઉપર કૃપા કરીને અહીં જરાવાર બેસો. મારે આપને એક વાત પૂછવી છે !'

શાસ્ત્રી મહારાજ;–'ભાઇ વિશેષ પૂછવાનું કાંઇ પ્રયોજન નથી. તું જો અવળો માર્ગ સ્વીકાર ન કરતાં સીધે માર્ગે પ્રયત્ન કરીશ તો બે વર્ષમાં બંગાળાનો સુબેહદાર

થઇશ. સરફરાજનું રાજ્ય બે વર્ષ કરતાં વધારે વખત હવે નભશે નહીં. હવે તું જ સુબેહદાર થઇશ અને તે પછી એક બીજો માણસ પણ સુબેહદાર થવાનો છે. તે થશે.'

સૈનિક પુરુષ;–"મહારાજ આપ મને ઓળખો છો?"

શાસ્ત્રી મહારાજ;–"તને હું સારી રીતે ઓળખું છું, તારૂં નામ તો અલીવર્દીખાન ના? તું હમણાં હું બંગાળાનો સુબેદાર કયારે થઇશ તે સંબંધી અહીં બેઠો બેઠો એકાગ્ર ચિત્તથી વિચાર કરે છે."

સૈનિક પુરુષ;–"મહારાજ તમારે આ વાત કોઇને પણ કહેવી નહીં. ખરેખર હું બેઠો બેઠો તે જ વિચાર કરૂં છું. પરંતુ આપને હું પૂછું છું કે આપ તે વાત કેવી રીતે જાણી શકયા?"

શાસ્ત્રી;–"તારા મનની વાત મેં કેવી રીતે જાણી તે જાણવાથી તને શું ફળ છે? તને કહું છું કે તું જો નીચ માર્ગનો ત્યાગ કરીશ અને સત્યમાર્ગનો સ્વીકાર કરીશ તો તને બે વર્ષમાં ખાત્રીથી બંગાળાના સુબેદારની જગ્યા મળશે."

સૈનિક પુરુષ;–"મહારાજ તમે નીચ માર્ગ કોને કહો છો?"

શાસ્ત્રી;–"તારા મનમાં તું જે ઉપાય લેવાનું ધારે છે તેને. તું સરફરાજને ઝેર દઇને મારી નાંખવાનો હલકો પ્રયત્ન કદી પણ કરીશ મા. એવો ક્ષુદ્ર પ્રયત્ન કરવો તે બાયલાઓનું કામ છે. જો તું લડાઇમાં સામે ચાલીને તેનો પરાજય કરવાને પ્રયત્ન કરીશ તો તેમાં તને ખચીત ફત્તેહ મળશે."

સૈનિક પુરુષ;–"આપે કેવી રીતે જાણ્યું કે મને લડાઇમાં ખાત્રીથી જય મળશે."

શાસ્ત્રી;–"સરફરાજની જીંદગી હવે પૂરી થવા આવી છે."

સૈનિક પુરુષ–"તે વાત આપે કેવી રીતે જાણી?"

શાસ્ત્રી;–"અમારા શાસ્ત્રોમાં કહેલી વાત કોઇ પણ દહાડો ખોટી પડે જ નહીં."

સૈનિક પુરુષ;–"આપનાં શાસ્ત્રોમાં શું લખેલું છે?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં બાપુદેવ શાસ્ત્રી ગંભીર સ્વરે બોલ્યા;–"ઓ મુસલમાન! સાંભળ. નારી જાતિનું પાતિવ્રત્ય અમૂલ્ય પદાર્થ ગણાય છે, તેનું માહાત્મ્ય તારા જેવા મ્લેચ્છ લોકો કદી પણ સમજી શકે નહીં. તમે તમારા પરાક્રમથી અથવા પુણ્યના ફળથી અમારા દેશમાં વિજય કરી શકયા નથી. પરંતુ અમારા આર્ય લોકો પોતાનાં પાપી આચરણોથી અને સ્વાર્થપરાયણતાથી યવનોની આગળ હારી ગયા છે. તને જે કહું છું તે તું મનમાં રાખજે. પતિવ્રતા સ્ત્રીઓ સાક્ષાત્ લક્ષ્મી ગણાય છે, અને ભગવતી જગદંબાના તેજના અંશવડે પતિવ્રતા સ્ત્રીઓનું હૃદય પરિપૂર્ણ હોય છે. શાસ્ત્રમાં લખ્યું છે કે જો કોઇ નરપિશાચ તે લક્ષ્મીસ્વરૂપ પતિવ્રતા સ્ત્રીનું અપમાન કરે છે તો તેનાં આયુષ્યનો તે જ ક્ષણે નાશ થાય છે. આ શાસ્ત્રનો

મત સ્પષ્ટરીતે પ્રતિપાદન કરવા માટે કવિશ્રેષ્ઠ વાલ્મીકિએ રામાયણ નામનો મોટો ગ્રંથ રચ્યો છે તેમાં તેમણે એક ઠેકાણે લખ્યું છે કે;—

दृष्ट्वा सीतां परामृष्टां देवो दिव्येन चक्षुषा । कृतकार्यमिति श्रीमान् व्याजहार पितामहः ॥
दृष्ट्वा सीतां परामृष्टां दंडकारण्यवासिनः । रावणस्य विनाशं च प्राप्तं बुध्वा यदृच्छया ॥

રાવણે સીતાનું હરણ કર્યું તે દિવ્ય નેત્રાથી જોઇને શ્રીમાન્ બ્રહ્માએ કહ્યું હતું કે, હવે આપણું કાર્ય સિદ્ધ થયું છે. અને દંડકારણ્યના રહેનારાઓ સીતાનું હરણ જોઇને સમજ્યા હતા કે રાવણનો નાશ હવે દૈવેચ્છાથી સમીપ આવી લાગ્યો છે.

સીતાનું અપમાન કરવાથી રાવણનો નાશ થયો હતો તેમ જ સરફરાજે જ્યારથી નગરશેઠની પુત્રવધુના શીયળ ઉપર હુમલો કર્યો છે ત્યારથી તેના આયુષ્યનો તથા રાજ્યનો અંત આવી ગયો છે. તે પવિત્ર અબળાનો તેના પતિએ ત્યાગ કર્યો છે અને તે અબળા રાત દિવસ રુદન કર્યા કરે છે. તેની આંખમાંથી પડતાં આંસુઓથી કાળાગ્નિ પ્રજ્વળી ઉઠશે ને તે સરફરાજને બાળીને ભસ્મ કરી નાંખશે, માટે હવે તમારામાંથી જે કોઇ વિશ્વાસઘાતનો માર્ગ છોડી દઇને, સરફરાજની સામે યુદ્ધ કરશે તે સરફરાજનો પરાજય કરીને બંગાળાના સિંહાસન ઉપર બેસવાને ભાગ્યશાળી થશે."

અલીવર્દીખાન બોલ્યો; "મહારાજ જો મને બે વર્ષમાં બંગાળાની સુબેહદારી મળશે તો હું આપને એક હજાર વિઘા જમીન બક્ષીસ આપીશ. હું આપની વાત સાંભળીને આશ્ચર્ય પામ્યો છું. હું સમજી શકતો નથી કે આપે મારા મનની વાત કેવી રીતે જાણી."

બાપુદેવ શાસ્ત્રી—"હું ધનનો લોભી બ્રાહ્મણ નથી. મહારાજ માનસિંહની આપેલી બોહોળી જમીન તથા પુષ્કળ પૈસો ટકો મારી પાસે છે. હું જાતે તને સહાયતા કરવાને સમર્થ છું. તને ખાત્રીથી કહું છું કે તને આ વર્ષમાં જ બંગાળાની સુબેહદારી મળશે. બંગાળાની સુબેહદારી મેળવવી તે કામ કઠિન નથી પરંતુ તેને ટકાવી રાખવી તે કામ ઘણું જ કઠિન કામ છે. સુબેહદારી મળ્યા પછી તારે જો સુખમાં તે પદવી ભોગવવી હોય તો કોઇ પણ પતિવ્રતા સ્ત્રીના શીયળનો ભંગ કરીશ મા અને મન, વાણી તથા કર્મથી પ્રજાનું હિત કરવા તત્પર રહેજે, તેમ કરવાથી તું સુબેહદારની પદવી ઉપર ચિરકાળ સૂધી ટકી રહીશ."

એટલું કહીને બાપુદેવ શાસ્ત્રી ઉભા થયા એટલે તે સૈનિક પુરુષે પ્રણામ કરીને કહ્યું;—"મહારાજ જરાવાર વિશ્રાંતિ લ્યો. મારે આપને કાંઇક પૂછવાનું છે." બાપુદેવ શાસ્ત્રી ફરીથી બેઠા કે અલીવર્દીખાને પૂછ્યું; "મહારાજ ! આપ શું માન-

સિંહના ગુરુના વંશમાં ઉત્પન્ન થયા છો?" બાપુદેવ શાસ્ત્રીએ ઉત્તર આપ્યો, 'હા, મારા પિતામહ બાપુદેવ શાસ્ત્રી, મહારાજા માનસિંહના ગુરુ થતા હતા."

અલીવર્દીખાન બોલ્યો, "મહારાજ! મને બંગાળાની ગાદી મળશે તો હું પણ આપની સલાહ પ્રમાણે રાજ્યતંત્ર ચલાવીશ. મહારાજ માનસિંહ આપના દાદાના પ્રતાપથી સર્વત્ર વિજયી થયા હતા. આપ ધનના લોભી નથી તે મારા જાણવામાં છે. જેઓ પૈસાના લાલચુ હોય તેઓ નવાબને ઉંધો રસ્તો બતાવે, પરંતુ આપને કંઇ સ્વાર્થ નથી; તેથી આપ મારૂં હિત થાય તેવોજ ઉપદેશ આપશો એવી મને ખાતરી છે."

આ પ્રમાણે વાતચિત કર્યા પછી બાપુદેવ શાસ્ત્રી તથા અલીવર્દીખાન પોતપોતાને ઘેર ગયા.

ત્યાર પછી એક વર્ષ વીત્યા બાદ અલીવર્દીખાન, સરફરાજને બંગાળાના સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરીને પોતે સુબેહદાર થયો અને ત્યારથી બાપુદેવ શાસ્ત્રીના ઉપદેશ પ્રમાણે નારીજાત તરફ બહુજ માનની દૃષ્ટિથી જોવા લાગ્યો. આગલા સુબેહદારો જ્યારે સિંહાસન ઉપર આવતા હતા ત્યારે પોતાની આગળના સુબેહદારોની બેગમોને પોતાના જનાનામાં બેગમો કરીને બેસાડતા હતા, પરંતુ અલીવર્દીખાને તે અધમ માર્ગ તરફ ધિક્કાર દર્શાવ્યો.

તે, સરફરાજની માતા સુરશીદકુલીખાંની દીકરી તરફ, બહુ જ ભક્તિભાવ દેખાડવા લાગ્યો, સરફરાજની બેગમોનું દીકરીની પેઠે પાલન પોષણ કરવા લાગ્યો અને પ્રજાનું કલ્યાણ થાય તેવી બાબતોમાં વિશેષ ધ્યાન આપવા લાગ્યો.

બાપુદેવ શાસ્ત્રી દરરોજ પાલખીમાં બેસીને નવાબના રંગમહેલમાં જતા તે વખતે અલીવર્દીખાન મોટા માન સાથે ઉભો થઇ તેમના પગમાં માથું મૂકીને તેમને પ્રણામ કરતો, અને તેમને રાજવહીવટ સબંધે કેટલાએક ખુલાસા પૂછતો હતો. આમ શાંતિથી રાજ કરતાં કરતાં અલ્લીવર્દીખાન ઇ. સ. ૧૭૫૬ ની સાલમાં મરણ પામ્યો. તેણે મરણ સમયે પોતાના ઉત્તરાધિકારી વારસ સીરાઝને બે ઉપદેશો આપ્યા હતા. તેમાં પહેલો ઉપદેશ એ હતો કે "તું પરદેશીઓને પ્રબળ થવા દઇશ મા, પણ તેઓને દેશમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરજે.' અને બીજો ઉપદેશ એ હતો કે "મારા પંડિત બાપુદેવ શાસ્ત્રીની સલાહ લઇને જ રાજકાજ ચલાવજે. તે ધનના જરા પણ લોભી નથી તે વિષે મેં મારી સંપૂર્ણ ખાત્રી કરી છે."

પરંતુ દુરાચારી સીરાઝ ઉદ્દૌલાએ લડવાનો પહેલો ઉપદેશ માન્યો પરંતુ બીજો ઉપદેશ કુસંગતને લીધે તે એકદમ વિસરી ગયો.

સીરાઝ રાજ્યસિંહાસન ઉપર આવ્યા પછી થોડાજ સમયમાં કેટલાએક

નરપિશાચોની સંગતમાં આવ્યાથી દુરાત્મા થઇ ગયો. અને તેણે રાજશાહી પ્રદેશના રાજા રામકૃષ્ણની બ્હેન અને રાણી ભવાનીની દીકરી તારાને, બળાત્કારે પકડી મંગાવવા સીપાઇઓ મોકલ્યા. રાણી ભવાની અને રાજા રામકૃષ્ણની તરફ બંગાળાની તમામ પ્રજાની સંપૂર્ણ ભક્તિ હતી. તે કુલીન અને પ્રતિષ્ઠિત કુળને કલંક લગાપડવા સીરાઝ તૈયાર થયો હતો તેથી દેશની તમામ પ્રજા, સીરાઝની શત્રુ થઇ પડી, જગત શેઠ રાજા રાય દુર્લભ, રાજા રાજવલ્લભ, મીર જાફર, ઉમીચંદ, ખોજા વાજીદ વગેરે મોટમોટા લોકો સીરાઝને રાજગાદી ઉપરથી ઉઠાડી મૂકવા માટે છુપી રીતે વિચાર કરવા લાગ્યા અને તેઓએ પોતાનો દૃઢ વિચાર કર્યો પછી રાજા રાજવલ્લભ એક દિવસે બાપુદેવ શાસ્ત્રીની પાસે ગયો અને સીરાઝને ગાદી ઉપરથી ઉઠાડી મેલવા માટે જે છૂપો વિચાર કરવામાં આવ્યો હતો તે તેને કહી સંભળાવ્યો.

બાપુદેવ શાસ્ત્રીના પિતાની સહાયતાથી જ વિક્રમપુરના કૃષ્ણજીવન મજમુદારના પુત્ર રાજવલ્લભને નવાબ સરકારનાં રાજકીય કામકાજ કરવા ઉપર નિમ્યો હતો. પરંતુ તે રાજવલ્લભ પાછળથી પોતાના બુદ્ધિબળે કરીને રાજ્યમાં મોટો કરતા કારવતા થઇ પડ્યો હતો, અને નવાબ તરફથી તેને મહારાજાની પદવી મળી હતી. આ રીતે બાપુદેવ શાસ્ત્રી મહારાજે રાજવલ્લભના ઉપર પરમ ઉપકાર કર્યો હતો, તેથી જ રાજવલ્લભે વિનય સાથે છૂપી વાત શાસ્ત્રી મહારાજને કહી બતાવી.

બાપુદેવ શાસ્ત્રી તે સર્વ સાંભળીને બોલ્યાઃ-"રાજા રાજવલ્લભ ! તમારા મંડળમાં કોઈ પણ વીર મનુષ્ય મારા જોવામાં આવતો નથી, પરંતુ સઘળા નીચ અને બાયલા જણાય છે. જો તેવા ન હોય તો તેઓ વિશ્વાસઘાતથી અને કુકર્મથી પોતાના જીવનને શા માટે કલંકિત કરે ? છૂપાં કાવતરા કરવાં તે બાયલા પુરુષોનું કામ છે."

રાજવલ્લભ-"મહાશય ! દુરાચારી નવાબને તેની રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો પ્રયત્ન કરવો એ શું હલકું કામ ગણાય કે ?"

બાપુદેવ શાસ્ત્રી;-"હાસ્તો તમે છૂપી રીતે કોઈ પણ કામ ન કરો, પરંતુ જાહેરમાં જ કામ લ્યો. હું તમને આગ્રહ કરૂં છું કે, તમે હમણાં જ સામા ચાલીને યુદ્ધમાં સીરાજનો પરાજય કરો અને તમારા વીરત્વને પ્રગટ કરો. વિશ્વાસઘાતીપણા જેવું આ જગતમાં બીજું કોઇપણ હલકું કાર્ય નથી."

રાજવલ્લભ-"વિશ્વાસઘાતીપણું જગતમાં કોને કહે છે ?"

બાપુદેવ શાસ્ત્રી-"તમે છુપી રીતે એકાંતમાં તેનો નાશ કરવાનો વિચાર કરો છો, તે શું વિશ્વાસઘાત નહીં કે ? કપટ કરીને કોઇના પ્રાણ લેવા તે વિશ્વાસઘાત નહિ તો બીજું શું ?"

રાજવલ્લભ-"કપટ વિના બીજો કયો ઉપાય છે ?"

બાપુદેવ શાસ્ત્રી–"સેના એકઠી કરી સામે થઇને લડાઇમાં તેનો પરાજય કરો."

રાજવલ્લભ–"એવા અટપટા કામમાં કોઇ પણ હાથ ઘાલવાનું સાહસ કરે નહીં."

શાસ્ત્રી–"ત્યારે તો તમે ખરેખરા બાયલા છો, તમારા આવા હલકા કામથી દેશનું ઘણું જ બુરું થશે."

રાજવલ્લભ–"દેશનું શું બુરું થશે?"

શાસ્ત્રી–"હા દેશની પાયમાલી થશે. હલકું કામ કરવાથી કોઈ પણ દહાડો શું સારું પરિણામ આવે કે? તમે ઇંગ્રેજ વેપારીઓની સહાયતા લઇને સીરાઝને રાજ્યાસન ઉપરથી ઉઠાડી મૂકવા ધારો છો અને તેની ગાદી ઉપર મીરઝાફરને સુબેહદારી આપવા ધારો છો, પરંતુ તેમ કરવાથી નવો સુબેહદાર ઇંગ્રેજોનો ગુલામ થઇ પડશે, ધનના લાલચુ ઇંગ્રેજ વેપારીઓ દેશને પાયમાલ કરશે. ચોતરફ ભયંકર જૂલમ થવા લાગશે અને તે જૂલમ પણ સીરાઝના જૂલમ કરતાં સોગણો અસહ્ય થઇ પડશે."

રાજવલ્લભ–"સામસામે યુદ્ધ કરવામાં કદાચ અમે હારી જઇએ તો અમારો નાશ થાય અને તેથી દેશને કોઇ પણ જાતનો લાભ થાય નહીં."

શાસ્ત્રી–"તમે લડાઇમાં જો સામા ચાલીને લડતાં મરી જશો તો દેશનું વધારે કલ્યાણ થશે. પોતાની સ્વતંત્રતા જાળવવા માટે એકવાર દેશમાં લડાઇનો અગ્નિ સળગી ઉઠે છે તો તે સો વર્ષ સુધી પણ શાંત પડતો નથી, પરંતુ જ્યાં સુધી સ્વતંત્રતા મળતી નથી ત્યાં સુધી તે અગ્નિ બળ્યા જ કરે છે અને યુદ્ધમાં મરાયલા બાપદાદાનાં લોહીથી ભીંજાયલાં બખતરો પહેરીને તેના વંશજો પણ બમણા ઉત્સાહથી શત્રુઓના સામે લડે છે."

રાજવલ્લભ–"હું આપની તે વાતને ટેકો આપતો નથી."

શાસ્ત્રી–"ત્યારે તમારા કપટી વિચારોને હું પણ કોઈ રીતે ટેકો આપતો નથી, તમે તમારા પોતાના નાશ માટે બાણ તૈયાર કરો છો. તમારાં આ દુષ્ટ કર્મોનું અશુભ ફળ તમારે જ ભોગવવું પડશે એટલું જ નહિ, પણ તમારા વારસો પણ તે ભોગવશે."

રાજવલ્લભ–"આમાંથી અશુભ ફળ શું નીકળશે?"

શાસ્ત્રી–"કાં તો તમે ઇંગ્રેજ વેપારીને હાથે મરશો અથવા તો મુસલમાનને હાથે મરશો."

રાજવલ્લભ–"આવી શંકા લઈ જવાનું કંઈ પણ કારણ હું જોતો નથી."

બાપુદેવ–"તમારા જેવા આંધળા માણસો ભાવિ કર્મનાં ફળો જોઇ શકતા નથી."

રાજવલ્લભ–"આપ ગુરુ છો માટે અમારૂં અજ્ઞાન દૂર કરો. અમારૂં ભાવિ અમંગળ આપ અમને સમજાવો."

શાસ્ત્રી–"મેં તને સમજાવ્યું છતાં પણ તું સમજી શકતો નથી. તમારી કપટ કરનારાની દરેકની દષ્ટિ પોતપોતાના સ્વાર્થ તરફ તાકી રહેલી છે, ત્યારે ઇંગ્રેજોની દષ્ટિ તેઓના વેપાર ઉપર લાગી રહેલી છે. પરંતુ દેશનું કેવી રીતે રક્ષણ થાય તે તરફ કોઇની પણ દષ્ટિ નથી. જ્યારે તમારામાં માંહોમાંહે વિવાદ થશે ત્યારે તમે એક બીજાનો નાશ કરવા તત્પર થશો. તે વખતે અરાજ્યપણાની ભયંકર સ્થિતિમાં આવેલા દેશની પાયમાલી થશે."

રાજવલ્લભ–"મીરજાફર નવાબ થયા પછી અમારા વિચાર પ્રમાણે રાજકાર્ય કરશે અને અમે દેશની આબાદી માટે પ્રયત્ન કરીશું."

શાસ્ત્રી–"કંપનીની પેઢીના સાહેબો વેપારને અંગે જ્યારે જૂલમ કરવા માંડશે ત્યારે તેઓને કોણ શિક્ષા કરશે?"

રાજવલ્લભ–"મીરજાફર."

શાસ્ત્રી–"મીરજાફર તો તેનો વેચાણ ગુલામ થઇને રહેશે. જ્યારે મીરજાફર કંપનીના અધ્યક્ષ ઇંગ્રેજોને શિક્ષા કરવા નીકળશે ત્યારે તેઓ તે જ વખતે મીરજાફરને રાજ્યાસન ઉપરથી ઉઠાડી મૂકશે. મીરજાફર તો તેઓના ભયનો માર્યો તેઓની પાસે એક અક્ષર પણ બોલી શકશે નહીં."

રાજવલ્લભ–"ત્યારે હવે આપ શું કરવાની સલાહ આપો છો?"

શાસ્ત્રી–"બીજાની સહાયતા લીધા વિના જ પોતાના બાહુ બળથી સીરાઝને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો પ્રયત્ન કરો. તમે હમણાં જેની સહાયતા લઇને સીરાઝને રાજ્યભ્રષ્ટ કરશો, તેજ પરિણામે દેશનો ધણી થઇ બેસશે અને તેના જૂલમથી દેશની પાયમાલી થશે."

રાજવલ્લભ–"અમે થોડું સૈન્ય લઇને યુદ્ધનો આરંભ કરીએ તો અમારો પરાજય થાય અને અમે પ્રાણ ખોઇ બેસીએ."

શાસ્ત્રી–"હું કહું છું કે, તમે હારશો તો પણ ઠીક છે અને જીતશો તોપણ ઠીક છે. તમે આરંભેલા મહાયત્નનાં ફળરૂપે તમારા વંશજો, સ્વાધીનતા સંપાદન કરશે. આ સંસારમાં જન્મેલાને માટે મરણ તો છે જ. તમે મરવાથી આટલા બધા કેમ બીહો છો? જ્યારે એક દિવસે નક્કી મરવાનું જ છે ત્યારે હમણાં જ મરણથી શા માટે ડરો છો?"

રાજવલ્લભ તો બાપુદેવ શાસ્ત્રીનું કહેવું સાંભળીને મૌન જ થઇ ગયો. થોડીવાર પછી ફરીને બાપુદેવ શાસ્ત્રી બોલ્યા:–"રાજવલ્લભ! હું તને વારંવાર કહું છું તારે છળકપટ કરીને તારા પવિત્ર નામને કલંક લગાડવું નહીં, પણ સૈન્ય લઇને તેની

સાથે જાહેરમાં યુદ્ધ કરવું. તું જે કુકર્મ કરવા તૈયાર થયો છે, તે કરવાથી તારો નિર્વંશ થશે, દેશની પાયમાલી થશે, તારા મનોરથ નિષ્ફળ થશે અને તારી ભાવી પ્રજાને અન્ન પણ મળશે નહીં."

રાજવલ્લભ કાંઇ પણ ઉત્તર આપ્યા વિના શાસ્ત્રી મહારાજના ચરણમાં પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

આ બનાવ બન્યા પછી થોડો વખત વિત્યા કેડે રાજવલ્લભ અને મીરજાફર વગેરેના કપટજાળથી ઇંગ્રેજોને સીરાઝની સાથે પ્લાસી ક્ષેત્રમાં ભયંકર યુદ્ધ થયું. તે લડાઇમાં સીરાઝનો વડો સેનાપતિ મીરમદન માર્યો ગયો. અને તેના બીજા સેનાપતિ મોહનલાલે તે લડાઇમાં ભારે પરાક્રમ કર્યું હતું; પરંતુ મીરજાફરની વિશ્વાસઘાતકતાને લીધે મોહનલાલની અવિનાશી કીર્તિ બંગાળાનો ઇતિહાસ ઉજ્વળ કરી શકી નહીં. નવાબનું સૈન્ય યુદ્ધમાં કાયર થઈ ગયું, અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીને લઢાઇ લઢયા વિના જ બંગાળામાં આધિપત્ય સ્થાપન કરવાનો ઉત્તમ યોગ મળી આવ્યો.

પ્લાસીની લઢાઇ પછી મીરજાફર બંગાળાનો સુબેહદાર થયો. તેણે ગાદી ઉપર બેસતી વખતે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારીઓની આગળ પ્રતિજ્ઞા કરી કે, ઇંગ્રેજોની વ્યાપારી પેઢીઓના સાહેબો અથવા તેના દેશી ગુમાસ્તાઓ, પ્રજા ઉપર કોઇ પણ જાતનો જૂલમ ગુજારે તો તે બાબતમાં મારે કોઇ પણ રીતે વચ્ચે પડવું નથી, પરંતુ બીજો કોઇ ઇંગ્રેજોની વેપારી પેઢીના નોકરોની સાથે ટંટોફીસાદ કરવા માટે આવે તો મારે ઇંગ્રેજોને સંપૂર્ણ સહાયતા કરવી છે.

મીરજાફરે ઉપર પ્રમાણે કંપનીના વડા ઇંગ્રેજોની પાસે પ્રતિજ્ઞા કરી તે પછી ઇંગ્રેજો, વણુકરો અને મીઠાના વેપારીઓ વગેરે વગેરે ઉપર જૂલમ ગૂજારવા લાગ્યા. જે વાત આગળ વર્ણવવામાં આવી છે. બાપુદેવ શાસ્ત્રીના ઇનામી ગામમાં ત્રીશ વણુકરનાં ઘર હતાં. તે સઘળાં ઉપર જૂલમ ગુજારવા માંડ્યો એટલે તેઓ પોતાનો દેશ છોડી દઇને બીજે ઠેકાણે રહેવા ગયા. પૂર્વે જે છિદામની સ્ત્રી વૈરાગણનું વર્ણન કરવામાં આવ્યું છે, તે છિદામે, હળધર નામના એક વણુકર વેપારીની પુત્રી અને સ્ત્રીનું અપમાન કર્યું હતું, તેથી હળધરે, છિદામને ઠાર મારી નાંખીને પોતે ગંગામાં પડી આપઘાત કર્યો હતો, તેની પછવાડે તેની સ્ત્રીએ તથા પુત્રીએ પણ તેજ રસ્તો સ્વીકાર્યો હતો. એ હળધરને એક પુત્ર હતો. તે પુત્રને બાપુદેવ શાસ્ત્રીએ પોતાની પાસે રાખી લીધો હતો, અને તે પોતાની પુત્રી પ્રમદાદેવીને સોંપીને પોતે ત્યાંથી કલકત્તે આવીને કાલીઘાટ ઉપર રહ્યા હતા, ત્યારથી હજુ સૂધી તેજ જગા ઉપર રહે છે.

## પ્રકરણ ૧૯ મું

### નંદકુમાર

મુરશીદાબાદ પરગણામાં આવેલા ભદ્રપુર નામના ગામમાં આ વાર્તાનો નાયક અને હિંદુસ્તાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ નર નંદકુમાર જન્મ્યો હતો. આ ગામ અને તેની પાસેનાં બીજાં ગામડાં હમણાં વીરભૂમિ જીલ્લામાં ગણાય છે. નંદકુમારના પિતાનું નામ પદ્મનાભરાય હતું ને તે નવાબ અલીવર્દીખાનના અમલમાં ત્રણ ચાર પરગણાનો કર ઉઘરાવવાનું કામ કરતો હતો, પરંતુ પાછળથી બાપુદેવ શાસ્ત્રીની વગને લીધે તે નવાબ સરકારના રાજકીય કામ ઉપર નિમાયો હતો. નંદકુમાર, બાપુદેવ શાસ્ત્રીને ઘેર સંસ્કૃત અભ્યાસ કરતો હતો. તેની તીક્ષ્ણ બુદ્ધિ અને સહૃદયતા જોઇને બાપુદેવ શાસ્ત્રીની તેના ઉપર ઘણી પ્રીતિ થઈ હતી. બાપુદેવને પુત્ર ન હતો તેથી શાસ્ત્રી મહારાજનાં વહુ, નંદકુમાર ઉપર બહુ જ વાત્સલ્ય રાખતાં હતાં. તે આઠ વર્ષનો થયો ત્યારથી જ બાપુદેવ શાસ્ત્રીને ત્યાં સંસ્કૃત ભણવા લાગ્યો અને સાથે સાથે ફારસી પણ શીખતો ગયો. તે જ્યારે બાવીશ વર્ષનો થયો ત્યારે બાપુદેવ શાસ્ત્રીના કહેવાથી અલીવર્દીખાન સરકાર તરફથી તેની મહિષાદળ પરગણાનો કર ઉઘરાવવા ઉપર નિમણુંક થઈ અને ધીરે ધીરે અલીવર્દીખાનના જ સમયમાં તેને હુગલીના ફોજદારની જગ્યા મળી. ઇંગ્રેજો પ્લાસીની લઢાઈ જીત્યા અગાઉ નંદકુમારનો અનુગ્રહ સંપાદન કરવાની ઇચ્છા રાખતા હતા.

પ્લાસીની લઢાઈ પછી સ્વતંત્ર થએલી ઇસ્ટ ઇંડિયા કંપનીની વ્યાપારી પેઢીના સાહેબો અને દેશી ગુમાસ્તાઓ, વણકર, સુવર્ણવણિક વગેરે દેશી વેપારીઓનાં મૂળ ઉખેડી નાંખવા તૈયાર થયા અને દેશી કારીગરો અને વ્યાપારીઓ ઉપર અનેક તરેહના જૂલમ ગુજારવા લાગ્યા. આ વેળા તે જૂલમ અટકાવવા માટે તેની સામે આખા દેશમાં માત્ર એક નંદકુમારે જ હામ બીડી હતી, પરંતુ દેશના બીજા લોકો ઇંગ્રેજોના કારખાનામાં નોકરી મેળવવા માટે અથાગ પરિશ્રમ કરતા હતા અને તેઓમાંના જેઓ અંગ્રેજોના કારખાનામાં ગોઠવાઈ જતા તેઓ છિદામચંદ, નવકૃષ્ણ-મુન્સી, ગંગા ગોવિંદસિંહ, કાંત પોદ્દાર વગેરેને માર્ગે ચાલીને દેશીઓનું બુરું કરતા હતા અને હલકા ઉપાયો દ્વારા ધન એકઠું કરતા હતા.

ઇંગ્રેજોના અભ્યુદયની સાથે સાથે નવકૃષ્ણ મુન્સી પણ ધીરે ધીરે દેશમાં એક મહાન્ પુરુષ થઈ પડ્યો હતો. નંદકુમારને તેની સાથે ભારે શત્રુતા હતી. નંદકુમાર ઇંગ્રેજી વેપારીઓનો જૂલમ બંધ પાડવા માટે બહુ પ્રયત્ન કરવા લાગ્યો. તે ઉપરથી લોર્ડ ક્લાઇવ નંદકુમારને પોતાના હાથમાં લેવા માટે અનેક કપટ જાળ રચવા લાગ્યો. મીરજાફરે ઇંગ્રેજોનું કરજ આપવા માટે વર્ધમાન, હુગલી અને નદીઆ એ

ત્રણ જીલ્લાની પેદાશ ઈંગ્રેજોને વસૂલ કરવા માટે હુકમ કર્યો, તે વખતે લોર્ડ કલાઇવે તે ત્રણે જીલ્લાનો રાજકીય કર વસુલ કરવાનો કારભાર હેસ્ટીંગ્સના હાથમાં હતો તે ખેંચી લઇને નંદકુમારના હાથમાં સોંપ્યો. ત્યારથી જ અર્થાત્ ઇ૦ ૧૭૪૮ની સાલથી જ નંદકુમારને હેસ્ટીંગ્સ સાથે ઘસાતું ચાલવા લાગ્યું.

પરંતુ કલાઇવની આશા નિષ્ફળ થઈ. નંદકુમારના તરફ આટલો અનુગ્રહ દેખાડ્યા છતાં, કલાઇવ તેને વશ કરી શકયો નહીં, તેથી કલાઇવ પણ તેનો શત્રુ થઇ પડ્યો. તે સમજી ગયો કે, નંદકુમાર ઉપર ઉપરથી જ ઇંગ્રેજોના તરફ સ્નેહ-ભાવ દેખાડે છે; પરંતુ છૂપી રીતે તે ઈંગ્રેજોને બંગાળામાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરે છે. ઘણું કરીને સઘળા ઈંગ્રેજો નંદકુમારનો દ્રોહ કરવા લાગ્યા અને ક્રમે ક્રમે નંદકુમારના હૃદયમાં પણ ઈંગ્રેજોના તરફ વૈરાનળ પ્રગટ થયો.

ઇ૦ ૧૭૫૮ ના વર્ષમાં નંદકુમાર પોતાના ગુરુ બાપુદેવ શાસ્ત્રીને મળવા માટે મુરશીદાબાદ આવ્યો. આ અગાઉ પાંચ છ વર્ષ થયાં નંદકુમાર બાપુદેવ શાસ્ત્રીને મળ્યો ન હતો. નંદકુમાર હમણાં સુધી હુગલીમાં રહેતો હતો. બાપુદેવ શાસ્ત્રીની વહુ તેના ઉપર વાત્સલ્યભાવ રાખતી હતી અને બાપુદેવ શાસ્ત્રીની કૃપાથી જ તે હુગલીમાં ફોજદારની પદવી મેળવવા ભાગ્યશાળી થયો હતો. તેણે ફોજદારીનું કામ પાંચ છ વર્ષ કરી બે ત્રણ લાખ રૂપિયા મેળવ્યા હતા. તે જ્યારે પોતાના ગુરુ શાસ્ત્રી મહારાજને મળવા માટે આવ્યો ત્યારે પોતાની બહેન તુલ્ય પ્રમદા દેવી માટે ને માતાતુલ્ય ગુરુપત્ની માટે કેટલાંક ઘરેણાં લેતો આવ્યો હતો. પરંતુ તેણે તે પછી સાંભળ્યું કે, પોતાનાં ગુરુપત્ની મરણ પામ્યાં છે ને પ્રમદા વિધવા થઈ છે.

નંદકુમાર એ ખબર સાંભળીને બહુ જ ખિન્ન થયો. તે સમયે લાંચ વગેરે લેવાનો રીવાજ હતો, પરંતુ નંદકુમાર છેક તેવા પાષાણહૃદયનો ન હતો. તેનું હૃદય દયા, માયા અને કૃતજ્ઞતાથી ભરપૂર હતું. પોતે જેને માટે પ્રયત્ન કરીને ઉંચી કીંમતનાં ઘરેણાં આણ્યાં હતાં, તેમાંથી એકનું મરણ થયું છે અને એક હમેશને માટે ઘરેણાં પહેરવાને અયોગ્ય થઈ પડી છે, એવા સમાચાર સાંભળીને તેણે પોતાની સાથે આણેલાં ઘરેણાં બાબત ગુરુમહારાજ આગળ વાત પણ ન કરી. ઘેરથી નીકળતી વેળા તેણે મનમાં સંકલ્પ કર્યો હતો કે આ સર્વ ઘરેણાં ગુરુપત્નીના હાથમાં અર્પણ કરીશ, પરંતુ તેની આશા નિષ્ફળ નીવડી. પ્રમદા વિધવા થઈ છે, તે સાંભળીને તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. તેણે ઠરાવ કર્યો કે, હવે આ બધાં ઘરેણાં અગ્નિમાં બાળી દેવાં, કારણ કે આને વધારે વાર જોવાથી વધારે શોક ઉત્પન્ન થશે. પરંતુ ફરીથી તેને વિચાર આવ્યો કે આવા ઉંચી કીંમતના દાગીનાને ભાંગી ફોડી નાંખ-

વાથી શું ફાયદો થનાર છે ? આ ઘરેણાં હમણાં કોઇને ત્યાં અનામત મૂકી દેવાં અને પ્રમદાને જ્યારે પૈસાની જરૂર પડે ત્યારે આ ઘરેણાંને વેચીને તેના પૈસા પ્રમદાને આપવા. આવો વિચાર કર્યો પછી શાસ્ત્રીમહારાજનાં દર્શન કરી, તેમની આજ્ઞા માગી, ત્યાંથી મુરશીદાબાદ ગયો અને ત્યાં બુલાખીદાસ નામના એક સાહુકારની દુકાન ઉપર જઇને તેની દુકાનમાં તે ઘરેણાં અનામત રાખવા માટે તેને સૂચના કરી. બુલાખીદાસે તેને પૂછ્યું કે, 'આ સઘળાં ઘરેણાં શું હમણાં જ વેચવાનાં છે ?' નંદકુમારે કહ્યું '*ના ના, હમણાં તે વેચવાનાં નથી. જો હમણાં તેને વેચી મારું તો તેના પૈસા ખરચાઈ* જાય. આ ઘરેણાંના પૈસા તો મારી બહેન પ્રમદાને આપવાના છે. માટે હમણાં તો તમારી દુકાનમાં જ અમાનત રાખો' આમ કહીને તેની દુકાનમાં ઘરેણાં રાખી તેની નોંધ કરાવીને નંદકુમાર પાછો રાત્રે બાપુદેવ શાસ્ત્રીને ત્યાં આવ્યો અને ઈંગ્રેજ વેપારીઓના જૂલમ વિશે બાપુદેવ શાસ્ત્રીની સાથે અનેક વાતચિત કરવા લાગ્યો.

બાપુદેવ શાસ્ત્રી બોલ્યા–"લોકોમાં બળવાન નિર્બળ ઉપર જૂલમ ગૂજારે છે. તેને એકદમ અટકાવવાનો કોઇ પણ ઉપાય હોતો નથી. જ્યાં સુધી મનુષ્યોમાંથી એકદમ પાપ અને સ્વાર્થપરાયણતા દૂર થાય નહીં, ત્યાં સુધી આ જગતમાં ચાલતો જૂલમ બંધ પડે નહીં. આ જગતમાં પાપ અને સ્વાર્થપરાયણતાની જેટલી વૃદ્ધિ છે તેટલા પ્રમાણમાં બળવાનો નિર્બળ ઉપર જૂલમ ગૂજારે છે, પરંતુ ઈંગ્રેજ વેપારીઓનો જે જૂલમ છે તે તો એક જાતની લૂંટ છે. દુરાચારી સીરાઝના સમયમાં આટલો જૂલમ થતો નહતો. મીરજાફરની નબળાઇને લીધે જ આ સઘળો જૂલમ થાય છે. મીરજાફર મહા વિશ્વાસઘાતી અને રાજકીય કામ કરવા માટે અસમર્થ છે. તે હમેશાં અફીણ ખાઇને નિદ્રાવસ્થામાં જ પોતાનો કાળ કાઢે છે. આવા વ્યસનીના હાથમાં રાજ્યની લગામ સોંપવી એ કરતાં પશુના હાથમાં લગામ સોંપવી એ ઉત્તમ ગણાય."

નંદકુમાર–"રેશમના કારખાનાના સાહેબોએ અને દેશી ગુમાસ્તાઓએ દેશની પાયમાલી કરી છે. તેઓ લોકોનાં ઘરબાર લૂંટે છે, વણકર લોકો જે વસ્ત્ર બીજી જગ્યાએ વેચીને પચાસ રૂપીઆ મેળવતા તે વસ્ત્રની કીંમત કંપનીના લોકો દસ રૂપીઆથી વધારે આપતા નથી. માટે જો હું દીવાનની જગ્યા ઉપર આવું તો તે જૂલમ ખરેખર અટકાવવા શક્તિમાન્ થાઉં."

*શાસ્ત્રી–"જો તું મીરજાફરને સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરીને સુબેહદારી ગ્રહણ* કરે અને ઈંગ્રેજોને તારા તાબામાં લે તો તેઓનો જૂલમ જરા પણ અટકાવી શકે, પરંતુ મીરજાફરનો દીવાન થવાથી તો તું કોઇ પણ રીતે ઈંગ્રેજ વેપારીઓનો જૂલમ અટકાવી શકે નહીં."

નંદકુમાર–"મીરજાફરને સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરવો એ વાત શું સહેલી છે ?"

શાસ્ત્રી–અધીરણી અને હિતાહિત નહી સમજનારા મીરજાફરને પદભ્રષ્ટ કરવો એમાં શું છે ?"

નંદકુમાર–"ઇંગ્રેજો તેને સહાયતા કરે તો ?"

શાસ્ત્રી–"એ ચાર પરદેશી વાણીઆઓથી શું થનાર છે ?"

નંદકુમાર–"હું ધારું છું કે જો દિલ્હીના ચક્રવર્તી બાદશાહની અને ફ્રેંચોની સહાયતા લીધી હોય તો આ કામ સફળ થાય."

શાસ્ત્રી–"બીજાની સહાયતાથી મનુષ્ય કોઇ પણ દહાડો દેશના ઉપર પોતાનો અધિકાર જમાવી શકતો નથી; કેવળ પોતાના બાહુબળ ઉપર જ આધાર રાખવો જોઇએ."

નંદકુમાર–"શું મારામાં એવું બળ છે કે હું દેશના સુબેહદારની સાથે યુદ્ધ કરી શકું ?"

શાસ્ત્રી–"તેમાં માનસિક બળની જરૂર છે. જો તારા હૃદયમાં બળ હશે તો હમણાં તું તારા કામમાં ફતેહ મેળવશે."

નંદકુમાર–"માનસિક બળ હોય તો પણ સૈન્ય એકઠું કર્યા વિના શું એકલાથી યુદ્ધ કરી શકાય ?"

શાસ્ત્રી–"સૈન્ય શું પોતાની મેળે એકઠું થઇ શકે છે ?"

નંદકુમાર–"કેવી રીતે એકઠું થાય તે કહો."

શાસ્ત્રી–"મનુષ્ય જ્યારે જૂલમ મટાડવા વાસ્તે પ્રાણ ત્યાગ કરવાને તૈયાર થાય ત્યારે સેના પોતાની મેળે એકઠી થાય. તારા હૃદયમાં રહેલો સ્વાર્થરહિત પ્રેમ, આ મૃતપ્રાય મનુષ્યોના હૃદયમાં બળ ઉત્પન્ન કરશે."

નંદકુમાર–"આ બંગાળીઓમાંથી તો એક પણ મદદ કરશે નહીં, કારણ તેઓ અંગ્રેજોની પેઢી ઉપર દશ રૂપીઆની નોકરી મેળવવા વાસ્તે રાતદિવસ માથાકુટ કર્યા કરે છે."

શાસ્ત્રી–"તું એકવાર મારા કહેવા પ્રમાણે કર અને પછી જોજે કે તારા કામમાં ફતેહ મળે છે કે નહીં."

નંદકુમાર–"જો યુદ્ધ થાય તો મારી હાર જ થાય."

શાસ્ત્રી–"યુદ્ધમાં ઉતરનારાઓ પરાજયનો અથવા જય થવાનો વિચાર કરતા જ નથી, જય પરાજયનો આધાર ઇશ્વરના હાથમાં છે. પ્લાસીક્ષેત્રમાં અંગ્રેજો એકવાર હારી ગયા હતા, પરંતુ દૈવને લીધે ફરીને તેઓનો વિજય થયો, અને કદાચ તારો પરાજય થયો તો પણ હાનિ શી છે ?"

નંદકુમાર–"સંગ્રામમાં હારી જવાથી શો લાભ છે ?"

શાસ્ત્રી–"હારી જવાથી દેશપર વિશેષ ઉપકાર થશે, તારો સ્વર્ગમાં વાસ થશે,

બંગદેશના ઇતિહાસમાં તારું નામ સુવર્ણને અક્ષરે કોતરાઇ રહેશે અને સઘળા બંગાળીઓનાં શબ જેવાં શરીરોમાં નવીન જીવનનો સંચાર થશે."

નંદકુમાર-"હું હારીને મરણ પામુ તો પછી મને લાભ શો ?"

શાસ્ત્રી-"જેઓ અંગ્રેજ વેપારીઓનો જૂલમ ! જૂલમ ! એમ બોલીને વ્યર્થ કોલાહલ મચાવે છે તેઓ જેવા સ્વાર્થપરાયણ છે તેવો જ તું પણ સ્વાર્થપરાયણ છે અને મીરજાફરના જેવો એક નરાધમ છે. પોતાના સ્વાર્થનો ત્યાગ કર્યાં વગર અને સંપૂર્ણ રીતે આત્મવિસર્જન કર્યાં વગર, કોઇ પણ પુરુષ દેશમાં ચાલતો જૂલમ અટકાવી શકતો નથી. તું પણ પોતાના સ્વાર્થનો ભોગ આપીને જો બહાર પડીશ તો દેશનું દુઃખ દૂર કરી શકીશ. નહીંતર તું પણ છિદામના જેવાં જ કુકર્મો કરીને પાપી થઇશ. મારા સાંભળવામાં આવ્યું છે કે પેલો શૂદ્ર છિદામ હમણાં રેશમના કારખાનામાં દરોગાના કામ ઉપર નિમાયો છે અને તે લોકોના ઉપર બહુ જ જૂલમ ગુજારે છે."

નંદકુમાર-"છિદામ કોણ છે ?"

શાસ્ત્રી-"જગાઈ અને છિદામ એ બે શૂદ્રના રખડતા છોકરા હતા, અને લોકો તેને નામઠામ વિનાના રખડતા છોકરા તરીકે ઓળખતા હતા."

નંદકુમાર-"તે રેશમના કારખાનામાં પાળાની જગ્યા ઉપર નિમાયા છે ?"

શાસ્ત્રી-"હા ! તેની તને ખબર નથી. તેઓ હમણાં વણકરો ઉપર બહુ જ જૂલમ ગૂજારે છે."

નંદકુમાર-"રેશમના કારખાનામાં જેટલા દેશી નોકરો છે તે સઘળા લોકોના ઉપર જૂલમ ગૂજારે છે ત્યારે છિદામને જ શા માટે દોષ દો છો ?"

શાસ્ત્રી-"તેં પણ ઇંગ્રેજોની સાથે મળી જઇને જૂલમ કરવા માંડ્યો. તેમ કરવાથી તને સહજમાં ધન સંપત્તિ મળશે."

નંદકુમાર-"આપ મને પણ આટલો બધો નીચ સમજો છો ?"

શાસ્ત્રી-"તું સોળે સોળ આના લુચ્ચો નથી તેથી તો એ ગોટાળામાં પડ્યો છે. મનુષ્યે એક માર્ગ પકડવો સારો છે, પણ દુધમાં ને દહિંમાં પગ રાખવો તે ઠીક નથી. તેવા મનુષ્યોને ભયંકર વિપત્તિમાં પડવું પડે છે."

નંદકુમાર-હું શું બન્ને માર્ગ ગ્રહણ કરી બેઠો છું ?

શાસ્ત્રી-"હા ! પોતાના સ્વાર્થ સાચવવો અને દેશ ઉપર ગુજરતો જૂલમ દૂર કરવો. આ બન્ને કામ શું એક સાથે પાર પાડી શકાય કે ? તું દેશનો જૂલમ દૂર કરવાની ઇચ્છા રાખતો હો તો તું તને પોતાને ભૂલી જઇને, દેશોદ્ધાર માટે બહાર પડ."

ફોજદાર નંદકુમાર બાપુદેવ શાસ્ત્રીનું કહેવું સાંભળીને, નીચે મ્હોડે કાંઇ પણ બોલ્યા વિના બેસી રહ્યો અને થોડીવાર પછી બોલ્યો, "હું દીવાનની જગ્યા ઉપર આવ્યા પછી ઇંગ્રેજી વેપારીઓનો જૂલમ દૂર કરવાનો પ્રયત્ન કરીશ અને તેમાં ફાવીશ."

શાસ્ત્રી–"દીકરા! હું ઘરડો થયો છું. તું મને નવી નવી વાતો કહીને ઠગી શકીશ નહીં. જે રાજા જૂલમી હોય તેના નોકરોને પણ જૂલમી થવું પડે છે. તું જ્યારે દીવાનની જગ્યા ઉપર આવીશ ત્યારે તો સેંકડો લોકોના ઉપર જૂલમ કરીશ."

આ પ્રમાણે વાતચિત કર્યા પછી બન્નેએ રાત્રિભોજન કર્યું. તે પછી નંદકુમાર શાસ્ત્રી મહારાજને પ્રણામ કરીને પોતાના ઉતારા ઉપર ગયો અને કેટલાએક દિવસ મુરશીદાબાદમાં રહીને પાછો હુગલી ગયો.

આ બનાવને બે ત્રણ વર્ષ વીત્યા પછી કલકત્તાની કૌન્સીલના મેમ્બરોએ મીરકાસમની પાસેથી લાંચ લઇને તેને બંગાળાના સુબેદારની જગ્યા ઉપર બેસાડ્યો અને ઘરડો મીરજાફર પદભ્રષ્ટ થવાથી મુરશીદાબાદ છોડી કલકત્તામાં જઇને રહ્યો.

## પ્રકરણ ૨૦ મું

### નવાબ કાસમઅલ્લી

ઇસવી, ૧૭૬૨ ની સાલની શરુઆતમાં જાન્યુઆરી મહિનામાં એક દિવસે સાયંકાળના સંધ્યાવંદન કરીને બાપુદેવ શાસ્ત્રી પોતાની પુત્રી પ્રમદાની પાસે ભગવદ્ગીતામાંથી કર્મયોગની વ્યાખ્યા કરતા હતા. શાસ્ત્રી મહારાજ દરરોજ જેમ પોતાની પુત્રીને કંઈ ને કંઈ ધર્મની કથા કહેતા હતા, તેમ જ આજે પણ કર્મયોગની વ્યાખ્યા કરતા હતા એટલામાં ચાકરે ઘરની અંદર આવીને કહ્યુ; "મહારાજ! એક મુસલમાન આપને મળવા માટે આવેલો છે અને તે બહાર બેઠેલો છે."

શાસ્ત્રી ઘરમાંથી બહાર આવીને જુવે છે તો એક મુસલમાનને બોકાનો બાંધીને બેઠેલો દીઠો. તે બાપુદેવ શાસ્ત્રીને જોઇને તરત ઉભો થઈ ગયો.

શાસ્ત્રી મહારાજે તેને પૂછ્યું;–"ભાઈ; તું કોણ છે ને તારે મારું શું કામ છે?" તેણે કહ્યું, "તમારા ચાકરને દૂર કરો અને ઘરનાં બારણાં બંધ કરો એટલે હું મારી ઓળખાણ આપું." શાસ્ત્રી મહારાજે તરત તેને ઘરમાં તેડીને ઘરનાં બારણાં બંધ કર્યાં એટલે તે મુસલમાને પોતાના ચાકરને દૂર કાઢ્યો. મ્હોડા ઉપર બાંધેલું લૂગડું છોડી નાંખ્યું કે શાસ્ત્રીજીએ તેને તરત ઓળખ્યો કે આ તો મીરકાસમ છે, તેથી આશ્ચર્ય પામીને શાસ્ત્રીએ પૂછ્યું, "તમે તો મોંગીરમાં હતા ને? મુરશીદાબાદ ક્યારે આવ્યા છો?"

મીરકાસમ–"મારે આપને કાંઇ પૂછવાનું છે."

શાસ્ત્રી–"ઠીક, જે પૂછવાનું હોય તે પૂછો."

મીરકાસમ બોલ્યો;–"મહારાજ, ઘરડા નવાબ અલ્લીવર્દીખાન રાજકાજ આપના ઉપદેશ પ્રમાણે ચલાવતા હતા અને પોતે પણ આપના ઉપદેશ પ્રમાણે જ ચાલતા હતા. તેથી તેમણે પોતાનો આખો વખત સુખ શાંતિમાં ગાળ્યો હતો. પરંતુ મેં તો બંગાળાની સુબેહદારી મેળવ્યા પછી એક પણ દહાડો સુખમાં કાઢ્યો નથી. સુબેહદારી મેળવવી તેના કરતાં તેને જાળવવી એ બહુ કઠિન કામ છે તે વાત મેં હમણાં જાણી. એક તરફ કંપનીવાળાનાં મન રાજી રાખવાં અને બીજી તરફ પ્રજાને હાનિ ન પહોંચે તેનો વિચાર કરવો, આ બન્ને કામ બહુજ કઠિન છે. જો દેશની પ્રજાનું રક્ષણ કરવામાં ધ્યાન ન આપવામાં આવે તો રાજકીય કર પણ વસુલ થઈ શકે નહીં. વળી કંપનીને જે રૂપીઆ આપવાનું કબૂલ કર્યું છે, તે આપવાથી રાજ્યનો ભંડાર પણ ખાલી થઈ પડ્યો છે, માટે હવે મારે શું કરવું? તે વિશે આપની સલાહ લેવા માટે આવ્યો છું. આપ ઉપાય બતાવો કે જેથી આ આવી લાગેલી આફતમાંથી મારો ઉદ્ધાર થાય. ગઈ રાત્રે વિચારમાં ને વિચારમાં મને નિદ્રા પણ આવી ન હતી અને તે વખતે મને યાદ આવ્યું કે ઘરડા નવાબ અલ્લીવર્દીખાન આપની સલાહથી જ કામકાજ કરતા હતા તેથી હું પણ આપની સલાહ લેવા માટે છૂપી રીતે આપને ઘેર આવ્યો છું."

શાસ્ત્રી–"કંપનીની સાથે તમારે કઈ બાબતમાં તકરાર પડી છે?"

મીરકાસમ;–"મહાશય! શું કહું? કંપનીના જેવી સ્વાર્થપરાયણ અને અર્થલોભી બીજી કોઈ પણ જાત મેં દીઠી નથી. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અધિકારીઓ પોતાના વ્યાપારની ચીજ ઉપર જગાત આપવાની ના પાડે છે. કલકત્તાના ગવર્નર વાન્સિટાર્ટ સાથે જગાત લેવાના સંબંધમાં બંદોબસ્ત થઈ ગયો હતો, છતાં પણ કલકત્તાની કૌંસીલના મેમ્બરોએ તે બંદોબસ્તને નામંજૂર કર્યો છે તેથી હું તેઓની પાસેથી વ્યાપારી વસ્તુની જગાત વસુલ કરવાને કોઇ પણ રીતે સમર્થ નથી. તેઓ કદાચ હમણાં વગર છૂટકે એક વખત જગાત આપવાને બંધાશે, પરંતુ જગાત વસુલ કરવાનો સમય આવશે, ત્યારે તેઓ બખેડો કર્યા વગર રહેશે નહીં, માટે આ બાબતમાં મારે કેવાં પગલાં લેવાં તે આપને પૂછવા માટે આવ્યો છું."

શાસ્ત્રી મહારાજે ઘણીવાર સુધી વિચાર કરીને કહ્યું, "જો બેટા તું આ દેશનો રાજા છે. તેં જે વાત કરી છે તે જરા પણ ખોટી નથી. કંપનીવાળા ઘણાજ સ્વાર્થી છે, તે હું સમજું છું. તેઓ હમણાં કદાચ જગાત આપવાને બંધાશે, પરન્તુ પરિણામે તેઓ ફરી જશે. દિવસે દિવસે તેઓની સત્તા વધતી જાય છે. માટે તેઓની સામે થવામાં ભય છે તો પણ તું દેશનો રાજા છે, માટે રાજધર્મનું પાલન કરીને

દેશમાંથી જગાત લેવાનો રીવાજ એકદમ બંધ કરી દે, અને તમામ પ્રજાનું સમદષ્ટિથી પાલન કરવાનો પ્રયત્ન કર."

મીરકાસમ—"તેમ કરવાથી પણ કંપનીવાળા આડા આવશે. તેઓની મરજી એવી છે કે જે જે વ્યાપારી જણસોની આયાત થાય તેના ઉપર દેશીઓની પાસેથી જગાત લેવી અને કંપનીની જગાત માફ કરવી."

શાસ્ત્રી—"તુ જો તેઓની વાત સ્વીકારીશ તો રાજ્યધર્મથી ખરેખર ભ્રષ્ટ થયો ગણાઇશ, અને તે વાત સ્વીકાર કરવાથી ખરેખરો બાયલો કહેવાઇશ. હું તને ટુંકમાં એક વાત કહું છું કે તારે કોઇ પણ દહાડો ન્યાયનો માર્ગ, સત્યનો માર્ગ અને ધર્મનો માર્ગ છોડવો જ નહીં, અને શત્રુ હથીયાર વિનાનો હોય તો તેના ઉપર હુમલો કરવો નહીં. આ પ્રમાણે વર્તવાથી તારૂં રાજ્ય લાંબા વખત સુધી નભશે. મનુષ્ય દુરાચાર અને પાપી કર્મો કરીને અદશ્યરૂપે પોતાની શક્તિનો નાશ કરે છે."

મીરકાસમ—"ત્યારે આપ શું વેપારી માલ ઉપરની જગાત એકદમ કાઢી નાંખવાની સલાહ આપો છો?"

શાસ્ત્રી—"હા."

મીરકાસમ—"તેમ કરવાથી તો રાજની આવકમાં મોટો ઘટાડો થઇ જશે."

શાસ્ત્રી—"પ્રજાના કલ્યાણમાં રાજાનું કલ્યાણ સમાયલું છે. તારી પ્રજાના ઘરમાં નાણું હશે તો તને તો કોઇક વાર ઉપયોગી થઇ પડશે, માટે પ્રજાનું કલ્યાણ થાય તેવું કામ કર."

મીરકાસમ—"પરન્તુ આ પ્રમાણે દર એક કામમાં કંપનીવાળાને અનુસરવું તે મારાથી સહન થતું નથી, માટે હું હમણાં મોંગીરમાં જઇને ઇંગ્રેજોની ઢબ પ્રમાણે મારી સેનાને દરરોજ કવાયત આપું છું. હું દેશનો રાજા છું અને તેઓ પરદેશથી આવીને મારા દેશમાં વેપાર કરે છે માટે તેઓએ તો મારી સત્તામાં રહેવું જ જોઇએ. છતાં તેઓ મારા ઉપર સત્તા બજાવે છે તે શું વાજબી છે? આવા સ્વાર્થી વેપારીઓની સત્તા નીચે રાજ્ય કરવા કરતાં, રાજ્ય છોડી દેવું એ ઉત્તમ માર્ગ છે. તેઓ વાત વાતમાં તુરત કહે છે કે અમે તમને સુબેહદારી આપી છે, માટે તમારે અમારા કહેવા પ્રમાણે જ રાજકાજ કરવાં પડશે."

શાસ્ત્રી—"તેં કંપનીની સહાયતાથી સુબેહદારી મેળવી, તેથી તેઓને એમ કહેવાનો સમય આવ્યો છે. તેં સુબેહદારી મેળવવા માટે કંપનીની સહાયતા શા માટે લીધી? સર્વને પોતાનાં કુકર્મનો બદલો મળે છે. તેં હલકા ઉપાયથી સુબેહદારી મેળવી છે, તેથી તને તેવું ફળ મળવુંજ જોઇએ. હું ધારૂં છું કે તારૂં રાજ્ય લાંબો વખત ટકશે નહીં. તો પણ તારામાં એક મોટો ગુણ છે, તે એ કે તું સદ્ગુણનો

મોટો પક્ષપાતી છે અને સદ્‌ગુણ આગળ શિર ઝુકાવીને તેને માન આપે છે. ધન્ય છે બંગાળાના સુબેહદાર ! તારી જનેતાને."

આ વખતે મીરકાસમનું કૃતજ્ઞ હૃદય કંપી ઉઠ્યું; અને તે બોલી ઉઠ્યો, "મહારાજ ! મેં સર્વ સાંભળ્યું, પણ હવે રાજ્ય ટકી રહે તેને માટે મારે શા ઉપાય લેવા ?"

શાસ્ત્રી–"બેટા ! સઘળાં પાપનું પ્રાયશ્ચિત્ત હોય છે. મનુષ્ય પાપનો માર્ગ છોડી દઇને નીતિને માર્ગે ચાલવા માંડે કે તેનાં પાપ પોતાની મેળે નાશ પામે છે. તું પણ આજથી સત્યનો અને નીતિનો માર્ગ ગ્રહણ કર. તેમ કરવાથી તારું રાજ્ય લાંબો વખત સુધી ટકી રહેશે."

મીરકાસમ–"પંડિતજી ! હું આપનો ઉપદેશ હમેશાં અંતઃકરણથી પાળીશ. આપ મારા ઉપર અનુગ્રહ કરીને મારી સાથે મોંગીરમાં ચાલો, એટલે હું આપની સલાહથી સર્વ કામ કરી શકું."

શાસ્ત્રી–"મને હમણાં તારી સાથે મોંગીર લઇ જવામાં તને કંઈ પણ લાભ નથી. હું કહું છું તું હમેશાં તારી પ્રજાનું કલ્યાણ કર્યાં કર, કે જેથી તારું રાજ્ય લાંબા કાળ સુધી ટકી રહે."

મીરકાસમ ઉપર પ્રમાણે બાપુદેવ શાસ્ત્રીનો ઉપદેશ સાંભળ્યા પછી તેના ચરણમાં પ્રણામ કરીને વિદાય થયો અને શાસ્ત્રીના ઉપદેશ પ્રમાણે વર્તવા લાગ્યો. પરંતુ મનુષ્ય ઉપર જ્યારે વિપત્તિ આવી પડે છે ત્યારે તે એકદમ હિતાહિત ભૂલી જાય છે. કંપનીની સાથે લડાઈ થયા પછી, મીરકાસમ પણ હિતાહિત સમજવાને અશક્ત થઈ ગયો હતો, અને તેથી જ તેણે કેટલાએક હથીયાર વિનાના ઇંગ્રેજોનાં ખૂન કરીને પોતાના હાથને કલંકિત કર્યાં હતા. કૃષ્ણદાસરાજા, રાજવલ્લભ અને બીજા કેટલાએક મોટા માણસોના ગળામાં પથરાઓ બાંધીને તેઓને ગંગામાં ફેંકી દેવરાવ્યા હતા. તથા રાજા રામનારાયણ, ઉમેદસિંહ, બુનિયાદસિંહ, ફતેસિંહ અને કેટલાએક સંભવિત ગૃહસ્થોને ઠાર મારી નાંખ્યા હતા. આવી હલકી વર્તણુકને લીધે તેને બંગાળામાંથી બહાર હાંકી મૂકવામાં આવ્યો હતો, તો પણ તે નવાબે પ્રજાની પ્રીતિ સારી મેળવી હતી, તેમાં તો જરા પણ સંદેહ નથી.



## પ્રકરણ ૨૧ મું

### બંદીખાનાનો દેખાવ

બાપુદેવ શાસ્ત્રી સાવિત્રીની વાતચિત ઉપરથી સહજમાં જ સમજી ગયા હતા કે, સાવિત્રી પોતાના પતિને અને ભાઇને બંદીખાનામાંથી છોડાવવા માટે અહીં આવી છે અને બીજી બે કન્યા પોતાના પિતા મદનદત્તને છોડાવવા માટે આવી છે, પરંતુ કંપનીના

ઇંગ્રેજ નોકરોએ તેઓને દંડના રૂપિયા વસુલ કરવા માટે કેદમાં પૂરેલા છે, તેથી તેઓ જ્યારે દંડના રૂપિયા ભરશે ત્યારે જ કંપની તેઓનો છૂટકો કરશે, તે વિના કોઈ પણ રીતે તેઓનો કેદમાંથી છૂટકો થનાર નથી.' શાસ્ત્રી મહારાજ હમણાં એકદમ નિર્ધન થઇ પડ્યા હતા. તેના ઇનામી ગામમાં જે વણકરો રહેતા હતા તેનાથી તેને આવક થતી હતી, પરંતુ તે વણકરો હમણાં રેશમના કારખાનાના અધિકારીઓના જૂલમને લીધે દેશ છોડીને નાસી ગયા હતા, તેથી ઇનામી ગામ અને જમીન ઉજડ થઇ પડ્યાં હતાં અને શાસ્ત્રી મહારાજ નિરૂપાય થઇને પોતાની સ્ત્રીનાં ઘરેણાં વેચીને પોતાનું પોષણ કરતા હતા, તેથી સાવિત્રીને દંડના રૂપિયા ક્યાંથી આપવા, તે તેને સુઝ પડ્યું નહીં.

બાપુદેવ શાસ્ત્રી બીજે દહાડે સાવિત્રી તથા બીજી બે કન્યાઓને સાથે લઇને કેદખાના તરફ ગયા અને કેદખાનાના જમાદારને અનેક પ્રાર્થના કરી એટલે જમાદાર સાવિત્રી, અહલ્યા અને જગદંબાને કેદખાનાની અંદર લઈ ગયો અને તેઓને નવીનપાલ, કાળાચાંદ તથા મદનદત્તની સાથે મેળવ્યાં.

જમાદાર માત્ર ત્રણ કન્યાને જ કેદખાનામાં લઇ ગયો અને બાપુદેવ શાસ્ત્રીને કેદખાનાના દરવાજા આગળ ઉભા રાખ્યા. શાસ્ત્રી મહારાજ કેદખાનામાં પેઠા નહીં તે તેમણે ઠીક જ કર્યું હતું; કારણ કે કેદખાનાનો દેખાવ ભયંકર હતો. બાપુદેવ જેવો કોમળ હૃદયનો માણસ જો કેદખાનાના દુઃખી જીવોનો ભયંકર આર્તનાદ સાંભળે તો તુરત જ મરણ પામે.

આ વખતે કેટલાએક મીઠાના વેપારીઓ કેદખાનામાં પડ્યા હતા. તેઓ પરસ્પર વાત કરતા હતા કે–ભાઈ, હવે આમાંથી જીવતા નીકળવાની ઇચ્છા થતી જ નથી, કારણ કે અમારું સર્વસ્વ પાયમાલ થઇ ગયું છે માટે હવે તો જો મોત થાય તો અમારાં સર્વ દુઃખનો છેડો આવી જાય. આમ બોલતાં બોલતાં તેઓની બન્ને આંખોમાંથી દડદડ આંસુ પડતાં હતાં અને તેઓ વારંવાર ચીસ પાડીને કહેતા હતા કે, આ જગતમાં ઈશ્વર જ નથી; ત્યારે બીજા વળી બીજું જ દુઃખ રડતા પોતાનું કપાળ કૂટતા હતા.

આ કારાગૃહમાં થતા આર્તનાદ અને ઉંડા નિરાશાના નિશ્વાસો આગંતુકોનાં હૃદયને ફાડી નાખતા હતા. હાડપિંજરમય કેદીઓનાં શરીરો જોનારાનાં મનને મૂર્છિત કરી નાંખતા હતા. કેદીઓની આંખોમાં જ માત્ર પ્રાણ તગતગતા હતા, અને ઉષ્ણ નિશ્વાસ રૂપે જ માત્ર પ્રાણોનુ અસ્તિત્વ જણાતું હતું.

મદનદત્ત, કાલાચાંદ અને નવીનપાળ પોતાની કોટડીમાંથી બહાર નીકળ્યા અને તેઓએ જોયું તો પોતાની નજદીક ત્રણ કન્યાને ઉભેની દીઠી ને એક વૃદ્ધ

બ્રાહ્મણને દૂર ઉભેલો દીઠો. જમાદારે તે ત્રણે કેદીઓને પેલા ઘરડા બ્રાહ્મણની પાસે જવાનો હુકમ કર્યો એટલે તે ત્રણે કેદીઓ વૃદ્ધ બ્રાહ્મણની પાસે ગયા. આ ત્રણે કેદીઓનાં શરીર દુઃખને લીધે હાડપીંજર થઈ ગયાં હતાં, તેથી મદનદત્તની દીકરીઓએ પોતાના પિતાને ઓળખ્યા પણ નહીં. પરંતુ મદને પોતાની દીકરીઓને ઓળખી કાઢી અને ને તરત તેઓને હૈયામાં ઘાલીને સ્નેહથી મળ્યો તથા રડવા લાગ્યો. બીજી તરફ સાવિત્રી પણ પોતાના ભાઇને જોતાં જ તેને કંઠે વળગી પડી અને ઘાંટો કાઢીને રડવા લાગી, અને તે પછી પોતાના પતિને પ્રેમાતુર દૃષ્ટિથી દૂર ઉભી ઉભી નિહાળવા લાગી.

સૌ શાંત થયા પછી બાપુદેવ શાસ્ત્રીએ સાવિત્રીના ઉપર પડેલાં સંકટોનું વિસ્તારથી વર્ણન કર્યું તથા તે કલકત્તે કેવી રીતે આવી, આરાદૂન સાહેબની સ્ત્રીએ તેને કેવી રીતે સહાયતા આપી તે વાત વિસ્તારથી કહી સંભળાવી, તથા મદનદત્તની કન્યાનો સાવિત્રીને કેવી રીતે મેળાપ થયો તે વાત પણ કહી સંભળાવી અને અન્નપૂર્ણા તથા તેની માતાના મરણની વાત પણ કહી.

મદનદત્ત પોતાની સ્ત્રી તથા વડી પુત્રી અન્નપૂર્ણાના મરણની ખબર સાંભળીને બહુ જ શોકાતુર થઇ ગયો અને ઘાંટો પાડીને રડવા લાગ્યો. બીજી તરફ કાલાચાંદ અને નવીનપાળ પણ પોતાનાં સગાં સંબંધીઓના મરણની ખબર સાંભળીને બહુ જ રડવા લાગ્યા.

થોડીવાર પછી કેદખાનાના જમાદારે આવીને બાપુદેવ શાસ્ત્રીને કહ્યું; "મહારાજ ! અમે કેદીઓને ઘણીવાર કેદખાનામાંથી બહાર રાખી શકતા નથી, માટે હવે તમારું આટોપો." આ વેળા મદનદત્ત, નવીનપાળ અને કાલાચાંદ, બાપુદેવ શાસ્ત્રીના ચરણમાં પ્રણામ કરીને રડતા રડતા બોલ્યા;–"આપ દેવતા છો. આપે જો સહાયતા આપી નહોત તો અમે આમને આ જન્મમાં જોવા પામત નહીં."

કાલાચાંદ અને નવીન પ્રથમથી જ બાપુદેવ શાસ્ત્રીને ઓળખતા હતા, કારણ કે બાપુદેવ શાસ્ત્રી કંઈ સાધારણ મનુષ્ય ન હતા, પરંતુ દેવતા તુલ્ય હતા. તે વાત તેઓ જાણતા હતા. પણ મદનદત્તે તો આજે જ જાણ્યું કે બ્રાહ્મણકુળમાં હજી પણ એક બે દેવતા છે. છૂટા પડતી વેળા બાપુદેવ શાસ્ત્રીએ કહ્યું કે, તમે આ ત્રણેની કાંઇ પણ ચિંતા કરશો મા. હું પોતે વેચાઇને પણ તમારો દંડ ભરી તમને છોડવીશ. આવી ભયંકર વિપત્તિવેળા તેઓના બાપુદેવ શાસ્ત્રીના ઉપર જે પ્રબળ ભક્તિભાવ થયો હતો, તેનું વર્ણન વાણીથી થઈ શકે તેમ નથી.

તે પછી બાપુદેવ શાસ્ત્રી, સાવિત્રી, જગદંબા અને અહલ્યાને લઇને પોતાને ઘેર આવ્યા.

❋❋❋❋❋❋❋❋

## પ્રકરણ ૨૨ મું

### કયારાપીટ આરાટૂન

પ્રમદા જાણતી હતી કે, તેના પિતા આજે જ ત્રણે જણને કેદખાનામાંથી છુટા કરાવીને ઘેર તેડી લાવશે, પરંતુ તેણે જ્યારે પોતાના પિતાને માત્ર ત્રણ કન્યા સાથે ઘેર આવતા દીઠા ત્યારે તે નિરાશ થઈ ગઈ.

બાપુદેવે દીકરીને સ્પષ્ટ કહી દીધું કે;–"દીકરા ! તું છોડાવવા માટે કહે છે, પણ મારી પાસે એક પણ પૈસા નથી કે દંડ ભરીને હું તેઓને છોડાવી લાવું." પૂછતાં જણાયું છે કે એ ત્રણેને છોડાવતાં ઓછામાં ઓછા એક હજાર રૂપિયા દંડના ભરવા પડશે. એ રૂપિયા કયાંથી લાવવા તે સુઝ પડતી નથી.

પ્રમદાએ આ વખતે પોતાનાં તમામ ઘરેણાં વેચી મારીને રૂપિયા આપવાનો મનમાં ઠરાવ કર્યો, પણ વળી તેને વિચાર આવ્યો કે મારા પિતા વ્યવહારકુશળ નથી તેથી તેમને ઘરેણાંનો બજારમાં વ્યાજબી ભાવ મળશે નહીં, અને વેપારમાં જે અનેક તરેહનાં છળકપટ રહેલાં છે તેથી શાસ્ત્રીબાવા અજાણ્યા છે, માટે તેમને ઘરેણાં વેચવાનું કામ સોંપાય નહી. આમ ધારીને પ્રમદાએ પોતાના મનની વાત પિતાની આગળ કહી નહીં. પરંતુ પિતાને માત્ર એટલું જ કહ્યું કે;–"પિતાજી ! તમે એકવાર ભાઈ નંદકુમારને અહીં આવવાને લખોને ?"

પ્રમદા નાની ઉમરથી જ નંદકુમારને ભાઈ કહીને બોલાવતી હતી.

બાપુદેવ શાસ્ત્રી પ્રમદાનું કહેવું સાંભળીને બોલ્યા;–"ના મા ! તેમ બને જ નહીં. નંદકુમાર મારો શિષ્ય છે. તેને ખબર પડશે કે મારે રૂપિયાની જરૂર છે તો ગમે તેમ કરીને પણ રૂપિયા આપવાનો તે પ્રયત્ન કરશે અને હું પ્રાણાંત થતાં સુધી પણ તેની પાસેથી રૂપિયાને માટે પ્રાર્થના કરીશ નહીં. તે તો શું, પણ હરકોઇની પાસે પણ હું પૈસાને માટે પ્રાર્થના કરનાર નથી. હમણાં નંદકુમારના ઉપર પણ ભયંકર આફત આવી પડી છે અને તે અધિકાર ઉપરથી ભ્રષ્ટ થઇને એક કેદીરૂપે કલકત્તામાં રહે છે, તેવા સમયમાં હું તેની પાસેથી પૈસા લેવા ઇચ્છતો નથી."

પ્રમદા–"ના પિતાજી ! હું કાંઇ ભાઇની પાસેથી પૈસા લેવાની ઇચ્છા રાખતી નથી, પણ મારાં પોતાનાં કેટલાંએક ઘરેણાં તેને વેચવા માટે આપવાં છે. તે વ્યવહારકુશળ છે તેથી બજારમાં તેનો વાજબી ભાવ ઉપજાવી શકશે; અને આપ જો વેચવા જશો તો વેપારીઓ આપને ઠગી જશે."

સાવિત્રી–"પ્રમદાની આવી દયા જોઇને આશ્ચર્ય પામી અને મનમાં વિચાર કરવા લાગી કે, હું મનુષ્યને ઘેર આવી છું કે દેવતાને ઘેર આવી છું ! અમારો સંકટમાંથી

ઉદ્ધાર કરવા માટે આ પોતાની સર્વ સંપત્તિ વેચવાને તૈયાર થઈ છે. ધન્ય છે તેનાં ઊંચાં હૃદયને !"

પછી સાવિત્રી બોલી–"પ્રમદા બા ! સૈદાબાદમાં આરાટૂન નામનો એક વેપારી રહે છે, તેની મેમ મારા ઉપર બહુ જ સ્નેહ રાખે છે. તેમણે મને આરાટૂનના ઉપર એક પત્ર લખી આપ્યો છે તે પત્ર મારી પાસે છે, માટે હું જો તે કાગળ લઇને આરાટૂનની પાસે જાઉં તો તે મને થોડાક રૂપિયાની સહાયતા કરે અને તેમ થાય તો આપને આ ઘરેણાં વેચવાની જરૂર પડે નહીં."

બાપુદેવ શાસ્ત્રી એ વાત સાંભળીને બોલ્યા–"ઠીક, ત્યારે કાલે હું તને આરા-ટૂનને ત્યાં તેડી જઇશ, પરંતુ હું તને પૂછું છું કે, સખારામના રૂપિયા હતા તે શું કંપનીનાં માણસો લુટી ગયાં ?"

સાવિત્રી–"સાંભળવામાં આવ્યું છે કે અમારું છુપું ધન તો શોધ કર્યા છતાં પણ તેઓને હાથ લાગ્યું નથી, પરંતુ બીજી નાની મોટી જણસો તે લઈ ગયા છે. છુપું ધન ક્યાં દાટયું છે તે હું જાણતી નથી, પણ મારો ભાઇ જાણે છે."

શાસ્ત્રી–"તારા પિતાએ મરણ વખતે તેના સંબંધમાં કોઇને કાંઇ કહ્યું નથી ?"

સાવિત્રી–"મરણ વખતે તે કાંઇ પણ બોલી શકયા નથી. મરતી વખતે માત્ર 'હળધર, મહોર' એવા બેજ શબ્દો તેના મુખમાંથી નિકળ્યા હતા."

શાસ્ત્રી–"સખારામ ખરેખરો ધર્મનિષ્ઠ પુરુષ હતો. હળધરના રૂપિયા અને મહોર મેં મારા ઘરમાં રાખ્યાં છે તે વાત જ તેણે મરણ વખતે કહેવાનો પ્રયત્ન કર્યો હતો. હળધરના રૂપિયા અને મહોર કયાં રાખ્યાં છે તે તારા જાણવામાં છે ?"

સાવિત્રી–"ના જી."

શાસ્ત્રી–"હળધર કોણ તે તું જાણે છે ?"

સાવિત્રી–"હા, તે મારા મામા થતા હતા. મારો જન્મ થયા અગાઉ મારા પિતા મારા મામાની સાથે જ રહેતા હતા. પરંતુ મારા પિતાને જ્યારે ઇનામમાં જમીન મળી ત્યારથી મારા પિતા જુદા રહેવા લાગ્યા."

શાસ્ત્રી–"ત્યારે તેં હળધરના દીકરાને કોઈ પણ દહાડો દીઠો નહીં હોય ?"

સાવિત્રી–"ના મામાના મરણ પછી દીઠો નથી. તેમ તે જીવતો છે કે મરી ગયો છે તે પણ હું જાણતી નથી. માત્ર એટલું જ સાંભળ્યું છે કે મામીએ પુત્રને ખોળામાં લઇને ગંગામાં ઝંપલાવ્યું હતું, પણ પાછળથી છોકરો પાણીના ઉભરા સાથે ઉપર આવ્યો કે તમે તેને લઇ લીધો હતો."

શાસ્ત્રી–"આ ૭ વર્ષના બાળકને પ્રમદા ઉછેરે છે તે હળધરનો પુત્ર છે."

સાવિત્રી-આ વાત સાંભળીને આશ્ચર્ય પામી અને પ્રમદાનાં બે ચરણનો હાથ-વતી સ્પર્શ કરીને તરત બોલી ઉઠી; "આપ બ્રાહ્મણની કન્યા થઇને પણ આ વણ-કરના છોકરાને સ્નેહથી ઉછેરો છો તેથી આપ મનુષ્ય નથી પણ દેવતા છો." આમ બોલતાં બોલતાં સાવિત્રીની બન્ને આંખોમાંથી દડદડ આંસુઓ પડવા લાગ્યાં અને તે પ્રમદાની પાસેથી છોકરાને તેડી લઇને સ્નેહથી તેને બચીઓ કરવા લાગી.

બીજે દિવસે બાપુદેવ શાસ્ત્રી સાવિત્રીને સાથે લઇને ફોજદારી કચેરીની પાસે આવેલા આરમીન્યનોના મહોલ્લામાં આરાટૂનના ઘરની આગળ આવ્યા. બાપુદેવ પોતે પણ આરાટૂનને ઓળખતા હતા.

તે વખતે આરાટૂન પોતાના મુકર્દમા માટે ફોજદારી કચેરીની નજદીક એક માળના ઘરમાં રહેતો હતો. તે સાવિત્રીને બાપુદેવ શાસ્ત્રીની સાથે જોઇને બહુ જ આશ્ચર્ય પામ્યો. મુરશીદાબાદના તમામ લોકો તેને બુઢ્ઢા નવાબના પંડિત તરીકે ઓળખતા હતા અને આરાટૂન તથા તેનો બાપ સેમ્યુએલ પંડિતને બહુ જ માન આપતા હતા.

શાસ્ત્રી મહારાજ જેવા આરાટૂનના ઘરમાં દાખલ થયા કે, આરાટૂને ઉભા થઇ સલામ કરીને માન આપ્યું.

સાવિત્રીએ પોતાની સાડીના પાલવની ગાંઠ છોડીને એક કાગળ કાઢ્યો ને આરાટૂન સાહેબના હાથમાં આપ્યો. તે પત્ર એસ્તાર બીબીએ સાવિત્રીને જતી વખતે ભલામણ પત્ર લખી આપ્યો હતો તેજ હતો. એસ્તાર બીબી કેવી સહૃદયા હતી તે તેમણે લખેલો ભલામણ પત્ર વાંચવાથી સ્પષ્ટ સમજાશે. તેણે લખેલા પત્રનો સાર આ પ્રમાણે હતોઃ-

"પ્રાણનાથ! અમારી સ્થિતિ હમણાં સારી ન હોવાથી અમે સાવિત્રીને સહાય કરી શકયાં નથી. પરંતુ તમે દુઃખી સાવિત્રીને દુઃખમાંથી છુટી કરવા માટે જેટલા રૂપિયા જોઇતા હોય તેટલા રૂપિયાની મદદ કરજો અને તમારી એસ્તારની આ વિનંતિને માન્ય કરજો. તે દુઃખિણી સ્ત્રીનું દુઃખ મને જ્યારે યાદ આવે છે ત્યારે મારૂં હૃદય ચીરાઈ જાય છે. તેના પિતા, મા, ભાઇ, ભાઇની સ્ત્રીઓ વગેરે સર્વ મરી ગયાં છે. માત્ર એક ભાઈ અને પતિ બેજ જીવતા છે. ચંડાળ રામહરિએ આ દુઃખિણી બાઇનું શીયળભંગ કરવાનો પ્રયન્ત કર્યો હતો, પરંતુ તે પરમેશ્વરની દયાથી બચી ગઈ છે. એ પવિત્ર પતિવ્રતા બાઇ પોતાના પતિને અને ભાઇને કેદ-ખાનામાંથી છોડાવવા માટે કલકત્તે આવી છે માટે આપથી બની શકે ત્યાંસુધી આપ તેના પતિને અને ભાઇને કેદખાનામાંથી છુટા કરાવવાનો પ્રયત્ન કરશોજી."

આપની તાબેદાર દાસી,
એસ્તાર.

ગયાં છે ત્યારે હું તારી પાસેથી તેની કીંમત લેવાની ઇચ્છા રાખતો નથી, એટલે બુલાકીએ ગળગળો થઇને કહ્યું, તેમ બને જ નહીં. તે ઘરેણાં પ્રમદાનાં છે અને પ્રમદા એક બ્રાહ્મણની દીકરી છે માટે મારા ઉપર બ્રાહ્મણનું ઋણ રહી જાય તે ઠીક નહીં. તેથી હું તો પ્રાણાંતે પણ પૈસા આપીશ. હું તેના પૈસા આપું નહીં તો મારૂં ભુંડું થાય. આમ કહીને બુલાકીએ તારાં બધાં ઘરેણાંની કીંમતના જેટલા રૂપિયા થાય તેટલાનું મને લખત કરી આપ્યું છે અને જ્યારે તેની પાસે રૂપિયા આવશે ત્યારે તે તને સઘળા રૂપિયા ભરી આપશે, તથાપિ હમણાં તારે જેટલા રૂપિયા જોઇના હશે તેટલા તે આપશે. તારાં ઘરેણાં પેટે રૂપિયા અડતાલીશ હજાર ને એકવીશ મારી પાસે અનામત પડ્યા છે એમ તારે સમજવું.

આ પ્રમાણે વાતચિત કર્યા પછી નંદકુમાર ગુરૂના ચરણમાં પ્રણામ કરીને ચાલ્યો ગયો અને બીજે દહાડે ચૈતન્યનાથની મારફતે પ્રમદાને બે હજાર રૂપિયા મોકલાવી આપ્યા.

બાપુદેવ તે જ વખતે ચૈતન્યનાથને સાથે લઇને મદનદત્ત, નવીનપાળ અને કાલાચાંદના દંડના રૂપિયા ભરવા માટે કંપનીની ઑફીસ તરફ ચાલ્યા અને ત્યાં તે ત્રણ જણને છોડાવવા માટે દંડ આપવાની અરજ કરી. ઉપરી અધિકારીએ હિસાબ કરીને દંડના દેવાના રૂપિયા એક હજાર અને અઢીસો કહ્યા. બાપુદેવ શાસ્ત્રી તે રૂપિયા ભરી ત્રણેને કેદખાનામાંથી છૂટા કરીને પોતાને ઘેર તેડી લાવ્યા. સાવિત્રી, જગદંબા અને અહલ્યાના આનંદનો પાર રહ્યો નહીં.

નવીનપાળે અને કાલાચાંદે મુરશીદાબાદ જવાની હિંમત કરી નહીં, કારણ કે ત્યાં જઇને ક્યાં રહે અને શું ધંધો કરે? તેની જાતવાળા પણ ગામ છોડીને પરદેશ નાસી ગયા હતા, તેથી તેનું ગામ ઉજ્જડ થઇ પડ્યું હતું, માટે તેઓ શાસ્ત્રી મહારાજના ફળીયામાં એક નાની ઝુંપડી બાંધીને રહ્યા અને તેઓને ધંધો કરવાને માટે પ્રમદાએ થોડાક રૂપિયાની મદદ કરી.

## પ્રકરણ ૨૪ મું

### ક્યારાપીટ આરાટૂનનું મૃત્યુ

ક્યારાપીટ આરાટૂને, સાવિત્રીને તા. ૧૦ મીએ રૂપિયા આપવાનું કહ્યું હતું, કારણ કે તેના મુકર્દમાની તારીખ ૯ મી મુકર્રર થઇ હતી. પરંતુ હવે સાવિત્રીને રૂપિયા લેવા માટે તેની પાસે જવાની જરૂર રહી નહતી.

સાવિત્રીએ તા. ૧૦ મીએ પોતાના વડીલ બંધુને તથા પતિને કહ્યું કે, આપણે આરાટૂનના મુકર્દમાનું શું પરિણામ આવ્યું તેની ખબર કાઢવી જોઇએ.

આરાટૂનની મેંમે મારી જાત, પ્રાણુ, માન અને ધર્મની રક્ષા કરી છે, તેથી હું તેના ઉપકાર નીચે દબાયલી છું, માટે ચાલો આપણે ત્રણે તેની પાસે જઇને રૂપિયાની જરૂર નથી એમ તેને કહી આવીએ અને તેના મુકદ્દમાની હકીકત પણ જાણી આવીએ.

નવીનપાળ અને કાલાચાંદ સાવિત્રીનું કહેવું સાંભળીને તુરત તેની સાથે આરાટૂનના ઘર તરફ જવા નીકળ્યા. ત્યાં ગયા તે વખતે આરાટૂનનું ઘર બંધ હતું અને ચાકર બહારની ઓશરીમાં બેઠો હતો. તેને આરાટૂનની ખબર પૂછતાં, તેણે કહ્યું કે ગવર્નર સાહેબને બંગલે તે ગયા છે અને હમણાં પાછા આવશે. એટલે તેઓ ત્યાં બેસીને સાહેબની વાટ જોવા લાગ્યાં. અરધો કલાક થયો નહીં હોય એટલામાં તો ચાર પાંચ જણા આરાટૂનને પોતાની કાંધ ઉપર ઉચકીને આવ્યા. આરાટૂન આ વેળા તદ્દન બેભાન અવસ્થામાં હતો.

આરાટૂનને કાંધ ઉપર ઉપાડીને જે લોકો લાવ્યા હતા, તેઓની સાથે બીજા બે પુરૂષો હતા, તેમાં એક ગોકુલ સોની હતો અને બીજાનું નામ રામનાથ હતું.

આરાટૂનને ઘરની અંદર લાવ્યા પછી ગોકુલ સોની, રામનાથને ધીમેથી કાંઈ કહેવા લાગ્યો, તેથી તેણે શું કહ્યું તે સ્પષ્ટ સમજાયું નહીં, પરંતુ માત્ર છેલ્લા શબ્દો સાંભળવામાં આવ્યા તે આ પ્રમાણે હતા. "જે વેરેલ્સ્ટ સાહેબ અને વારોવેલ સાહેબને લાંચ આપે તેના નામ ઉપર કામ ચલાવવામાં આવે, તોપણુ ગવરનર સાહેબ તેના ગુન્હાનો વિચાર જ કરે નહી, એ તારે પક્કી રીતે જાણવું."

રામનાથ અને ગોકુળનાથ થોડી વાર પછી ત્યાંથી ચાલ્યા ગયા.

સાવિત્રી, નવીન, કાલાચાંદ અને આરાટૂનનો ચાકર આ બનાવનો ભેદ સમજી શક્યાં નહીં.

નવીન અને કાલાચાંદ આરાટૂનના માથા ઉપર પાણી રેડવા લાગ્યાં, અને થોડી વાર પછી તેને જરા ભાન આવ્યું એટલે તેણે આંખ ઉઘાડીને જોયું તો પલંગની પાસે સાવિત્રીને બેઠેલી દીઠી એટલે તુરત તે બોલી ઉઠયો:–"એ પ્રાણાધાર એસ્તાર! તું રસ્તાની એક ભીખારણુ થઇ પડી છે, તારે માટે હું કાંઇ પણુ દોલત રાખી જતો નથી, હાય! હું તને મૂકીને હવે ખુદાની પનાહમાં જાઉં છું."

સાવિત્રી બોલી–"બાબા! હું એસ્તારબીબી નથી, હું તો સાવિત્રી છું. તમારા મુકર્દમાનું છેવટ શું આવ્યું? તે જાણવા માટે આવી છું." મુકર્દમાની વાત સાંભળતાં જ આરાટૂન કપાળ ઉપર હાથ મૂકીને બોલ્યો;–"મારૂં સર્વસ્વ પાયમાલ થઇ ગયું છે અને મારી એસ્તાર રસ્તાની એક ભીખારણુ થઇ પડી છે." આમ બોલતાં બોલતાં તે બેભાન થઇ ગયો. સાહેબની વાત સાંભળીને સૌ સમજી ગયાં કે સાહેબ

ગયાં છે ત્યારે હું તારી પાસેથી તેની કીંમત લેવાની ઇચ્છા રાખતો નથી, એટલે બુલાકીએ ગળગળો થઇને કહ્યું, તેમ બને જ નહીં. તે ઘરેણાં પ્રમદાનાં છે અને પ્રમદા એક બ્રાહ્મણની દીકરી છે માટે મારા ઉપર બ્રાહ્મણનું ઋણ રહી જાય તે ઠીક નહીં. તેથી હું તો પ્રાણાંતે પણ પૈસા આપીશ. હું તેના પૈસા આપું નહીં તો મારૂં ભુંડું થાય. આમ કહીને બુલાકીએ તારાં બધાં ઘરેણાંની કીંમતના જેટલા રૂપિયા થાય તેટલાનું મને લખત કરી આપ્યું છે અને જ્યારે તેની પાસે રૂપિયા આવશે ત્યારે તે તને સઘળા રૂપિયા ભરી આપશે, તથાપિ હમણાં તારે જેટલા રૂપિયા જોઇતા હશે તેટલા તે આપશે. તારાં ઘરેણાં પેટે રૂપિયા અડતાલીશ હજાર ને એકવીશ મારી પાસે અનામત પડ્યા છે એમ તારે સમજવું.

આ પ્રમાણે વાતચિત કર્યા પછી નંદકુમાર ગુરૂના ચરણમાં પ્રણામ કરીને ચાલ્યો ગયો અને બીજે દહાડે ચૈતન્યનાથની મારફતે પ્રમદાને બે હજાર રૂપિયા મોકલાવી આપ્યા.

બાપુદેવ તેજ વખતે ચૈતન્યનાથને સાથે લઇને મદનદત્ત, નવીનપાળ અને કાલાચાંદના દંડના રૂપિયા ભરવા માટે કંપનીની ઑફીસ તરફ ચાલ્યા અને ત્યાં તે ત્રણ જણને છોડાવવા માટે દંડ આપવાની અરજ કરી. ઉપરી અધિકારીએ હિસાબ કરીને દંડના દેવાના રૂપિયા એક હજાર અને અઢીસો કહ્યા. બાપુદેવ શાસ્ત્રી તે રૂપિયા ભરી ત્રણેને કેદખાનામાંથી છૂટા કરીને પોતાને ઘેર તેડી લાવ્યા. સાવિત્રી, જગદંબા અને અહલ્યાના આનંદનો પાર રહ્યો નહીં.

નવીનપાળે અને કાલાચાંદે મુરશીદાબાદ જવાની હિંમત કરી નહીં, કારણ કે ત્યાં જઇને ક્યાં રહે અને શું ધંધો કરે? તેની જાતવાળા પણ ગામ છોડીને પરદેશ નાસી ગયા હતા, તેથી તેનું ગામ ઉજ્જડ થઇ પડયું હતું, માટે તેઓ શાસ્ત્રી મહારાજના ફળીયામાં એક નાની ઝુંપડી બાંધીને રહ્યા અને તેઓને ધંધો કરવાને માટે પ્રમદાએ થોડાક રૂપિયાની મદદ કરી.

## પ્રકરણ ૨૪ મું

### ક્યારાપીટ આરાટૂનનું મૃત્યુ

ક્યારાપીટ આરાટૂને, સાવિત્રીને તા. ૧૦ મીએ રૂપિયા આપવાનું કહ્યું હતું, કારણ કે તેના મુકર્દમાની તારીખ ૯ મી મુક્કરર થઇ હતી. પરંતુ હવે સાવિત્રીને રૂપિયા લેવા માટે તેની પાસે જવાની જરૂર રહી નહતી.

સાવિત્રીએ તા. ૧૦ મીએ પોતાના વડીલ બંધુને તથા પતિને કહ્યું કે, આપણે આરાટૂનના મુકર્દમાનું શું પરિણામ આવ્યું તેની ખબર કાઢવી જોઇએ.

આરાટૂનની મેંમે મારી જાત, પ્રાણ, માન અને ધર્મની રક્ષા કરી છે, તેથી હું તેના ઉપકાર નીચે દબાયલી છું, માટે ચાલો આપણે ત્રણે તેની પાસે જઇને રૂપિયાની જરૂર નથી એમ તેને કહી આવીએ અને તેના મુકર્દમાની હકીકત પણ જાણી આવીએ.

નવીનપાળ અને કાલાચાંદ સાવિત્રીનું કહેવું સાંભળીને તુરત તેની સાથે આરાટૂનના ઘર તરફ જવા નીકળ્યા. ત્યાં ગયા તે વખતે આરાટૂનનું ઘર બંધ હતું અને ચાકર બહારની ઓશરીમાં બેઠો હતો. તેને આરાટૂનની ખબર પૂછતાં, તેણે કહ્યું કે ગવર્નર સાહેબને બંગલે તે ગયા છે અને હમણાં પાછા આવશે. એટલે તેઓ ત્યાં બેસીને સાહેબની વાટ જોવા લાગ્યાં. અરધો કલાક થયો નહીં હોય એટલામાં તો ચાર પાંચ જણા આરાટૂનને પોતાની કાંધ ઉપર ઉચકીને આવ્યા. આરાટૂન આ વેળા તદન બેભાન અવસ્થામાં હતો.

આરાટૂનને કાંધ ઉપર ઉપાડીને જે લોકો લાવ્યા હતા, તેઓની સાથે બીજા બે પુરૂષો હતા, તેમાં એક ગોકુલ સોની હતો અને બીજાનું નામ રામનાથ હતું.

આરાટૂનને ઘરની અંદર લાવ્યા પછી ગોકુલ સોની, રામનાથને ધીમેથી કાંઈ કહેવા લાગ્યો, તેથી તેણે શું કહ્યું તે સ્પષ્ટ સમજાયું નહીં, પરંતુ માત્ર છેલ્લા શબ્દો સાંભળવામાં આવ્યા તે આ પ્રમાણે હતા. 'જો વેરેલ્સ્ટ સાહેબ અને વારોવેલ સાહેબને લાંચ આપે તેના નામ ઉપર કામ ચલાવવામાં આવે, તોપણ ગવરનર સાહેબ તેના ગુન્હાનો વિચાર જ કરે નહીં, એ તારે પક્કી રીતે જાણવું."

રામનાથ અને ગોકુળનાથ થોડી વાર પછી ત્યાંથી ચાલ્યા ગયા.

સાવિત્રી, નવીન, કાલાચાંદ અને આરાટૂનનો ચાકર આ બનાવનો ભેદ સમજી શક્યાં નહીં.

નવીન અને કાલાચાંદ આરાટૂનના માથા ઉપર પાણી રેડવા લાગ્યાં, અને થોડી વાર પછી તેને જરા ભાન આવ્યું એટલે તેણે આંખ ઉઘાડીને જોયું તો પલંગની પાસે સાવિત્રીને બેઠેલી દીઠી એટલે તુરત તે બોલી ઉઠ્યોઃ–"ઓ પ્રાણાધાર એસ્તાર! તું રસ્તાની એક ભીખારણ થઇ પડી છે, તારે માટે હું કાંઇ પણ દોલત રાખી જતો નથી, હાય! હું તને મૂકીને હવે ખુદાની પનાહમાં જાઉં છું."

સાવિત્રી બોલી–"બાબા! હું એસ્તારબીબી નથી, હું તો સાવિત્રી છું. તમારા મુકર્દમાનું છેવટ શું આવ્યું? તે જાણવા માટે આવી છું." મુકર્દમાની વાત સાંભળતાં જ આરાટૂન કપાળ ઉપર હાથ મૂકીને બોલ્યોઃ–"મારૂં સર્વસ્વ પાયમાલ થઇ ગયું છે અને મારી એસ્તાર રસ્તાની એક ભીખારણ થઇ પડી છે." આમ બોલતાં બોલતાં તે બેભાન થઇ ગયો. સાહેબની વાત સાંભળીને સૌ સમજી ગયાં કે સાહેબ—

ગયાં છે ત્યારે હું તારી પાસેથી તેની કીંમત લેવાની ઇચ્છા રાખતો નથી, એટલે બુલાકીએ ગળગળો થઇને કહ્યું, તેમ બને જ નહીં. તે ઘરેણાં પ્રમદાનાં છે અને પ્રમદા એક બ્રાહ્મણની દીકરી છે માટે મારા ઉપર બ્રાહ્મણનું ઋણ રહી જાય તે ઠીક નહીં. તેથી હું તો પ્રાણાંતે પણ પૈસા આપીશ. હું તેના પૈસા આપું નહીં તો મારૂં ભુંડું થાય. આમ કહીને બુલાકીએ તારાં બધાં ઘરેણાંની કીંમતના જેટલા રૂપિયા થાય તેટલાનું મને લખત કરી આપ્યું છે અને જ્યારે તેની પાસે રૂપિયા આવશે ત્યારે તે તને સઘળા રૂપિયા ભરી આપશે, તથાપિ હમણાં તારે જેટલા રૂપિયા જોઇતા હશે તેટલા તે આપશે. તારાં ઘરેણાં પેટે રૂપિયા અડતાલીશ હજાર ને એકવીશ મારી પાસે અનામત પડ્યા છે એમ તારે સમજવું.

આ પ્રમાણે વાતચિત કર્યાં પછી નંદકુમાર ગુરૂના ચરણમાં પ્રણામ કરીને ચાલ્યો ગયો અને બીજે દહાડે ચૈતન્યનાથની મારફતે પ્રમદાને બે હજાર રૂપિયા મોકલાવી આપ્યા.

બાપુદેવ તેજ વખતે ચૈતન્યનાથને સાથે લઇને મદનદત્ત, નવીનપાળ અને કાલાચાંદના દંડના રૂપિયા ભરવા માટે કંપનીની ઑફીસ તરફ ચાલ્યા અને ત્યાં તે ત્રણ જણને છોડાવવા માટે દંડ આપવાની અરજ કરી. ઉપરી અધિકારીએ હિસાબ કરીને દંડના દેવાના રૂપિયા એક હજાર અને અઢીસો કહ્યા. બાપુદેવ શાસ્ત્રી તે રૂપિયા ભરી ત્રણેને કેદખાનામાંથી છૂટા કરીને પોતાને ઘેર તેડી લાવ્યા. સાવિત્રી, જગદંબા અને અહલ્યાના આનંદનો પાર રહ્યો નહીં.

નવીનપાળે અને કાલાચાંદે મુરશીદાબાદ જવાની હિંમત કરી નહીં, કારણ કે ત્યાં જઇને ક્યાં રહે અને શું ધંધો કરે? તેની જાતવાળા પણ ગામ છોડીને પરદેશ નાસી ગયા હતા, તેથી તેનું ગામ ઉજ્જડ થઇ પડ્યું હતું, માટે તેઓ શાસ્ત્રી મહારાજના ફળીયામાં એક નાની ઝુંપડી બાંધીને રહ્યા અને તેઓને ધંધો કરવાને માટે પ્રમદાએ થોડાક રૂપિયાની મદદ કરી.

## પ્રકરણ ૨૪ મું

### કયારાપીટ આરાટૂનનું મૃત્યુ

કયારાપીટ આરાટૂને, સાવિત્રીને તા. ૧૦ મીએ રૂપિયા આપવાનું કહ્યું હતું, કારણ કે તેના મુકર્દમાની તારીખ ૯ મી મુક્કરર થઇ હતી. પરંતુ હવે સાવિત્રીને રૂપિયા લેવા માટે તેની પાસે જવાની જરૂર રહી નહતી.

સાવિત્રીએ તા. ૧૦ મીએ પોતાના વડીલ બંધુને તથા પતિને કહ્યું કે, આપણે આરાટૂનના મુકર્દમાનું શું પરિણામ આવ્યું તેની ખબર કાઢવી જોઇએ.

આરાટૂનની મેમે મારી જાત, પ્રાણ, માન અને ધર્મની રક્ષા કરી છે, તેથી હું તેના ઉપકાર નીચે દબાયલી છું, માટે ચાલો આપણે ત્રણે તેની પાસે જઇને રૂપિયાની જરૂર નથી એમ તેને કહી આવીએ અને તેના મુકર્દમાની હકીકત પણ જાણી આવીએ.

નવીનપાળ અને કાલાચાંદ સાવિત્રીનું કહેવું સાંભળીને તુરત તેની સાથે આરાટૂનના ઘર તરફ જવા નીકળ્યા. ત્યાં ગયા તે વખતે આરાટૂનનું ઘર બંધ હતું અને ચાકર બહારની ઓશરીમાં બેઠો હતો. તેને આરાટૂનની ખબર પૂછતાં, તેણે કહ્યું કે ગવર્નર સાહેબને બંગલે તે ગયા છે અને હમણાં પાછા આવશે. એટલે તેઓ ત્યાં બેસીને સાહેબની વાટ જોવા લાગ્યાં. અરધો કલાક થયો નહીં હોય એટલામાં તો ચાર પાંચ જણા આરાટૂનને પોતાની કાંધ ઉપર ઉચકીને આવ્યા. આરાટૂન આ વેળા તદ્દન બેભાન અવસ્થામાં હતો.

આરાટૂનને કાંધ ઉપર ઉપાડીને જે લોકો લાવ્યા હતા, તેઓની સાથે બીજા બે પુરૂષો હતા, તેમાં એક ગોકુલ સોની હતો અને બીજાનું નામ રામનાથ હતું.

આરાટૂનને ઘરની અંદર લાવ્યા પછી ગોકુલ સોની, રામનાથને ધીમેથી કાંઈ કહેવા લાગ્યો, તેથી તેણે શું કહ્યું તે સ્પષ્ટ સમજાયું નહીં, પરંતુ માત્ર છેલ્લા શબ્દો સાંભળવામાં આવ્યા તે આ પ્રમાણે હતા. "જે વેરેલ્સ્ટ સાહેબ અને વારોવેલ સાહેબને લાંચ આપે તેના નામ ઉપર કામ ચલાવવામાં આવે, તોપણ ગવરનર સાહેબ તેના ગુન્હાનો વિચાર જ કરે નહીં, એ તારે પક્કી રીતે જાણવું."

રામનાથ અને ગોકુળનાથ થોડી વાર પછી ત્યાંથી ચાલ્યા ગયા.

સાવિત્રી, નવીન, કાલાચાંદ અને આરાટૂનનો ચાકર આ બનાવનો ભેદ સમજી શકયાં નહીં.

નવીન અને કાલાચાંદ આરાટૂનના માથા ઉપર પાણી રેડવા લાગ્યાં, અને થોડી વાર પછી તેને જરા ભાન આવ્યું એટલે તેણે આંખ ઉઘાડીને જોયું તો પલંગની પાસે સાવિત્રીને બેઠેલી દીઠી એટલે તુરત તે બોલી ઉઠયો:—"ઓ પ્રાણાધાર એસ્તાર! તું રસ્તાની એક ભીખારણ થઇ પડી છે, તારે માટે હું કાંઇ પણ દોલત રાખી જતો નથી, હાય! હું તને મૂકીને હવે ખુદાની પનાહમાં જાઉં છું."

સાવિત્રી બોલી—"બાબા! હું એસ્તારબીબી નથી, હું તો સાવિત્રી છું. તમારા મુકર્દમાનું છેવટ શું આવ્યું? તે જાણવા માટે આવી છું." મુકર્દમાની વાત સાંભળતાં જ આરાટૂન કપાળ ઉપર હાથ મૂકીને બોલ્યો;—"મારૂં સર્વસ્વ પાયમાલ થઇ ગયું છે અને મારી એસ્તાર રસ્તાની એક ભીખારણ થઇ પડી છે." આમ બોલતાં બોલતાં તે બેભાન થઇ ગયો. સાહેબની વાત સાંભળીને સૌ સમજી ગયાં કે સાહેબ

ગયાં છે ત્યારે હું તારી પાસેથી તેની કીંમત લેવાની ઇચ્છા રાખતો નથી, એટલે ગુલાકીએ ગળગળો થઇને કહ્યું, તેમ બને જ નહીં. તે ઘરેણાં પ્રમદાનાં છે અને પ્રમદા એક બ્રાહ્મણની દીકરી છે માટે મારા ઉપર બ્રાહ્મણનું ઋણ રહી જાય તે ઠીક નહીં. તેથી હું તો પ્રાણાંતે પણ પૈસા આપીશ. હું તેના પૈસા આપું નહીં તો મારૂં ભુંડું થાય. આમ કહીને ગુલાકીએ તારાં બધાં ઘરેણાંની કીંમતના જેટલા રૂપિયા થાય તેટલાનું મને લખત કરી આપ્યું છે અને જ્યારે તેની પાસે રૂપિયા આવશે ત્યારે તે તને સઘળા રૂપિયા ભરી આપશે, તથાપિ હમણાં તારે જેટલા રૂપિયા જોઇતા હશે તેટલા તે આપશે. તારાં ઘરેણાં પેટે રૂપિયા અડતાલીશ હજાર ને એકવીશ મારી પાસે અનામત પડ્યા છે એમ તારે સમજવું.

આ પ્રમાણે વાતચિત કર્યો પછી નંદકુમાર ગુરૂના ચરણમાં પ્રણામ કરીને ચાલ્યો ગયો અને બીજે દહાડે ચૈતન્યનાથની મારફતે પ્રમદાને બે હજાર રૂપિયા મોકલાવી આપ્યા.

બાપુદેવ તેજ વખતે ચૈતન્યનાથને સાથે લઇને મદનદત્ત, નવીનપાળ અને કાલાચાંદના દંડના રૂપિયા ભરવા માટે કંપનીની ઑફીસ તરફ ચાલ્યા અને ત્યાં તે ત્રણ જણને છોડાવવા માટે દંડ આપવાની અરજ કરી. ઉપરી આધિકારીએ હિસાબ કરીને દંડના દેવાના રૂપિયા એક હજાર અને અઢીસો કહ્યા. બાપુદેવ શાસ્ત્રી તે રૂપિયા ભરી ત્રણેને કેદખાનામાંથી છુટા કરીને પોતાને ઘેર તેડી લાવ્યા. સાવિત્રી, જગદંબા અને અહલ્યાના આનંદનો પાર રહ્યો નહીં.

નવીનપાળે અને કાલાચાંદે મુરશીદાબાદ જવાની હિંમત કરી નહીં, કારણ કે ત્યાં જઇને ક્યાં રહે અને શું ધંધો કરે? તેની જાતવાળા પણ ગામ છોડીને પરદેશ નાસી ગયા હતા, તેથી તેનું ગામ ઉજ્જડ થઇ પડ્યું હતું, માટે તેઓ શાસ્ત્રી મહારાજના ફળીયામાં એક નાની ઝુંપડી બાંધીને રહ્યા અને તેઓને ધંધો કરવાને માટે પ્રમદાએ થોડાક રૂપિયાની મદદ કરી.

## પ્રકરણ ૨૪ મું

### ક્યારાપીટ આરાટૂનનું મૃત્યુ

ક્યારાપીટ આરાટૂને, સાવિત્રીને તા. ૧૦ મીએ રૂપિયા આપવાનું કહ્યું હતું, કારણ કે તેના મુકર્દમાની તારીખ ૯ મી મુકરર થઇ હતી. પરંતુ હવે સાવિત્રીને રૂપિયા લેવા માટે તેની પાસે જવાની જરૂર રહી નહતી.

સાવિત્રીએ તા. ૧૦ મીએ પોતાના વડીલ બંધુને તથા પતિને કહ્યું કે, આપણે આરાટૂનના મુકર્દમાનું શું પરિણામ આવ્યું તેની ખબર કાઢવી જોઇએ.

આરાટૂનની મેંમે મારી જાત, પ્રાણ, માન અને ધર્મની રક્ષા કરી છે, તેથી હું તેના ઉપકાર નીચે દબાયલી છું, માટે ચાલો આપણે ત્રણે તેની પાસે જઇને રૂપિયાની જરૂર નથી એમ તેને કહી આવીએ અને તેના મુકર્દમાની હકીકત પણ જાણી આવીએ.

નવીનપાળ અને કાલાચાંદ સાવિત્રીનું કહેવું સાંભળીને તુરત તેની સાથે આરાટૂનના ઘર તરફ જવા નીકળ્યા. ત્યાં ગયા તે વખતે આરાટૂનનું ઘર બંધ હતું અને ચાકર બહારની ઓશરીમાં બેઠો હતો. તેને આરાટૂનની ખબર પૂછતાં, તેણે કહ્યું કે ગવર્નર સાહેબને બંગલે તે ગયા છે અને હમણાં પાછા આવશે. એટલે તેઓ ત્યાં બેસીને સાહેબની વાટ જોવા લાગ્યાં. અરધો કલાક થયો નહીં હોય એટલામાં તો ચાર પાંચ જણા આરાટૂનને પોતાની કાંધ ઉપર ઉચકીને આવ્યા. આરાટૂન આ વેળા તદન બેભાન અવસ્થામાં હતો.

આરાટૂનને કાંધ ઉપર ઉપાડીને જે લોકો લાવ્યા હતા, તેઓની સાથે બીજા બે પુરૂષો હતા, તેમાં એક ગોકુલ સોની હતો અને બીજાનું નામ રામનાથ હતું.

આરાટૂનને ઘરની અંદર લાવ્યા પછી ગોકુલ સોની, રામનાથને ધીમેથી કાંઈ કહેવા લાગ્યો, તેથી તેણે શું કહ્યું તે સ્પષ્ટ સમજાયું નહીં, પરંતુ માત્ર છેલા શબ્દો સાંભળવામાં આવ્યા તે આ પ્રમાણે હતા. "જો વેરેલ્સ્ટ સાહેબ અને વારોવેલ સાહેબને લાંચ આપે તેના નામ ઉપર કામ ચલાવવામાં આવે, તોપણ ગવરનર સાહેબ તેના ગુન્હાનો વિચાર જ કરે નહી, એ તારે પક્કી રીતે જાણવું."

રામનાથ અને ગોકુળનાથ થોડી વાર પછી ત્યાંથી ચાલ્યા ગયા.

સાવિત્રી, નવીન, કાલાચાંદ અને આરાટૂનનો ચાકર આ બનાવનો ભેદ સમજી શકયાં નહીં.

નવીન અને કાલાચાંદ આરાટૂનના માથા ઉપર પાણી રેડવા લાગ્યાં, અને થોડી વાર પછી તેને જરા ભાન આવ્યું એટલે તેણે આંખ ઉઘાડીને જોયું તો પલંગની પાસે સાવિત્રીને બેઠેલી દીઠી એટલે તુરત તે બોલી ઉઠયો:–"ઓ પ્રાણાધાર એસ્તાર! તું રસ્તાની એક ભીખારણ થઇ પડી છે, તારે માટે હું કાંઇ પણ દોલત રાખી જતો નથી, હાય! હું તને મૂકીને હવે ખુદાની પનાહમાં જાઉં છું."

સાવિત્રી બોલી–"બાબા! હું એસ્તારબીબી નથી, હું તો સાવિત્રી છું. તમારા મુકર્દમાનું છેવટ શું આવ્યું? તે જાણવા માટે આવી છું." મુકર્દમાની વાત સાંભળતાં જ આરાટૂન કપાળ ઉપર હાથ મૂકીને બોલ્યો;–"મારૂં સર્વસ્વ પાયમાલ થઇ ગયું છે અને મારી એસ્તાર રસ્તાની એક ભીખારણ થઇ પડી છે." આમ બોલતાં બોલતાં તે બેભાન થઇ ગયો. સાહેબની વાત સાંભળીને સૌ સમજી ગયાં કે સાહેબ

બીજી તરફ રાત્રિ બે પ્રહર થયા કે કયારાપીટને પાછું ભાન આવ્યું એટલે તેણે ખોખરા અવાજથી પૂછ્યું, "મારી એસ્તારબીબી ક્યાં છે? જરા પાણી!" તે સાંભળીને સાવિત્રીએ તુરત તેના મ્હોડા આગળ પાણીનું ગ્લાસ ધર્યું.

તેણે પાણી પીને તુરત એક ઊંડા નિશ્વાસની સાથે હાય મારીને કહ્યું; "ઓ પરમેશ્વર! મારી વ્હાલી એસ્તારનું ભરણપોષણ હવે કોણ કરશે?" આવા ચિંતાતુર ઉદ્ગારો તેના મુખમાંથી નીકળવા લાગ્યા. બે ઘડી પછી તે એકદમ નિર્બળ થઇ ગયો અને 'એસ્તાર! ઓ વહાલી એસ્તાર!' આમ બોલતાં બોલતાં તેના ખોળીઆમાંથી પવિત્ર પ્રાણ નીકળી ગયા.

પ્રભાતમાં ચીગરીખાજમહાલે આવીને જોયું તો આરાટૂન મરી ગયો હતો, તેથી તેણે તેને દફનાવવાની ક્રિયા કરવાને માટે કેટલાએક આર્મીનિઅનોને બોલાવ્યા. તેઓએ આરાટૂનના મુડદાને યોગ્ય ક્રિયા કરીને દફનાવ્યું અને સાવિત્રી તથા નવીનપાળ તેજ દિવસે બાપુદેવ શાસ્ત્રીને ઘેર આવ્યાં.



## પ્રકરણ ૨૫ મું

### એસ્તારબીબીનું કલકત્તે આવવું

કાલાચાંદ અને મદનદત્ત સાત આઠ દિવસે મુરશીદાબાદ આવી પહોંચ્યાં અને એસ્તારબીબીને આરાટૂન સાહેબના મંદવાડની ખબર કહી. એસ્તારબીબી પતિવ્રતા હતી તેથી તે પોતાના પતિની ભયંકર સ્થિતિ સાંભળીને તરત પગે ચાલીને કલકત્તે જવા તૈયાર થઇ, પરંતુ બદરઉન્નિસા બહુજ બુદ્ધિશાળી હતી. તે જાણતી હતી કે એસ્તારબીબી પગે કલકત્તા સુધી ચાલી શકશે નહીં, તેથી તેણે એસ્તારબીબીને સમજાવીને શાંત કરી અને એક વહાણ ભાડે કરી તેમાં બેસીને કલકત્તે જવા નીકળ્યાં. આ વખતે રામાની મા આવીને રડતી રડતી બોલી કે, મારી દીકરી રામા કોણ જાણે ક્યાં નાસી ગઇ છે, તેનો પત્તો નથી, માટે હું પણ તમારી સાથે કલકત્તા આવું અને ત્યાં તેની શોધખોળ કરૂં, એટલે એસ્તારબીબીએ રામાની માને પણ સાથે લઇ લીધી. મુરશીદાબાદથી ચાલ્યા પછી બીજે દહાડે તેઓનું વહાણ એક બજારની આગળ આવી પહોંચ્યું એટલે વહાણનાં માણસો જોઇતી વસ્તુઓ લેવા નીચે ઉતર્યાં. તે બજારમાં રામાને તેની માએ અકસ્માત્ જતાં દીઠી. રામાને જોતાં વેંતજ તેની માએ 'ઓ રામા!' એમ બુમ પાડી એટલે તરત રામાએ તેની પાસે આવી તેની માના મ્હોડા આડો હાથ દીધો અને કહ્યું કે, 'ચૂપકર! ચૂપકર! કંપનીનાં માણસો મારી શોધમાં ફરે છે, તે જો મને દેખશે તો કેદ કરીને ફાંશીએ ચડાવશે. મેં રામહરિનું ખૂન

કર્યું છે, તેથી ઇંગ્રેજોનાં માણસો મારી શોધમાં ફરે છે.' રામાની મા ચૂપ રહી અને તે બજારમાંથી સામાન લઇને રામાની સાથે પાછી તે વહાણ ઉપર ચઢી ગઇ. પાંચ સાત દિવસે તેઓ કલકત્તે પહોંચી ગયાં.

એસ્તારબીબીએ કલકત્તામાં આવ્યા પછી પોતાના ધણીના મરણની વાત સાંભળીને બહુજ શોક કર્યો. સાવિત્રી તેને ધીરજ આપવા લાગી. એસ્તારબીબીએ પૂછ્યું, મારા ખાવિંદ મરતી વખતે શું બોલ્યા હતા. તેના શરીરને શું થયું હતું ? તેની કોણે ચાકરી કરી હતી વગેરે ખબર પૂછતી રાત દિવસ રડવા લાગી.

તે પછી એસ્તારબીબીએ પોતાના અને બદરઉન્નિસાનાં જે ઘરેણાં હતાં તે વેચીને તેમાંથી આરાટૂનનું કરજ ફેડી નાંખ્યું અને જેમાં સાહેબ રહેતા તેજ ઘર ખાજમહાલની પાસેથી વેચાતું લઇને એસ્તારબીબી કલકત્તામાંજ રહેવા લાગી. હવે તેઓની પાસે ભવિષ્યના ભરણ પોષણ માટે વિશેષ ધન ન હતું.

સેનાપતિ મીરમદનની દીકરી, ધનાઢ્ય આર્મીનીઅન વેપારી સેમ્યુએલ આરાટૂનના દીકરાની વહુ અને કયારાપીટ આરાટૂનની સ્રી એસ્તારબીબી, આજથી કંગાલ સ્થિતિમાં દહાડા ગાળવા લાગી.

---

## પ્રકરણ ૨૬ મું

### રામા અને રામહરિ

રામા વણકર સૈદાબાદ છોડીને શામાટે નાસી ગઇ હતી, તે વાત હજુ સુધી કોઇના જાણવામાં આવી નથી. રામા હમેશાં રામહરિના તરફ ધિક્કારની નજરથી જોતી હતી. રામા અને બીજા વણકરો પહેલાં આરાટૂન કયારાપીટના રેશમના કારખાનામાં કામ કરતા હતા, ત્યારે તેઓ બહુજ સુખી હતા. પરંતુ જ્યારથી તેઓને કાસિમબજારના કારખાનામાં લાવવામાં આવ્યા ત્યારથી તેઓને અનેક તરેહનાં દુઃખ પડવા લાગ્યાં. આરાટૂન કયારાપીટના કારખાનાના દરેક વણકરને અને બીજા નોકરોને દર મહિને અઢી રૂપિયા પગાર આપવામાં આવતો હતો, પરંતુ ઇંગ્રેજો દર મહિને દોઢ રૂપિયો આપવા લાગ્યા.

વણકરો ઓછો પગાર મળવાથી ક્રોધાયમાન થઈ ગયા અને તેઓએ 'ઇંગ્રેજોના કારખાનામાં કામ કરવું જ નહીં' એવો ઠરાવ કરીને પોતપોતાનો અંગુઠો કાપી નાંખ્યો, કે જેથી કંપનીના અમલદારો તેઓના ઉપર બળાત્કાર કરે તો પણ તેઓ રેશમ સુધારવાનું કામ કરી શકે જ નહીં. વણકરોએ પોતાનું ધાર્યું કર્યું તોપણ ઇંગ્રેજોએ તે વણકરોને છોડ્યા નહીં. સિપાઇઓ મોકલીને તેઓને કારખાનામાં કામ

હારૂએ તુરત રામહરિની પાસે આવી તેનો હાથ પકડીને જોરથી તેને ઉભો કરવા માંડ્યો. તે વખતે રામહરિ 'ઓ મા ! મરી ગયો ! ઓ મા ! મરી ગયો !' એમ ખૂબ બરાડા પાડવા માંડ્યો.

સાહેબનું નામ સાંભળીને હરગોવિંદ બારણું ઉઘાડીને બહાર આવ્યો, અને ધામધૂમ કરતો બોલ્યો;-'રાંડ નાસી ગઇ, નહીંતર અહીં જ તેનાં હાડકાં નરમ કરી નાંખ્યાં હોત.'

રામહરિની કેડમાં લાકડીનો જબરો ફટકો વાગ્યો હતો, તેથી તે જગ્યાનું હાડકું ભાંગી ગયું હતું, તેમ જ પગ ઉપર પણ લાકડીનો માર પડવાથી પગનું હાડકું પણ ભાંગી ગયું હતું, તેથી તે ઉભો થઇ શકતો નહતો. તેણે કાસીમબજારમાં આશરે બે મહિના રહીને દવાદારૂ કર્યાં, પરંતુ કંઇ પણ ફાયદો થયો નહીં. વૈદ્યને પૂછતાં તેણે કહ્યું કે કેડના ભાગનું અને પીંડના ભાગનું હાડકું ભાંગી ગયું છે તે કોઇ પણ રીતે સારૂં થઇ શકશે નહીં. પણ આવીને આવી જ દશામાં રહેશે. તેનાથી હવે હરીફરી શકાશે નહીં. વૈદ્યનો અભિપ્રાય આ પ્રમાણે પકા પછી રામહરિ ચાકરી છોડીને પોતાના દેશમાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૭ મું

### નંદકુમારનાં ફાંફાં

આ સંસારમાં કોઇ લાંબો કાળ ટકી શકતું નથી. કાળને લીધે સર્વ વસ્તુમાં ફેરફાર થયા કરે છે. દુઃખની પાછળ સુખ અને સુખની પાછળ દુઃખ જોડાઈ રહેલું છે અને તે સર્વ મનુષ્યોની દશામાં ફેરફાર કર્યાં કરે છે. વર્તમાન સમયનું દુઃખ ભાવી સમયના સુખનું બીજ વાવે છે. ત્યાં સંપત્તિ ધીરે ધીરે વિપત્તિના તરફ આકર્ષણ કરે છે. પરંતુ જે ધીર પુરૂષ વિપત્તિમાં અને સંપત્તિમાં સરખા ભાવથી રહે છે તે અવિનાશી વિજય મેળવે છે. જે કરૂણામય પરમેશ્વરની દયા ઉપર ભરોંસો રાખીને નિર્ભય ચિત્તે સંસારનાં સર્વ દુઃખો સહન કરે છે અને પોતાના દેશીઓનાં દુઃખ નિવારણ કરવા માટે નિત્ય પ્રયત્ન કર્યા કરે છે, તે લાંબા વખત સુધી સુખી રહે છે. સંસારની વિટંબણાઓ અને અનેક જાતની પ્રતિકૂળ અવસ્થાઓ તેનો પરાજય કરી શકતી નથી.

નિરાધાર અને દુઃખીયારી સાવિત્રી દુઃખમાંથી મુક્ત થઇ છે. તેનું પ્રથમનું સર્વ દુઃખ દૂર થયું છે, અને હમણાં તેના સુખનો સૂર્ય પાછો ઉદય થયો છે. બીજી તરફ સુખ સંપત્તિના ખોળામાંથી ભ્રષ્ટ થઇ પડેલી એસ્તારબીબી પતિના વિયોગથી

અસહ્ય કષ્ટ સહન કરે છે. તેનો મુખચંદ્ર, રાહુએ ગળેલા ચંદ્રની પેઠે કાળા રંગનો થઇ ગયો છે. પરંતુ હવે ઝાઝા દિવસ દુઃખ સહન કરવાનું તેના ભાગ્યમાં લખેલું નથી. તે થોડા દિવસમાં પરમાત્માના મંગળમય ખોળામાં વિરાજમાન થશે. પરમાત્માએ પોતાનો સુખકર હાથ તેને માટે લાંબો કર્યો છે, અને તે તેને ચિરકાળની શાંતિ આપવા માટે પોતાની પાસે ખેંચી લેશે.

સાવિત્રી પોતાના ભાઇ અને પતિની સાથે બાપુદેવ શાસ્ત્રીની પાસેના એક અલાયદા ઘરમાં રહેતી હતી. તેનો ભાઇ અને ધણી ઉંચી જાતનાં લુગડાં વણવાનો ધંધો કરવા લાગ્યા અને તેમાં તેઓએ પાંચ પૈસા પણ મેળવ્યા. હળધરના છોકરાને ઉછેરવાનો ભાર હવેથી સાવિત્રીના માથા ઉપર આવી પડયો હતો, તોપણ તે છોકરો પ્રમદાની સોડમાંથી દૂર જતો નહીં અને તેને મા કહીને જ બોલાવતો હતો.

એસ્તારખીબીના હાથમાં હમણાં એક પણ પૈસો નહતો. તે મહા દુઃખમાં દહાડા કાઢતી હતી. સાવિત્રી અને પ્રમદાદેવી એસ્તાર અને તેના કુટુંબનું પોષણ કરવા લાગ્યાં. બીજી તરફ મદનદત્ત પણ સોના રૂપાનાં ઘરેણાં ઘડવાનો ધંધો કરીને પોતાનો નિર્વાહ કરવા લાગ્યો.

નંદકુમાર આ વખતે કલકત્તામાં રહેતો હતો. નાયબ સુબેદાર મહંમદ રેજાખાનને પદભ્રષ્ટ કરીને તેની જગ્યા લેવા માટે અનેક પ્રયત્ન કરતો હતો. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો કે જો હું મહમદરેજાખાનને પદભ્રષ્ટ કરીને નાયબ સુબાહની જગ્યાએ આવવા શક્તિમાન્ થાઉં તો પછી ઇંગ્રેજોને બંગાળામાંથી કાઢી મૂકવાને પણ સમર્થ થાઉં. માટે મહમદરેજાખાનનું કાસલ કાઢી નાખવા માટે કોઇ પણ તદબીર રમવી અને તેમાં તેનાં ભોપાળાં અહીં અને વિલાયતમાં ઉઘાડાં પાડવાં એ જ મુખ્ય ઉપાય છે. પરંતુ આમાં ઇંગ્રેજોની સહાયતાની મુખ્ય જરૂર છે. ઓ હોહો! કેવી દુરાશા! કેવી તૃષ્ણા! ઇંગ્રેજોની સહાયતાથી નાયબ સુબેહદાર બનવું અને છેવટે ઇંગ્રેજોનું પણ બુરૂં કરવું? કોઇ પણ મનુષ્ય આવા પ્રપંચો કરવાથી પરિણામે વિજયી નીવડે છે કે?

નંદકુમાર મહમદરેજાખાનને પદભ્રષ્ટ કરવા માટે દિવસે દિવસે નવનવી યુક્તિઓ રમવા લાગ્યો. પરંતુ તે પોતાની એકે યુક્તિમાં સફળ થયો નહીં. તેણે ઇંગ્લંડમાં પોતાનો એક એજન્ટ રાખ્યો હતો. તે એજન્ટ કોર્ટ ઓફ ડીરેકટરની પાસે રોજ રોજ મહમદરેજાખાનના દોષો ઉઘાડા પાડ્યા કરતો હતો.

આ ખટપટ ઉભી કર્યા પછી એક દિવસે નંદકુમાર, બાપુદેવ શાસ્ત્રીને ઘેર આવ્યો અને પ્રણામ કરીને પોતે ઉભા કરેલા પ્રપંચ વિશે તેની આગળ વાત કરવા લાગ્યો. બાપુદેવ શાસ્ત્રી હમેશાં પ્રપંચથી વિરૂદ્ધ હતા. તે બોલી ઉઠ્યા, "ઓ નંદ-

કુમાર! હું પહેલાંથીજ કહેતો આવ્યો છું કે તારે જો વિજય મેળવવો હોય તો પ્રપંચ કરવો નહીં. પ્રપંચથી કોઇ પણ દહાડો વિજય મળતો નથી, પરંતુ હારજ થાય છે. તું મહમદરેજાખાનને તેના હોદ્દા ઉપરથી ઉખેડી પાડવા માંગતો હોય તો હું તને એક રસ્તો બતાવું. તારે જાહેરમાંજ તેના અવગુણો ઉઘાડા પાડી અને યુદ્ધ કરીને તેનો પરાજય કરવો એ વાજબી છે. બાહુબળ વિના બીજો ઉપાય સફળ થનાર નથી." નંદકુમાર ગુરુ મહારાજની સલાહ સાંભળીને ત્યાંથી વિદાય થયો, પરંતુ તેણે કપટનો માર્ગ મૂકયો નહીં. તે તેજ રસ્તે મહમદરેજાખાનને તોડી પાડવા માટે મોટો ઉદ્યમ કરવા લાગ્યો.

બીજી તરફ ઇસ્ટ ઇન્ડિયા કંપનીનુ આધિપત્ય દિવસે દિવસે વધવા લાગ્યું અને તેની સાથે જૂલમનો પણ વધારો થવા લાગ્યો. લોર્ડ કલાઇવે સ્થાપેલી વ્યાપારીની સભાનાં ધોરણો અને મીઠાના સ્વતંત્ર વ્યાપારનો ઠરાવ, કોર્ટ ઓફ ડિરેકટરે માન્ય કર્યો નહી. તે એકલપેટા વ્યાપારને કેમ માન્ય કરે ? તે કાંઇ વેપાર નહતો, પણ તે તો એક જાતની ભયંકર લૂંટજ હતી. ઈંગ્રેજો દેશનું તમામ મીઠું મણ દીઠ બાર આનાની કીમતે ખરીદી લેતા હતા અને દેશી વેપારીઓને પાંચ રૂપિયે મણના ભાવે વેચાતું આપતા હતા. આને કયો નીતિમાન્ માણસ વેપાર કહે ?

કોર્ટ ઓફ ડિરેકટર મીઠાના આવા એકલપેટા વેપારના ધોરણને એકદમ બંધ કરવા માટે વારંવાર લખવા માંડી; તોપણ કલકત્તાના ગવર્નરે અને કાઉન્સીલે પરસ્પર સંપીને મીઠાના વેપારના એકલપેટા ધોરણને બે વર્ષ સૂધી તો જેમનું તેમ કાયમજ રાખ્યું. કોર્ટ ઓફ ડિરેકટરે બે વર્ષ પછી પાછી તપાસ કરી તો જણાયું કે તે લોકો મીઠાના વેપારમાં કોઇ પણ રીતે ફેરફાર કરતા નથી. એટલે તેમણે ત્યાંથી ઠરાવ લખી મોકલ્યો કે આ હુકમ મળે ત્યારથી તમારે મણ દીઠ બે રૂપિયાને ભાવે મીઠું વેચવું. ઇંગ્રેજો પહેલાં બાર આને મણ મીઠું લેતા હતા અને પાંચ રૂપિયે મણ વેચતા હતા, પરંતુ કોર્ટ ઓફ ડિરેકટરનો હુકમ થયા પછી બે રૂપિયે મણ વેચવા લાગ્યા.

ઈંગ્રેજ વેપારીઓ માત્ર મીઠાના વેપારથીજ સંતોષ પામ્યા નહતા. કલાઇવ હિંદુસ્તાન છોડી ગયા પછી વેરેલ્સ્ટના વખતથી ઈંગ્રેજોએ અનાજ અને ચોખાનો વેપાર પણ શરૂ કર્યો હતો.

નવાબ અલીવર્દીખાન પરદેશી વેપારીઓને અનાજ અને ચોખાના વેપારમાં હસ્તક્ષેપ કરવા દેતો નહીં. તે સંપૂર્ણ રીતે જાણતો હતો કે અનાજ બંગાળીઓના પ્રાણ છે, દેશ જ્યારે અનાજ વિનાનો થઇ જશે ત્યારે પ્રજાના પ્રાણની રક્ષા થઇ શકશે નહીં, તેથી તેના રાજ્યના વખતમાં આર્મીનિયન, પોર્ટુગીઝ, ફ્રેંચ, ઈંગ્રેજ વગેરે કોઈ પણ અનાજ અને ચોખાનો વેપાર કરી શકતા નહી. પરંતુ હમણાં ઈંગ્રેજો

અનાજના વેપારનો પણ લોભ છોડી શક્યા નહીં અને ઇ. ૧૭૬૬ ની સાલ પછી તેઓએ અનાજનો વેપાર કરવા માંડ્યો.

ઇ. ૧૭૬૮ ની સાલમાં બંગાળામાં અનાજ થોડું નિપજ્યું હતું અને પ્રજા જમીનનું મહેસુલ આપવાને અસમર્થ થઇ પડી હતી, તો પણ પ્રજાની પાસેથી બળાત્કારે જમીનની મહેસુલ વસુલ કરવામાં આવી. ખેડુતોએ વાવવાનાં બીજ વેહેંચીને પણ જમીનની મહેસુલ ભરી, તેથી પ્રજાના ઘરમાં વાવવાને માટે પણ અનાજ બાકી રહ્યું નહીં. બીજી તરફ ઇંગ્રેજ વેપારીઓ પુષ્કળ અનાજ ખરીદી લઇને તેને મદ્રાસ તરફ ખેંચી જવા લાગ્યા.

ઇ. ૧૭૬૯ ની સાલમાં પાછો વરસાદ પડ્યો નહીં. આગલા વર્ષથીજ ખેડુતોના ઘરમાં બીને માટે પણ અનાજ નહતું તેમાં વળી આ વર્ષે અનાવૃષ્ટિ થઇ, તેથી ઇ. ૧૭૬૮ ની સાલ કરતાં પણ આ વર્ષે અનાજની વધારે અછત થઈ પડી. તમામ ખેતરો ખાવા ધાય તેવાં બીહામણાં થઇ પડ્યાં, કોઈ ઠેકાણે સેહેજ પાક થયો, પરંતુ તે પણ ઘણોજ થોડો. કલકત્તાના ગવર્નરે દુષ્કાળના ભયથી સેના માટે પ્રથમથીજ ચોખા ખરીદ કરી રાખ્યા હતા, કારણ કે સેનાનો બચાવ થાય તોજ વેપાર ચાલી શકે. બિચારા દેશી લોકોને માટે કોણ ચિંતા કરે?

જે થોડું અન્ન પાકયું હતું તેમાંથી દેશી પ્રજાએ જમીનની મહેસુલ ભરી. આ વખતે કાર્ટીયર કલકત્તાનો ગવર્નર હતો, તેણે કોર્ટ ઓફ ડિરેકટરને લખ્યું કે, તમારે કાંઇ પણ ફીકર કરવી નહીં. અહીં આગળ અનાવૃષ્ટિને લીધે અનાજ અધિક થયું નથી, તો પણ મહેસુલ વસુલ કરવાની બાબતમાં અડચણ આવશે નહીં.

હજી વર્ષ પૂરું થયું નહતું એટલામાં તો ભયંકર દુષ્કાળ આખા દેશ ઉપર છવાઇ ગયો. દેશના તમામ લોકો હાહાકાર કરી ઉઠયાં, હજારો સ્ત્રી પુરૂષો અનાજ ન મળવાથી ટાંટીયા ઘસીને મરવા માંડ્યાં અને બંગાળા એકદમ સ્મશાનભૂમિના જેવું ભયંકર થઈ પડ્યુ.



## પ્રકરણ ૨૮ મું

### બંગાળાની દુર્દશા

તે વખતે બંગદેશ રાજા વિનાનો હતો. દેશમાં એવો કોઇ પણ વીર પુરૂષ નહોતો કે મુઠી મુઠી અન્ન આપીને પણ દેશના લોકોને મરતાં બચાવે.

મહમદ રેજાખાનના હાથમાં રાજ્યની તમામ લગામ હતી. તે આખો દહાડો રાજ્ય મહેલમાં દુધના ફીણ જેવી સફેદ શય્યામાં સુઇ રહેતો, પરંતુ દિવસમાં એક-

વાર પણ પ્રજાને માટે ફિકર-ચિંતા કરતો નહીં; કારણ કે તે નરપિશાચના મનમાં દયાનો છાંટો પણ નહતો.

દેશમાં પૈસાદાર લોકો ઘણા હતા, પરંતુ તેઓ પણ આ વખતે લાચાર દશામાં આવી પડ્યા હતા. શું ખેડુત, કે શું ધનવંત, કોઇના ઘરમાં અનાજ નહતું. ધનવંતોના ઘરમાં જોઇએ તેટલું સોનું, રૂપું અને ધન હતું, પરંતુ દેશમાં અનાજજ ક્યાં હતું કે તેઓ ખરીદ કરીને દેશી પ્રજાનું રક્ષણ કરે? દેશમાં ધનાઢ્ય અને નિર્ધન બન્નેની સરખી અવસ્થા હતી. સઘળા લોકો આક્રંદ કરીને કહેતાં કે, 'ઓ મા અન્નપૂર્ણા! અનાજ વિના હવે પ્રાણ જાય છે. મા! અન્ન આપો!' જ્યાં ત્યાં અન્ન, અન્ન, અન્ન, આવોજ અવાજ સર્વના મોઢામાંથી નીકળતો હતો.

દેશમાં ઇંગ્રેજોએ હજારો મણ અનાજ પહેલાથી ખરીદ કરીને કલકત્તામાં એકઠું કરી રાખ્યું હતું, તેથી પૂર્ણિયા, દિનાઝપુર, વાકુડા, વર્ધમાન વગેરે જુદા જુદા દેશના લોકો કલકત્તા તરફ આવવા લાગ્યા. કુલીન કુળની સ્ત્રીઓ પણ પોતાનાં છોકરાંને કાંધ ઉપર લઇને ઘરની બહાર અનાજની શોધ માટે નીકળી પડી. જે સ્ત્રીઓ ઓઝલ પડદામાં રહેનારી હતી, અને જેઓએ કોઇ દહાડો ચંદ્ર સૂર્યનું મ્હોડું પણ જોયું નહતું તેવી કુળકામિનીઓ પણ પોતાનાં છોકરાંને કાંધ ઉપર ઉંચકીને ભીખારણોની પેઠે કલકત્તા તરફ જવા લાગી. બીજી તરફ પુરૂષો પણ મર્યાદા છોડી દઇ પોતાનાં માતપિતા, સ્ત્રી છોકરાંનો ત્યાગ કરીને કલકત્તા તરફ અનાજ માટે ઉતરી પડ્યા, એમાંના કેટલાક તો કલકત્તા સુધી પહોંચી શક્યા નહીં, પરંતુ રસ્તામાંજ અન્ન! અન્ન! કરતા મરણ પામ્યા. આ રીતે દેશમાં ચોતરફ ભયંકર દુકાળ ફેલાઇ ગયો. દુકાળીયાંનાં ટોળાંથી કલકત્તાના મોહોલ્લાઓ ઉભરાઇ જવા લાગ્યા. ગંગાના તીર ઉપર હજારો પુરુષો અને હજારો સ્ત્રીઓ ખાવાનું આપો! ખાવાનું આપો! એવા પોકારોથી ગંગાને ગજાવી મૂકવા લાગ્યાં, અને તેઓના પોકારોને ખળખળ વહેતી ગંગા જાણે ઉત્તર આપતી હોય તેમ અસ્ફુટ ધ્વનિથી કહેતી કે, મારૂં વક્ષસ્થળ તમારે માટે સ્મશાન કલ્પાયલું છે. તમે હવે મારા વક્ષસ્થળ ઉપર વિશ્રામ કરીને તમારૂં દુઃખ એકદમ વિસરી જાઓ. સ્ત્રીઓ અને પુરુષો ભૂખને લીધે વિવેક ભૂલી જઇને ઝાડનાં પાતરાં ખાતાં નજરે પડતાં હતાં, અને તેમ થવાથીજ ગંગાના તીર ઉપર ઉગેલાં વડનાં ઝાડો તદન પાંદડાં વિનાનાં થઇ પડ્યાં હતાં ત્યારે બીજી તરફ કિનારા ઉપર સેંકડો મનુષ્યોનાં શબ નજરે પડતાં હતાં.

પારકે દુઃખે દુઃખી થનારા બાપુદેવ શાસ્ત્રી, દરરોજ ગંગાના તીર ઉપર નહાવા માટે જતા હતા, તે હમણાનો ભયંકર દેખાવ જોઇને બહુ જ ઉદાસ થઇ ગયા અને તેનું કોમળ હૃદય ચીરાઇ જવા લાગ્યું.

જે બ્રાહ્મણની કુલીન કન્યાઓ શુદ્રનું અડકેલું પાણી પણ પીયે નહીં, તે આજે શૂદ્રનું ઉચ્છિષ્ટ પણ ખાવાને તૈયાર થઇ હતી. કેવો ભયંકર દુકાળ ? ઓ મા અન્નપૂર્ણા ! અનાજ વિના પ્રાણ જાય છે, માતાજી ! ખાવાનું આપો. અન્ન ! અન્ન, અન્ન, આવો જ ચિત્કાર સર્વના મોઢામાંથી નીકળવા લાગ્યો.

બાપુદેવ શાસ્ત્રી દેશના લોકોની દુર્દશા જોઇને બહુ જ ખિન્ન થઇ ગયા અને તેણે એક દિવસે ચાર પાંચ ખાંડી અનાજ ગંગાના તીર ઉપર ભૂખે મરતા લોકોને વહેંચવા માંડ્યું, પરંતુ તે વખતે હજારો દુકાળીઆંઓ તેમના શરીર ઉપર તૂટી પડ્યાં, અને ત્યાં એવી તો મોટી ભીડ મચી કે લોકો લોકોના શરીર ઉપર થઇને અનાજ માટે બાપુદેવ શાસ્ત્રીના શરીર ઉપર પડવા લાગ્યાં. આ વખતે બે ત્રણ કુલીન ઘરની સ્ત્રીઓ લોકોના પગ તળે છુંદાઇને મરણ પામી. તે સ્ત્રીઓ લોકોની ભીડને ઓળંગવા માટે જોર કરીને અંદર પેસવા જતી હતી, પરંતુ પાછળથી લોકોનો હડસેલો લાગતાં તે નીચે પડી ગઈ અને તેઓનાં શરીર ઉપર સેંકડો માણસો ચાલ્યાં ગયાં તેથી તેઓ કચડાઇને મરણ પામી.

સઘળું અનાજ વહેંચાઇ રહ્યા છતાં પણ ઘણા લોકો અનાજ મેળવવાની આશાએ ઉભા હતા. હજારો લોકોને એટલું અનાજ કેમ પૂરું થાય ? બાપુદેવ શાસ્ત્રી બધું અનાજ ખૂટી ગયા છતાં ઘણાં લોકો અન્ન વિનાના ઉભાં છે તે જોઇને તેનું હૃદય ભરાઇ આવ્યું અને તેની બન્ને આંખમાંથી દડદડ આંસુ પડવા માંડ્યાં. આ વખતે હજારો માણસો બાપુદેવ શાસ્ત્રીની આગળ આવીને કહેવા લાગ્યાં કે, 'મહારાજ ! અમને એક એક મુઠી અનાજ આપો અને અમને મરતા બચાવો, અમારા ભૂખે પ્રાણ જાય છે.' તે વખતે બાપુદેવ શાસ્ત્રીએ પોતાનો જમણો હાથ ઉંચો કરીને કહ્યું, 'ઓ લોકો ! જો તમારા ઉદરનું પોષણ થતું હોય તો તમે મારા આ જમણા હાથનું ભક્ષણ કરો, અથવા તો મારા શરીરનું ભક્ષણ કરો. હું ખુશીથી તે તમને આપવા તૈયાર છું, પરંતુ હવે મારી પાસે અનાજ નથી. હું પણ એક કંગાલ બ્રાહ્મણ છું.'

બ્રાહ્મણની આવી કાયરતાવાળી વાણી સાંભળીને દુકાળીઆંઓ ચાલ્યાં ગયાં, અને લોકોનો જબરો કોલાહલ બંધ પડ્યો. તે પછી બાપુદેવ શાસ્ત્રી પોતાના ઘર તરફ ચાલ્યા. જતાં જતાં રસ્તાની એક બાજુ ઉપર એક સ્ત્રી ભૂખને લીધે પડેલી દીઠી અને તેની છાતી ઉપર બે વર્ષનું બાળક પડ્યું પડ્યું ધાવતું હતું. માતાના સ્તનમાં દુધ નહતું, પણ લોહી હતું જે ટીપે ટીપે બાળકના મુખમાં પડતું હતું. બાપુદેવ શાસ્ત્રીએ તે સ્ત્રીને હાથ ઝાલીને ઉભી કરી અને પોતાની સાથે લીધી. જરા આગળ જતાં તેના કરતાં પણ વધારે ભયંકર દેખાવ બાપુદેવ શાસ્ત્રીની નજરે પડ્યો,

જે જોતાં વેંત જ શાસ્ત્રી મહારાજ ધરણી ઉપર ઢળી પડ્યા. ખરેખર તે દેખાવ ઘણો જ ભયંકર હતો.

દરિદ્રતા અને અન્નનો અભાવ, માતાના હૃદયને પણ એકદમ સ્નેહ વિનાનું કરી નાખે છે, અને મનુષ્યો દરિદ્રતાને લીધે પોતાની પ્રકૃતિને પણ વિસરી જઇને રાક્ષસી પ્રકૃતિ ધારણ કરે છે;-बुभुक्षितः किं न करोति पापं એ કહેવતનો આ સમય પ્રત્યક્ષ દાખલો હતો. આ જગતમાં જ્યાંસુધી દરિદ્રતા રહે છે ત્યાંસુધી પાપ, તાપ, શોક, દુઃખ વગેરે પોતાનું રાજ્ય કરે છે અને દરિદ્રતા મનુષ્યને રાક્ષસ બનાવે છે. આજ ભયંકર દરિદ્રતાના પાશમાં પડેલી એક માતા પોતાના પુત્રનું માંસ ખાતી શાસ્ત્રીની દૃષ્ટિએ પડી. કેવો ભયંકર દેખાવ! શાસ્ત્રી મહારાજ તે દેખાવ જોઇને મૂર્છિત થઈ ગયા.

કલકત્તામાં ચોખાનો ભાવ દશ ગણો વધી ગયો અને મોટા મોટા ધનાઢ્યો પણ કષ્ટથી જીવન ગાળવા લાગ્યા. સાવિત્રી અને પ્રમદા, એસ્તાર બીબીનું ને તેના કુટુંબનું આ સમયે પોષણ કરતાં હતાં. એસ્તાર બીબી, બદરઉન્નિસા અને એસ્તારનાં બે છોકરાં દિવસમાં એકવાર જ ભોજન કરતાં હતાં, કારણ કે બેવાર ભોજન કરવાને તેની પાસે સાધન ન હતું. બન્ને પુત્રોની એવી દશા જોઇને એસ્તાર બીબીનું હૃદય ચીરાઈ જવા લાગ્યું અને સંતાનવત્સલા તે માતા પોતે ન ખાઇને છોકરાંઓને માટે ખોરાક રાખતી અને સાયંકાળે તેના ત્રણ ભાગ કરીને બે પુત્રોને અને ત્રીજો માતાતુલ્ય બદરઉન્નિસાને વહેંચી આપતી હતી.

બદરઉન્નિસા એસ્તારને પ્રાણ કરતાં પણ વધારે ચાહતી હતી. તેણે એસ્તારને લાંઘણ કરતી અટકાવી, તો પણ એસ્તાર પોતાના ભાગનું અન્ન ન ખાતાં છૂપાવી રાખતી અને સાયંકાળે તે છોકરાંને ખાવા આપતી હતી.

આમ બે ચાર દહાડા ઉપરા ઉપરી ભૂખ્યાં રહેવાથી એસ્તાર બીબી અશક્ત થઇ પડી. બદરઉન્નિસા તેનું અશક્ત થવાનું કારણ સમજી ગઇ અને પોતે પણ ત્યારથી મોઢામાં અન્ન ઘાલવાનું છોડી દીધું. તેણે એસ્તારને ખાવા માટે સમજાવવા માંડ્યું, તો પણ એસ્તાર સમજી નહીં અને તેણે કહ્યું કે, "મા હું મરી જઇશ તો કંઇ પણ અડચણ નથી, કારણ કે તું ભિક્ષા માગીને પણ છોકરાનું પોષણ કરવાને સમર્થ છે. તું જો લાંઘણું કરીને મરી જઇશ તો મારા છોકરાંને બચાવવાની જરાય આશા નથી."

બદરઉન્નિસા આ સર્વ વાત સાંભળીને રડી પડી. તેની ઇચ્છા એવી હતી કે બનતાં સુધી એસ્તારને અન્ન ખવરાવીને હુશીયાર કરવી, પરંતુ એસ્તારની ઇચ્છા તેથી વિપરીત હતી, તેનો વિચાર એ[illegible] બદરઉન્નિસાના પ્રાણ બચાવવા.

બદરઉન્નિસાના કરતાં પણ એસ્તારનું હૃદય ઘણું જ કોમળ હતું, તેથી બદર-ઉન્નિસા સેંકડો ઉપાયો કરતાં પણ એસ્તારને આહાર કરાવવાને સમર્થ થઇ શકી નહીં. એસ્તાર બીબીના મંદવાડના સમાચાર સાંભળીને સાવિત્રી તેને જોવા માટે આવી અને તેના ખાટલાની પાસે બેસીને તેની ખબર અંતર પૂછવા લાગી.

એસ્તારે ક્ષીણસ્વરે સાવિત્રીને પોતાની સ્થિતિ કહેતાં કહ્યું કે, "હવે હું તો જાઉં છું, પણ પાછળ તું મારી માનું અને બે છોકરાંનું પોષણ કરજે. હવે આમાંથી મારો બચાવ થાય તેવું મને લાગતું નથી." સાવિત્રી એસ્તારનું કહેવું સાંભળીને રડવા લાગી એટલે એસ્તાર બીબીએ તેને છાની રહેવા માટે પ્રાર્થના કરીને કહ્યું, 'બેટા! તું પણ મારી દીકરીના જેવી જ છે. તેં પણ તારી ફરજ બરાબર બજાવી છે. મારા પતિના મરણ સમયે તેં તેમને જે જળપાન કરાવ્યું છે, તે હું કદી પણ વિસરવાની નથી. મને મરવાનો ભય નથી. પણ પાછળ મારાં બે છોકરાં અને માતાનું શું થશે તેની જ માત્ર મને ચિંતા છે." સાવિત્રીએ ધીરજ આપીને કહ્યું, "બીબી સાહેબ! તમે તેઓની ચિંતા કરો મા. હું મારા પ્રાણ પ્રમાણે તેમનું પોષણ કરીશ. જુઓ પ્રમદાએ તમારે માટે આ ખાવાનું મોકલ્યું છે, તે જરા ખાઈ લ્યો." પ્રમદાનું નામ સાંભળીને એસ્તાર બીબીની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં અને થોડીવાર પછી તે બોલી, 'પ્રમદા બાઇ ખરેખર એક દેવી છે. મને એકવાર તેનાં દર્શન કરવાની મરજી છે, જો બને તો તેને કહેજે.'

એસ્તાર બીબીની વાત સાંભળીને જે માણસ ખોરાક લઇને આવ્યું હતું, તેને જ પ્રમદાને તેડી લાવવા માટે સાવિત્રીએ કહ્યું. તેણે તુરત ઘેર જઇને બાપુદેવ શાસ્ત્રીને કહ્યું કે, એસ્તાર બીબી એકવાર પ્રમદા બહેનને મળવાની ઇચ્છા રાખે છે. તે સાંભળીને બાપુદેવ પ્રમદાને સાથે લઇને એસ્તાર બીબીને ત્યાં આવ્યા. પ્રમદાને જોઇને એસ્તાર બીબીની આંખોમાંથી કૃતજ્ઞતાનાં આંસુ પડવા લાગ્યાં અને તેણે ગળગળે સ્વરે કહ્યું, "આપે અમારૂં પોષણ કરીને અમને ઉગાર્યાં છે તેથી અમે તમારાં કરજદાર છીએ."

પ્રમદા:–"તમે હમણાં કોઈ પણ જાતની ફીકર ચિંતા કરવી છોડી દઇને જરા દુધ પીતાં જાઓ, તેથી તમારા શરીરમાં શક્તિ આવશે. ચિંતા કરવાથી રોગમાં વધારો થાય છે."

એસ્તારઃ–"હવે મને બચવાની આશા લાગતી નથી."

તે સાંભળીને પ્રમદાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તે વાણીદ્વારા પોતાનું દુઃખ કોઈ પણ વાર કહી શકતી નહીં, તેથી તેણે અશ્રુદ્વારા પોતાનું દુઃખ દર્શાવ્યું. પ્રમદાની દયા, પ્રેમ, ગાઢ વાત્સલ્ય વગેરેનું વાણીદ્વારા વર્ણન કરવું અશક્ય

જે જોતાં વેંત જ શાસ્ત્રી મહારાજ ધરણી ઉપર ઢળી પડ્યા. ખરેખર તે દેખાવ ઘણો જ ભયંકર હતો.

દરિદ્રતા અને અન્નનો અભાવ, માતાના હૃદયને પણ એકદમ સ્નેહ વિનાનું કરી નાખે છે, અને મનુષ્યો દરિદ્રતાને લીધે પોતાની પ્રકૃતિને પણ વિસરી જઈને રાક્ષસી પ્રકૃતિ ધારણ કરે છે;–बुभुक्षितः किं न करोति पापं એ કહેવતનો આ સમય પ્રત્યક્ષ દાખલો હતો. આ જગતમાં જ્યાંસુધી દરિદ્રતા રહે છે ત્યાંસુધી પાપ, તાપ, શોક, દુઃખ વગેરે પોતાનું રાજ્ય કરે છે અને દરિદ્રતા મનુષ્યને રાક્ષસ બનાવે છે. આજ ભયંકર દરિદ્રતાના પાશમાં પડેલી એક માતા પોતાના પુત્રનું માંસ ખાતી શાસ્ત્રીની દૃષ્ટિએ પડી. કેવો ભયંકર દેખાવ! શાસ્ત્રી મહારાજ તે દેખાવ જોઈને મૂર્છિત થઈ ગયા.

કલકત્તામાં ચોખાનો ભાવ દશ ગણો વધી ગયો અને મોટા મોટા ધનાઢ્યો પણ કષ્ટથી જીવન ગાળવા લાગ્યા. સાવિત્રી અને પ્રમદા, એસ્તાર બીબીનું ને તેના કુટુંબનું આ સમયે પોષણ કરતાં હતાં. એસ્તાર બીબી, બદરઉન્નિસા અને એસ્તારનાં બે છોકરાં દિવસમાં એકવાર જ ભોજન કરતાં હતાં, કારણ કે બેવાર ભોજન કરવાને તેની પાસે સાધન ન હતું. બન્ને પુત્રોની એવી દશા જોઈને એસ્તાર બીબીનું હૃદય ચીરાઈ જવા લાગ્યું અને સંતાનવત્સલા તે માતા પોતે ન ખાઈને છોકરાંઓને માટે ખોરાક રાખતી અને સાયંકાળે તેના ત્રણ ભાગ કરીને બે પુત્રોને અને ત્રીજી માતાતુલ્ય બદરઉન્નિસાને વહેંચી આપતી હતી.

બદરઉન્નિસા એસ્તારને પ્રાણ કરતાં પણ વધારે ચાહતી હતી. તેણે એસ્તારને લાંઘણ કરતી અટકાવી, તો પણ એસ્તાર પોતાના ભાગનું અન્ન ન ખાતાં છૂપાવી રાખતી અને સાયંકાળે તે છોકરાંને ખાવા આપતી હતી.

આમ બે ચાર દહાડા ઉપરા ઉપરી ભૂખ્યાં રહેવાથી એસ્તાર બીબી અશક્ત થઈ પડી. બદરઉન્નિસા તેનું અશક્ત થવાનું કારણ સમજી ગઈ અને પોતે પણ સારથી મોઢામાં અન્ન ઘાલવાનું છોડી દીધું. તેણે એસ્તારને ખાવા માટે સમજાવવા માંડ્યું, તો પણ એસ્તાર સમજી નહીં અને તેણે કહ્યું કે, "મા હું મરી જઈશ તો કંઈ પણ અડચણ નથી, કારણ કે તું ભિક્ષા માગીને પણ છોકરાનું પોષણ કરવાને સમર્થ છે. તું જો લાંઘણું કરીને મરી જઈશ તો મારા છોકરાંને બચાવવાની જરાય આશા નથી."

બદરઉન્નિસા આ સર્વ વાત સાંભળીને રડી પડી. તેની ઇચ્છા એવી હતી કે બનતાં સુધી એસ્તારને અન્ન ખવરાવીને હુશીયાર કરવી, પરંતુ એસ્તારની ઇચ્છા તેથી વિપરીત હતી, તેનો વિચાર એવો હતો કે ગમે તેમ કરીને બદરઉન્નિસાના પ્રાણ બચાવવા.

બદરઉન્નિસાના કરતાં પણ એસ્તારનું હૃદય ઘણું જ કોમળ હતું, તેથી બદર-ઉન્નિસા સેંકડો ઉપાયો કરતાં પણ એસ્તારને આહાર કરાવવાને સમર્થ થઈ શકી નહીં. એસ્તાર બીબીના મંદવાડના સમાચાર સાંભળીને સાવિત્રી તેને જોવા માટે આવી અને તેના ખાટલાની પાસે બેસીને તેની ખબર અંતર પૂછવા લાગી.

એસ્તારે ક્ષીણસ્વરે સાવિત્રીને પોતાની સ્થિતિ કહેતાં કહ્યું કે, "હવે હું તો જાઉં છું, પણ પાછળ તું મારી માનું અને બે છોકરાંનું પોષણ કરજે. હવે આમાંથી મારો બચાવ થાય તેવું મને લાગતું નથી." સાવિત્રી એસ્તારનું કહેવું સાંભળીને રડવા લાગી એટલે એસ્તાર બીબીએ તેને છાની રહેવા માટે પ્રાર્થના કરીને કહ્યું, 'બેટા! તું પણ મારી દીકરીના જેવી જ છે. તેં પણ તારી ફરજ બરાબર બજાવી છે. મારા પતિના મરણ સમયે તેં તેમને જે જળપાન કરાવ્યું છે, તે હું કદી પણ વિસ-રવાની નથી. મને મરવાનો ભય નથી. પણ પાછળ મારાં બે છોકરાં અને માતાનું શું થશે તેની જ માત્ર મને ચિંતા છે." સાવિત્રીએ ધીરજ આપીને કહ્યું, "બીબી સાહેબ! તમે તેઓની ચિંતા કરો મા. હું મારા પ્રાણ પ્રમાણે તેમનું પોષણ કરીશ. જુઓ પ્રમદાએ તમારે માટે આ ખાવાનું મોકલ્યું છે, તે જરા ખાઈ લ્યો." પ્રમદાનું નામ સાંભળીને એસ્તાર બીબીની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં અને થોડીવાર પછી તે બોલી, 'પ્રમદા બાઇ ખરેખર એક દેવી છે. મને એકવાર તેનાં દર્શન કરવાની મરજી છે, જો બને તો તેને કહેજે.'

એસ્તાર બીબીની વાત સાંભળીને જે માણસ ખોરાક લઈને આવ્યું હતું, તેને જ પ્રમદાને તેડી લાવવા માટે સાવિત્રીએ કહ્યું. તેણે તુરત ઘેર જઈને બાપુદેવ શાસ્ત્રીને કહ્યું કે, એસ્તાર બીબી એકવાર પ્રમદા બહેનને મળવાની ઇચ્છા રાખે છે. તે સાંભળીને બાપુદેવ પ્રમદાને સાથે લઈને એસ્તાર બીબીને ત્યાં આવ્યા. પ્રમદાને જોઈને એસ્તાર બીબીની આંખોમાંથી કૃતજ્ઞતાનાં આંસુ પડવા લાગ્યાં અને તેણે ગળગળે સ્વરે કહ્યું, "આપે અમારૂં પોષણ કરીને અમને ઉગાર્યાં છે તેથી અમે તમારાં કરજદાર છીએ."

પ્રમદાઃ–"તમે હમણાં કોઈ પણ જાતની ફીકર ચિંતા કરવી છોડી દઈને જરા દુધ પીતાં જાઓ, તેથી તમારા શરીરમાં શક્તિ આવશે. ચિંતા કરવાથી રોગમાં વધારો થાય છે."

એસ્તારઃ–"હવે મને બચવાની આશા લાગતી નથી."

તે સાંભળીને પ્રમદાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તે વાણીદ્વારા પોતાનું દુઃખ કોઈ પણ વાર કહી શકતી નહીં, તેથી તેણે અશ્રુદ્વારા પોતાનું દુઃખ દર્શાવ્યું. પ્રમદાની દયા, પ્રેમ, ગાઢ વાત્સલ્ય વગેરેનું વાણીદ્વારા વર્ણન કરવું અશક્ય

છે. તેના જેવી દયા અને તેના જેવો ગાઢ પ્રેમ જગતમાં કોઈ પણ ઠેકાણે જોવામાં આવે તેમ નથી.

વાત કરતાં કરતાં એસ્તાર બીબીનું શરીર ધીરે ધીરે શિથિલ થવા લાગ્યું, કંઠ રૂંધાઈ જવા લાગ્યો અને ભયંકર શ્વાસ ઉપડ્યો. તે જોઇ બદરઉન્નિસાએ નિસાસો મૂકીને કહ્યું, 'હાય દીકરી! મને છોડીને ચાલી જવા તૈયાર થઈ કે!' તે વખતે એસ્તાર બીબીએ વ્યાકુળ નેત્રે ક્ષીણસ્વરથી કહ્યું; 'આ બન્ને છોકરાં હવે હું તમારે ખોળે સોંપીને જાઉં છું, તેની તમે સંભાળ રાખજો.'

બદરઉન્નિસા:–"દીકરા! હું તારા વિના એકલી કેમ રહી શકીશ?"

એસ્તાર બીબી:–"તમે મારાં બન્ને છોકરાંને છાતી ઉપર રાખીને દહાડા ગુજારજો."

સાવિત્રી:–"મા! મારી મા અને બાપ મરી ગયા પછી તમેજ મારી સંભાળ રાખી છે. તમે આજ અમને છોડીને શા માટે ચાલ્યાં જાઓ છો? તમારો વિયોગ અમારાથી સહન થઈ શકશે નહીં."

એસ્તાર બીબી સાવિત્રીનો હાથ પોતાના હૃદય ઉપર રાખીને બોલી, પરમેશ્વર તને સુખી રાખે.. હું હવે જાઉં છું.

આ વેળા પ્રમદા પણ સર્વને શોકાતુર જોઇ મૌન થઇને બેસી રહી, તેની બન્ને આંખોમાંથી આંસુની અવિચ્છિન્ન ધારાઓ પડવા લાગી અને તેનું હૃદય દુઃખથી ફાટવા લાગ્યું.

થોડીવાર પછી એસ્તાર બીબીનો કંઠ એકાએક રૂંધાઇ ગયો અને તેનામાં વાત કરવાની શક્તિ પણ રહી નહીં. તે જોઇને બદરઉન્નિસા અને સાવિત્રી એકદમ આક્રંદ કરી ઉઠયાં, તેમનું આક્રન્દ સાંભળીને પ્રમદા એકદમ મૂર્છિત થઇને પૃથ્વી ઉપર ઢળી પડી.

એસ્તાર બીબીનો હવે છેલ્લો સમય હતો, તે સ્થિર નેત્રોથી બન્ને બાળકોના તરફ તાકીને જોવા લાગી અને 'ઓ વહાલા કયારાપીટ!' આટલા શબ્દો બોલતાં બોલતાં તેના શરીરમાંથી પ્રાણ નીકળી ગયા. સેનાપતિ મીરમદનની પુત્રી અને આર્મીનીઅન વેપારી સૅમ્યુઍલ આરાટૂનના પુત્રની વહૂ એસ્તાર બીબી, ભૂખથી પીડા પામીને એકાએક અપવિત્ર બંગાળા દેશને છોડીને દયામય પરમાત્માના ધામમાં પહોંચી ગઇ.*

¤¤¤¤¤¤¤¤¤

* આપણે હમણાં ઈશ્વરનો પાડ માનો કે આવા દુકાળના સંકટમાં સપડાયા નથી, અને સરકાર યથાશક્તિ મનુષ્યોનું રક્ષણ કરવા પ્રયત્નશીલ છે. પરમેશ્વર એવો દહાડો કોઇને ન દેખાડે!

## પ્રકરણ ૨૯ મું

### બાપુદેવ શાસ્ત્રી અને મહંમદ રેજાખાન

એસ્તાર બીબીના મરણ પછી પ્રમદા પણ તેના અસહ્ય દુઃખને લીધે બહુજ ઉદાસ રહેવા લાગી. દિવસે દિવસે દુષ્કાળથી પીડા પામતા લોકોની નવીન નવીન વાતો સાંભળવામાં આવતાં તેનું હૃદય બહુજ ખિન્ન થવા લાગ્યું, અને દિવસે સાંભળેલી અનેક દુઃખદાયિની વાતો સાંભરી આવવાથી તેને રાત્રે પણ સુખે નિદ્રા આવતી નહીં. આવા માનસિક દુઃખને લીધે પ્રમદાનું શરીર ધીરે ધીરે ઘસાવા લાગ્યું અને બાપુદેવ શાસ્ત્રી પણ પોતાની પુત્રીની આવી દુઃખકર સ્થિતિ જોઇને સમજી ગયા કે, હવે પ્રમદા થોડા દિવસનીજ પરોણી છે. તે ઝાઝા દિવસ આ જગતમાં રહેવાની નથી.

એસ્તાર બીબીના મરણ પછી ત્રીજે દિવસે પ્રમદા બહુજ અશક્ત થઇ ગઇ, તેનામાં ઉઠવાની શક્તિ પણ રહી નહીં. તે આખો દિવસ ખાટલામાંજ પડી રહેતી અને શાસ્ત્રી બાવા તેના ખાટલાની પાસે બેસીને તેને પૌરાણિક આખ્યાયિકાઓ કહીને ધીરજ આપતા હતા.

એક દિવસે પ્રમદાએ પૂછ્યું, 'પિતાજી! હમણાં લાખો માણસો અન્ન વિના મરી જાય છે તેઓને ઉગારવા માટે કોઈ પણ ઉપાય નથી?'

શાસ્ત્રીઃ-"દીકરી! આપણે તો ગરીબ બ્રાહ્મણ છીએ; આપણાથી શું બની શકે?"

પ્રમદાઃ-"પિતાજી! મોટાભાઈ નંદકુમારે તે દિવસે મને કહ્યું હતું કે તને અને માજીને આપવાનાં ઘરેણાં મેં એક વેપારીની દુકાને વેચ્યાં છે અને તેના રૂપિયા અનામત મૂકયા છે. તારે જ્યારે રૂપિયાનું કામ પડશે ત્યારે તે રૂપિયા હું તને આપીશ. મારે પોતાના ઉપયોગમાં તો તે રૂપિયા જોઇતા નથી, પણ હમણાં દુકાળના વખતમાં જો તે રૂપિયામાંથી લોકોને અન્નની મદદ કરવામાં આવે તો તેનો સદુપયોગ થયો ગણાય. મનુષ્યોના પ્રાણ બચાવવા એના જેવું બીજું એક પણ પુણ્ય નથી."

શાસ્ત્રીઃ-"તારી મરજી હોય તો તું તેની પાસે પૈસા માગી લે. હું નંદકુમારની પાસેથી કદી પણ પૈસાની યાચના કરવાનો નથી."

પ્રમદાઃ-"ઠીક ત્યારે તમે નંદકુમારને તેડાવો એટલે હું તેની પાસે માગીશ."

બાપુદેવ શાસ્ત્રીએ દીકરીની આજ્ઞા થતાં તરત નંદકુમારને બોલાવવા એક માણસ મોકલ્યું. તે નંદકુમારને ઘેર જઇને પાછું આવ્યું અને બોલ્યું; "શાસ્ત્રી મહારાજ! નંદકુમાર હમણાં જ શેઠ બુલાખીદાસને ઘેર ગયા છે. બુલાખીદાસ શેઠ મરી ગયા પછી તેની સ્ત્રીને અને તેના ભાઇ ગંગાવિષ્ણુને મીલકત માટે સરકારમાં કજીયો ચાલે છે. તે કામસર ત્યાં ગયા છે."

પ્રમદા જાણતી હતી કે પોતાનાં ઘરેણાંના રૂપિયા પેટે બુલાખીદાસે નંદકુમારને લખત કરી આપ્યું છે; પરંતુ તેણે બુલાખીદાસ મરી ગયો છે એવું જ્યારે પોતાના માણસના મોઢાથી સાંભળ્યું ત્યારે એકદમ પોતાના પૈસાની આશા છોડી દીધી, તેમ નિરાધાર દુકાળીઆંને અન્નની સહાયતા કરવા માટે તેના મનમાં જે ઉત્સાહ થયો હતો, તે પણ એકદમ તૂટી પડ્યો અને તે નિરાશાનો ઉષ્ણ નિઃશ્વાસ નાંખીને મનમાં બહુ જ ઉદાસ થઇ ગઇ.

થોડીવાર પછી તેણે ફરીને પોતાના પિતાને પૂછ્યું, 'પિતાજી, આગળ કોઇવાર આવો દુકાળ પડ્યો હતો?'

બાપુદેવ—"આગળ પણ ઘણા દુકાળો પડ્યા છે, પરંતુ હમણાંનો દુકાળ ઘણો જ ભયંકર છે. હમણાંના જેવી દેશની દુર્દશા આગળ કોઇવાર પણ થઇ હોય એમ મારા જાણવામાં નથી."

પ્રમદા—"આગળ જ્યારે દેશમાં દુકાળ પડતો ત્યારે ધનાઢ્ય લોકો સાધારણ લોકોને સહાયતા કરવા માટે બહાર પડતા હતા. અને મોટા મોટા દેશના રાજાઓ અને મહાજનો પણ આવે વખતે પોતાનો ખરેખરો ધર્મ બજાવવા ઉભા રહેતા હતા. પરંતુ હમણાં તો સૌ મુંગા થઇને બેસી ગયા છે."

શાસ્ત્રી—"દીકરી! દેશના ઉપર જ્યારે દુકાળનું સંકટ ઉતરી પડે ત્યારે તેમાંથી દેશનો બચાવ કરવો તે કામ રાજાનું છે, પરંતુ હમણાં તો દેશ રાજા વિનાનો થઇ પડ્યો છે. મહંમદ રેજાખાનના ઉપર દેશની રક્ષા કરવાનો સઘળો ભાર મૂકવામાં આવ્યો છે, પરંતુ તે પોતાની નાયબ સુબાની જગા કેવી રીતે કાયમ રહે તેને માટે કંપનીના લોકોની જ રાત દિવસ ખુશામત કર્યા કરે છે, અને કંપનીના સ્વાર્થી માણસો માત્ર વેપારમાંથી કેટલી પેદાશ થાય છે અને દરેક વરસે પોતાના દેશમાં કેટલા રૂપિયા ગયા તે તરફ જ ધ્યાન આપે છે; પરંતુ દેશની રૈયત કેટલી દુઃખી છે તેની સ્થિતિ સુધારવા માટે શા ઉપાયો લેવા જોઇએ, દેશ આબાદ કેમ થાય? તેના તરફ તે બન્નેમાંથી એક પણ ધ્યાન આપતા નથી. જો આ વખતે દેશમાં પ્રજાવત્સલ રાજા હોય તો તે દેશની રૈયતને દુઃખી થવા દે જ નહીં."

પ્રમદા—"ત્યારે પિતાજી! તમે એકવાર રેજાખાનની પાસે જઇને દેશની દુઃખી સ્થિતિ તેને કહો કે તેના મનમાં દયા ઉપજે."

શાસ્ત્રી—"દીકરી! આ જગતમાં તને મનુષ્યોની પ્રકૃતિની ખબર નથી, તેથી તું મને એમ કહે છે. મારા સાંભળવામાં આવ્યું છે કે મહંમદ રેજાખાને ઘણું ધાન્ય અગાઉથી ખરીદ કરી રાખ્યું છે, તે જ્યારે ભાવમાં વધારો થશે ત્યારે વેચશે. તે રૈયતના લાભાલાભ તરફ કેમ દયા કરે!"

પ્રમદા—"પિતાજી ! ના, ના, તેમ કહો મા. લોકોની દુઃખી સ્થિતિ સાંભળીને તથા જોઇને તેને પણ દયા આવશે. સાધારણ મનુષ્યો પણ મનુષ્યોનું દુઃખ જોઇ શકતા નથી ત્યારે તે તો દેશના રાજા છે."

શાસ્ત્રી—"રેજાખાન અત્યંત પામર માણસ છે, તે રૈયતને મદદ કરવા કદી પણ બહાર પડશે નહીં. મેં મુરશીદાબાદ જઇને દુકાળના સંબંધમાં રેજાખાનની સાથે વાતચિત કરવાનો વિચાર કર્યો હતો, પરંતુ ત્યાં જવા અગાઉ તે વિશે નંદકુમારની સલાહ લીધી તો તેણે કહ્યું કે, તમને ત્યાં જવાથી કાંઇ પણ લાભ થશે નહીં. વળી તું પણ માંદી સાજી રહ્યા કરે છે તેથી તને છોડીને જવાને પણ મારૂં મન માનતું નથી."

પ્રમદા—"પિતાજી ! તમારે મારી તો ચિંતા જ કરવી નહીં. સર્વ લોકોનું મહાભારત દુઃખ જોઇને મને તો રાત્રે નિદ્રા પણ આવતી નથી, અને તેથી મારૂં શરીર લથડી ગયું છે, માટે આપ મારી ચિંતા છોડીને મુરશિદાબાદ જાઓ અને રેજાખાનને સમજાઓ કે તેના અંતરમાં દેશને માટે દયા ઉપજે. સાવિત્રી મારી સેવા ચાકરી કરશે, તમે મારી ચિંતા કરો મા."

શાસ્ત્રી—"મહંમદ રેજાખાનને આ સઘળી વાતચિત કરવાથી કંઇ પણ ફળ થાય તેમ મને લાગતું નથી. તું મને ફોગટનો શા માટે ફેરો ખવરાવે છે?"

પ્રમદા—"ના પિતાજી ! તમે હમણાં ને હમણાં જ મુર્શિદાબાદ જાઓ. એક મુહૂર્ત પણ વિલંબ કરો મા. રોજ રોજ હજારો માણસો માર્યાં જાય છે તેનું કાંઇ અમલદારોને ભાન છે? આગળના નવાબો પણ તમારૂં કહેવું સાંભળતા હતા ત્યારે રેજાખાન શા માટે તમારૂં કહેવું નહીં સાંભળે?"

શાસ્ત્રી—"દીકરી ! તું જરા પણ સમજતી નથી. રેજાખાનના જેવો હીચકારો પુરૂષ બીજો કોઇ પણ નથી. તે મારૂં કહેવું માન્ય કરશે નહીં અને મારો તિરસ્કાર કરીને દેવડી ઉપરથી જ મને પાછો કાઢશે અને મને મળશે પણ નહીં."

પ્રમદા—"ભલે તેમ કરે, પરંતુ દેશના લોકોની ખાતર આપ એટલો પરિશ્રમ કરી જૂઓ અને તેને બે અક્ષર ઉપદેશના સંભળાવો."

બાપુદેવ શાસ્ત્રીએ પ્રથમથી જ મહંમદ રેજાખાનની પાસે જવાનો સંકલ્પ કર્યો હતો તેમાં વળી પ્રમદાએ વારંવાર જવાનો આગ્રહ કર્યો અને પોતે પણ દુષ્કાળથી પીડાતા હજારો લોકોની દુર્દશાનો પ્રત્યક્ષ અનુભવ કર્યો હતો; આ સર્વ કારણોને લીધે શાસ્ત્રી મહારાજે મુર્શિદાબાદ જવાનો ઠરાવ કર્યો. અને ઘરની વ્યવસ્થા સાવિત્રીને સોંપીને પાછલે પહોરે મુર્શિદાબાદ તરફ રવાના થયા.

બાપુદેવ શાસ્ત્રીની ઉમર આ વખતે એંશી વરસની હતી, પરંતુ તેના પ્રત્યેક

કાર્યમાં યૌવનનો જીવંત–ઉત્સાહ નજરે પડતો હતો. કલકત્તેથી રવાના થયા પછી પાંચ સાત દિવસે શાસ્ત્રી મહારાજ મુર્શિદાબાદ આવી પહોંચ્યા. આ વેળા સૈદાબાદ અને કાસિમબજારની આસપાસનાં નાનાં નાનાં ગામોની દુર્દશા જોઇને શાસ્ત્રી મહારાજની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. આ સઘળાં ગામો જે એક વખતે હજારો માણસોથી ભરપૂર હતાં તે આજે નિર્જન અરણ્ય સરખાં થઈ પડ્યાં હતાં.

બાપુદેવ શાસ્ત્રી મુર્શિદાબાદમાં સર્વના જાણીતા હતા. અલીવર્દિખાનના રાજ્ય સમયે મહંમદ રેજાખાનના જેવા સેંકડો લોકો બાપુદેવ શાસ્ત્રીની મહેરબાની મેળવવા માટે પ્રયત્નો કરતા હતા, પરંતુ આજે તે સમય ફરી ગયો હતો. છતાં પણ બાપુદેવ શાસ્ત્રીના શરીરમાં તેવો જ કાર્ય કરવાનો ઉત્સાહ હતો. તેમણે મહંમદ રેજાખાનની પાસે એક ચપરાશી મોકલીને કહાવ્યું કે, બાપુદેવ શાસ્ત્રી ખાનને મળવા માટે આવ્યા છે, પરંતુ મહંમદ રેજાખાને બાપુદેવ શાસ્ત્રીની સાથે સાક્ષાત્ મળવાનું ઠીક ન વિચાર્યું તેથી પોતાના માણસની સાથે શાસ્ત્રીજીને કહેવરાવ્યું કે, હમણાં મારું શરીર સારું રહેતું નથી, માટે હું મળી શકીશ નહીં. મહંમદ રેજાખાને મળવા માટે પોતાને અશક્ત જણાવ્યો તે સાંભળીને શાસ્ત્રી મહારાજનું મગજ ફરી ગયું. તે કોપાગ્નિથી સળગી ઉઠ્યા, અને તેણે મહંમદ રેજાખાનના માણસને કહ્યું કે, "તું ખાનને જઇને કહે કે, તારે જો તારા કલ્યાણની ઇચ્છા હોય તો હમણાં ને હમણાં શાસ્ત્રી મહારાજને મળ નહીં તો પરિણામ સારું આવશે નહીં."

મહંમદ રેજાખાનનો માણસ ઘરડા બ્રાહ્મણનું ક્રોધ પૂર્ણ વચન સાંભળીને ભયભીત થઈ ગયો અને તેણે પોતાના ખાનની પાસે જઇને તેને સર્વ વાત કહી બતાવી.

આ સંસારમાં સ્વાર્થી અને અર્થના લોભી પુરુષો બહુધા નીચ હોય છે અને તે નીચ લોકોને ઉત્તમ વ્યવહારથી અથવા મધુર વચનોથી કોઈ પણ દિવસ વશ કરી શકાતા નથી. તેઓને ભય દેખાડ્યા વિના તેઓ કદી પણ લોકોની સાથે સલાહથી વર્તતા જ ના'ી. જેઓના શરીરમાં ખરેખર વીરત્વ છે, તેઓ ઉત્તમ વ્યવહાર કરનાર સાથે ઉત્તમ વ્યવહારથી જ વર્તે છે, પરંતુ નીચ લોકોને માટે તો ભયનો જ પ્રયોગ ઉત્તમ છે. તેઓ ભય વિના સન્માર્ગ ઉપર ચાલતા નથી. મહંમદ રેજાખાન મહા નીચ હતો. તે બાપુદેવ શાસ્ત્રીનું તિરસ્કાર ભર્યું વચન સાંભળીને એકદમ ડરી ગયો અને તેણે મનમાં કલ્પના કરી કે, શાસ્ત્રી બાવાને કલકત્તાના ગવર્નર અથવા તો કૉન્સીલના મેમ્બરની સાથે ઓળખાણ હોવી જ જોઇએ. તે વિના તે આમ જોશથી બોલે નહીં. આવો વિચાર કરીને તેણે બાપુદેવ શાસ્ત્રીને પોતાને ત્યાં તેડી લાવવા માટે તુરત એક ચ રાશી મોકલ્યો.

થોડીવારમાં ચપરાશી અને બાપદેવ શાસ્ત્રી મહંમદ રેજાખાનને ઘેર આવી

પહોંચ્યા. અને મહંમદ રેજાખાને આવકાર સાથે શાસ્ત્રી મહારાજને બેસાડ્યા અને પોતે તેમની સન્મુખ બેઠા.

શાસ્ત્રી મહારાજે બેઠા પછી મહંમદ રેજાખાનને કહ્યું, 'મહાશય! બંગાળાના રાજ્યની લગામ હમણાં આપના હાથમાં છે, છતાં હમણાં પ્રજા કેવી દુઃખી છે તેને માટે આપ જરા પણ વિચાર કરતા નથી.'

મહંમદ રેજાખાન–"પંડિતજી આજ ત્રણ મહિના થયાં હું માંદો ચાલ્યા કરું છું અને શરીરે બહુ જ હેરાન છું; તેથી પ્રજાનું કોઈ પણ જાતનું દુઃખ મારા જાણવામાં આવતું નથી. જો દેશના લોકો દુઃખી હશે તો આ વર્ષે રાજાના ખજાનાને મોટી તંગી પડવાની."

શાસ્ત્રી–"દેશમાં ભયંકર દુકાળ આવી રહ્યો છે અને હજારો માણસો અન્નને અભાવે રોજ રોજ મરી જાય છે, તે શું! આપ જાણતા નથી?"

રેજાખાન–"તેથી જ રાજના ખજાનાની આવકમાં અડચણ પડેલી જણાય છે, નહીં તો દેશની મેહસુલ આવ્યા વિના રહે જ નહીં. રાજ્યની આવક માટે હવે શા ઉપાયો લેવા તે જરા પણ ધ્યાનમાં આવતું નથી."

શાસ્ત્રી–"તમે કેવળ રાજ્યની મેહેસુલ માટે જ ચિંતા કર્યા કરો છો, પરંતુ દેશમાં હજારો માણસો અન્નને અભાવે મરી જાય છે અને દેશ ઉજડ થવા બેઠો છે તેની તો જરા પણ ચિંતા કરતા નથી. તે શું વાજબી છે?"

રેજાખાન–"પંડિતજી! માણસો મરી જાય તેમાં હું શું કરું? ખોદાની મરજી. મારામાં કોઇની જીંદગી વધારવાની શક્તિ નથી."

શાસ્ત્રી–"દેશની પ્રજા અન્ન ન મળવાથી મરે છે, તેની વ્યવસ્થા માટે તમે કોઇ પણ ઉપાય કરી શકશો જ."

રેજાખાન–"મારાથી દેશની તમામ પ્રજાને ખોરાકી આપી શકાય તેમ નથી."

શાસ્ત્રી–"તમે હમણાં બંગાળાના નાયબ સુબેહદાર છો, માટે પ્રજાની રક્ષા કરવી તે તમારૂં કર્તવ્ય છે."

રેજાખાન–"મહાશય! હું કેવી રીતે રૈયતનું રક્ષણ કરૂં? રાજ્યની મહેસુલ વસુલ કરતાં કરતાં હું હારી ગયો છું, અને તેમાં વળી હમણાં ત્રણ મહિના થયાં બીમારીથી દુઃખી થઈ પડ્યો છું; રાજ્યના મહેસુલનું કામકાજ પણ જાતે તપાસી શકતો નથી, તેવી સ્થિતિમાં દેશમાં કોણ મરે છે અને કોણ જીવે છે તેની ખબર હું કેવી રીતે લઈ શકું? ખરૂં કહું તો મને મારા શરીરનું પણ ભાન નથી."

શાસ્ત્રી–"હું ધારૂં છું કે તમે મારી વાત સાંભળીને તેના તરફ ઉદાસીનતા ધરાવો છો, પરંતુ તેમ કરવું તમને ઘટતું નથી. તમે બંગાળાના સુબેહદાર છો તેથી

દેશનું રક્ષણ કરવું એ તમારી ફરજ છે માટે મને હવે શું ઉત્તર આપો છો? તમે દેશના લોકોની રક્ષા માટે ઉપાય લેશો કે નહીં તે કહો.'

પ્રથમ જ જણાવી ગયા છીએ કે, નીચ મનુષ્ય ધમકી આપવાથી જ સન્માર્ગ ઉપર આવે છે. રેજાખાન પણ તેજ પંક્તિનો મનુષ્ય હતો. તે શાસ્ત્રી મહારાજની જોસભેર ધમકી સાંભળીને ભય પામ્યો અને બોલ્યો; મહાશય! હું હમણાં મંદવાડને લીધે બહુ જ પીડાઉં છું, મને મારા શરીરનું પણ ભાન નથી, તો પછી પ્રજાની સ્થિતિ તરફ કેવી રીતે ધ્યાન આપી શકું?

શાસ્ત્રી-"ત્યારે તમે નાયબ સુબેહદારની જગ્યાનો પગાર શા માટે લ્યો છો? તમને ફોકટ પગાર લેતાં શરમ આવતી નથી."

રેજાખાન વધારે ભયભીત થઈને બોલ્યો-"કંપની સરકાર મારા ઉપર મહેરબાની કરીને મને પગાર આપે છે, તેથી હું લઉં છું. મને આ જગ્યા મળવામાં કંપની સરકારનો જ હાથ છે."

શાસ્ત્રી-"કંપની સરકાર પોતાના ઘરમાંથી તમને પગાર આપતી નથી, પરંતુ પ્રજાની પાસેથી કર તરીકે આવતાં નાણાંમાંથી પગાર આપે છે, માટે તમારે પણ તે રાજ્યના રક્ષણમાં મૂળભૂત પ્રજાની દુર્દશા તરફ નજર કરવી જોઈએ. તમે જો પ્રજાની સ્થિતિ ઉપર ધ્યાન આપશો નહીં તો તમે ખરેખરા કૃતઘ્ની ગણાશો અને બંગાળામાં એક નીચ પુરુષ તરીકે તમારૂં નામ લાખો વખત સુધી લોકોના હૃદયમાં કોરાઈ રહેશે. માટે તમે તમારા પદરમાંથી તેમ જ રાજ્યના ખજાનામાંથી દેશનું રક્ષણ કરવા માટે પ્રયત્ન કરો."

રેજાખાન-"મહાશય! હું જાણું છું આ વખતે રૈયતને બચાવવા માટે પદરમાંથી પણ ખર્ચ કરવો એ વાજબી છે, અને અમારા કુરાને શરીફમાં પણ તેવી ખેરાત કરવાથી સવાબ હાસિલ થવાનું લખે છે."

શાસ્ત્રી"-તું તો મોટો જ્ઞાની છે, કેમ?"

રેજાખાન-"શાસ્ત્રીજી! હવે તમે શું હુકમ ફરમાવો છો?"

શાસ્ત્રી-"ઓ સ્વાર્થી! આ વખતે રૈયતને ભૂખમરામાંથી બચાવવા માટે તેને પૈસાની અને અન્નની મદદ કરવી એ કાંઈ ખેરાત ગણાય નહીં. ખેરાત તો કેવળ દાન તરીકે આપેલું હોય તે જ ગણાય. પ્રજાએ આપેલા કરમાંથી સઘળાં રાજકાજ ચાલે છે, હમણાં એ પ્રજા મરવા તૈયાર થઈ છે, માટે તેને સહાય આપીને બચાવવી એ તમારૂં રાજ્યના અમલદાર તરીકે કર્તવ્ય છે. તમારા મનમાં પ્રજાને માટે દયા ઉપજતી ન હોય તો તમામ રૈયત મરી ગયા પછી રાજ્યના ખજાનામાં

આવતી ઉપજ ક્યાંથી મળશે? આવો વિચાર લાવીને પણ ગરીબ રૈયતનું રક્ષણ કરો. રૈયતની ઉપર જ રાજ્યની આબાદીનો આધાર રહેલો છે."

રેજાખાન–"મહાશય! આપનું છેવટનું કહેવું હું માન્ય કરું છું. તમામ રૈયત મરી ગયા પછી રાજ્યના ખજાનાની સ્થિતિ પણ બગડી જશે."

શાસ્ત્રી–"જો તેમ માનતા હો તો પ્રજાનો પ્રાણના રક્ષણને માટે જૂદા જૂદા ગામોમાં અને શહેરોમાં ચોખા મોકલાવી દ્યો. મારા સાંભળવામાં આવ્યું છે કે તમે ત્રણ લાખ મણ ચોખા વેચાતા લઇ રાખ્યા છે અને તેને તમો દુકાળમાં મોંઘે ભાવે વેચવા ધારો છો; પરંતુ હવે તેને મોંઘે ભાવે વેચવાનું મુલતવી રાખીને તેમાંથી કેટલીક ચોખાનો જથ્થો કલકત્તા વગેરે સ્થાનકે મોકલાવી દ્યો. જો તમે આ વખતે પ્રજાનું રક્ષણ કરશો નહીં તો જે પ્રજાના પૈસાથી તાગડધિન્ના કરો છો તેજ પ્રજાની હાય તમારૂં નિકંદન કાઢી નાંખશે તે યાદ રાખજો. ગરીબની હાય જબરી છે."

મહંમદ રેજાખાન જાણતો હતો કે બાપુદેવ શાસ્ત્રીને નવાબ અલીવર્દીખાન, નવાબ કાસિમઅલ્લીખાન વગેરે જુના નવાબો બહુ જ માન આપતા હતા. તેમ જ હમણાં પણ બાપુદેવ શાસ્ત્રી કલકત્તામાં રહે છે તેથી તેમને ગવર્નર તથા કૌન્સીલના મેમ્બરોની સાથે પણ સારો પરિચય હશે, માટે જો શાસ્ત્રીજીની વાત સાંભળીશ નહીં તો તે મને નાયબની જગ્યા ઉપરથી પદભ્રષ્ટ કરાવશે. એમ ધારીને તેમણે શાસ્ત્રીજીનું સર્વ કહેવું સાંભળ્યું. પચાસ હજાર મણ ચોખા કલકત્તે મોકલાવી દેવાની હા પાડી અને થોડા વખતમાં દુકાળીયાંના પ્રાણ બચાવવા માટે તેટલા ચોખા કલકત્તે મોકલાવી આપ્યા.

પરંતુ ઇસ્ટ ઇંડીઆ કંપનીના ગવર્નર અને કૌન્સિલના મેમ્બરોનો કેટલો બધો જૂલમ! દુકાળીઆ લોકોને ધર્માદે આપવા માટે જે ચોખા કલકત્તે મોકલવામાં આવ્યા હતા, તે ચોખાને કંપનીનાં માણસો મોંઘી કીમતે વેચીને પૈસા એકઠા કરવા લાગ્યાં. આ વાત છેવટે વિલાયત પહોંચી ગઈ અને ત્યાંના ડિરેક્ટરો તે સાંભળીને બહુ જ દિલગીર થયા. ઇસ્ટ ઇંડીઆ કંપનીના અમલદારોએ ડિરેક્ટરોને ખુલાસો કર્યો કે આ સર્વ ગોટાળો કંપનીમાં કામ કરનારા બંગાળી ગુમાસ્તાઓએ કર્યો છે, તેમાં અમે કાંઈ પણ જાણતા નથી, પરંતુ ડિરેક્ટરો જાણી ગયા કે આ નીચ કામમાં મોટા મોટા ઇંગ્રેજ અધિકારીઓનો જ હાથ છે; છતાં તે દોષ બંગાળીઓના માથા ઉપર મૂકીને છૂટી જવાનો આ નીચ પ્રયત્ન જ છે.

## પ્રકરણ ૩૦ મું

### પ્રમદાનો સ્વર્ગવાસ

બાપુદેવ શાસ્ત્રી દુકાળમાં પીડાતા લોકોને સહાય કરાવવા માટે મુર્શીદાબાદ ગયા અને ત્યાં મહંમદ રેજાખાનને સમ[illegible] તેની મારફતે કલકત્તે ચોખા મોકલવાની ગોઠવણ કરીને પોતે પાછા કલકત્તે આવવા નીકળ્યા. તેમના આવવા અગાઉ જ પ્રમદાની તબીયત વધારે બગડવા માંડી હતી. શાસ્ત્રીજીએ આવીને જોયું તો પ્રમદાની સ્થિતિ છેક બગડી ગઈ હતી અને હવે તેને બચવાની કોઈ પણ આશા રહી ન હતી.

બાપુદેવ શાસ્ત્રી મુર્શીદાબાદ ગયા પછી નંદકુમાર એકવાર શાસ્ત્રીજીને ઘેર આવી ગયો હતો અને પ્રમદાની લથડતી સ્થિતિ જોઇને મનમાં બહુ જ ઉદાસ થઇ ગયો હતો. શાસ્ત્રીજીની ગેરહાજરીમાં તે દરરોજ એકવાર આવીને પ્રમદાને જોઇ જતો હતો અને કામકાજ પૂછી જતો હતો.

બાપુદેવ શાસ્ત્રીએ કલકત્તામાં આવીને જોયું તો પ્રમદાનું શરીર તદન નિર્બળ થઇ ગયું હતું. તે જોઇને શાસ્ત્રીબાવાનું મન બહુ જ ઉદાસ થઇ ગયું. હમણાં પ્રમદા ક્ષીણ થઈ જવાથી ખાટલામાં જ સુઇ રહેતી અને બાપુદેવ શાસ્ત્રી, સાવિત્રી, તેનો ભાઇ, તેનો પતિ વગેરે તેના ખાટલાની પાસે ઉદાસ મુખે બેસી રહેતાં હતાં. સૌ મૌન થઇને કેવળ પ્રમદાની તરફ એકટસે જોઇ રહેતાં; અને સાવિત્રીની આંખોમાંથી આંસુઓ ટપકયા કરતાં હતાં.

પ્રમદા જન્મની દુઃખી હતી, પરનાં દુઃખો જોઇને તેનું કાળજું વિંધાઇ જતું હતું અને તેને પરિણામે તેને ક્ષયરોગ લાગુ પડ્યો હતો. હમણાં વળી દુષ્કાળથી પીડાતા લોકોને જોઇને પણ તેના મનમાં રાતદિવસ ચિંતા થયા કરતી હતી; તે ચિંતાના આઘાતથી જ તેનો રોગ વધી ગયો અને છેવટે તે ખાટલાવશ થઈ ગઇ. તેનામાં બોલવાની પણ શક્તિ રહી નહી. તે બે કલાક મૂર્છિત થઈ પડી પણ એ મૂર્છિત દશામાં પણ, લોકો અન્નને માટે પીડાય છે, તેને કોઇ સહાય કરો, એમ જ બકયા કરતી હતી. બે કલાકે જ્યારે પાછી તેની મૂર્છા વળી ત્યારે તેણે પાણી માગ્યું એટલે સાવિત્રીએ તેના મોઢા આગળ પાણી ધર્યું.

પ્રમદા પાણીના બે ઘુટડા પીને બોલી;–"અરેરે! લોકો કયારે આ મહામારત દુઃખમાંથી છુટશે? અરેરે હળધરની કન્યાને કેટલું બધું દુઃખ પડયું હતું?"

બાપુદેવ શાસ્ત્રી–"દીકરી! તું હમણાં એ સર્વ ચિંતા છોડી દે, કારણ કે ચિંતાથી તારું શરીર છેક ઘસાઇ ગયું છે."

પ્રમદા–"હું ઘણીએ એ ચિંતા વિસારવા માટે પ્રયત્ન તો કરું છું, તો પણ મારા મનમાં તેની તેજ ચિંતા આવીને ઉભી રહે છે. પિતાજી! હવે દુકાળ કયારે મટશે?"

બાપુદેવ–"દુકાળ હવે થોડા દિવસ રહેશે. આવતું વર્ષ બેસશે કે સર્વ દુઃખ દૂર થઇ જશે."

પ્રમદા–"પિતાજી! પરમેશ્વર તો દયામય છે છતાં તે શામાટે લોકોનાં દુઃખો દૂર કરવાનો પ્રયત્ન કરતા નથી."

બાપુદેવ–"બેટા! તું સાજી થઇશ એટલે હું તને તે સઘળી બાબત કહીશ. ઈશ્વર ખરેખર દયાળુ છે, પરંતુ હમણાં તે આપણા દેશ ઉપર રૂઠ્યા છે તેનું કારણ તને પછી કહીશ હમણાં તે કહેવાનો સમય નથી."

પ્રમદા–"હું હવે આ મંદવાડમાંથી બચું એવી મને આશા નથી; કારણ કે હું રોગથી ઘેરાઈ ગઈ છું. માટે મને જે કાંઇ કહેવાનું હોય તે હમણાં જ કહો."

શાસ્ત્રી–"દીકરા! આ સંસારમાં સ્વાર્થપરાયણ લોકો પોતાના કુકર્મનું ફળ ભોગવે છે. મનુષ્ય જ્યાં સુધી સ્વાર્થપરાયણતા છોડી દે નહીં અને પોતાને પણ ભૂલી જાય નહીં, ત્યાં સુધી સંપૂર્ણ સુખ ભોગવતાં મનુષ્ય બીજાનાં દુઃખો તરફ દૃષ્ટિ ન કરતાં કેવળ પોતાનું સુખ શોધવામાં જ પરાયણ રહે છે. પરંતુ એ સ્વાર્થીમાર્ગનું અવલંબન કરવાથી તેને પરિણામે દુઃખ ભોગવવું પડે છે."

પ્રમદા–"પિતાજી! જે લોકો ઉમરમાં આવેલા છે તેઓને તો પોતાનાં કર્મનાં ફળો ભોગવવાં જોઇએ; પરંતુ નિરપરાધી બાળકોએ તો કંઇ પણ કર્મ કર્યાં નથી, છતાં પરમેશ્વર તેને શામાટે દુઃખ દે છે? તેમાં પરમેશ્વરની શી ઇચ્છા છે તે હું શમજી શકતી નથી."

આ પ્રશ્નનો ઉત્તર પ્રમદા પિતાના મુખથી સાંભળી શકી નહીં. તે એકદમ પાછી ભાન વિનાની થઇને બકવા લાગી; "અરેરે! હળધરના નિરાધાર બાળકનું શું થશે! એનાં માતપિતા કોણ છે તેનું તે બિચારાને ભાન પણ નથી. અરેરે એસ્તારબીબી કેવી નિર્મળ મનની સ્ત્રી! બીચારી ભૂખી ભૂખીજ મરી ગઇ. બીચારી સાવિત્રીને પણ કાંઈ થોડું દુઃખ પડ્યું છે! મારા પિતા મુર્શીદાબાદથી આવ્યા પહેલાં કદાચ હું મરી જાઉં તો તેમને કહેજો કે પ્રમદાના ઘરેણાં વેચીને તેના પૈસામાંથી એસ્તાર બીબીનાં છોકરાંનું પોષણ કરજો. અરે રે! ગંગામાં કેટલાં મુડદાંઓ તણાય છે? પિતા જો મને પૈસા આપે તો હું હમણાંજ હજારો માણસોને અન્ન આપીને મરતાં બચાવું."

આ પ્રમાણે અસંબદ્ધ બકવાદ કરતાં કરતાં પ્રમદા જડ થઇ ગઈ અને જોરથી શ્વાસ લેવા લાગી.

નંદકુમાર આ વખતે પ્રમદાની પાસે બેઠો હતો તેણે પ્રમદાને બેભાન થયેલી જોઇને શાસ્ત્રીને કહ્યું, 'ગુરૂજી! પ્રમદાને મેં જે ભેટ તરીકે ઘરેણાં આપ્યાં હતાં, તે

ઘરેણાં મુલાકીદાસની દુકાને અનામત મૂકર્યા હતાં, પરંતુ જ્યારે કલકત્તામાં લૂંટ ચાલી ત્યારે તે ઘરેણાં મુલાકીદાસની દુકાનમાંથી લૂંટાઇ ગયાં છે. તે પછી મુલાકીદાસે તે ઘરેણાંની કીંમત પેટે મને અડતાલીશ હજાર અને એકવીશ રૂપીઆનું એક લખત કરી આપ્યું છે. પરંતુ હમણાં એક વર્ષ થયાં મુલાકીદાસ મરી ગયો છે તેણે પોતાના મરણ વખતે મને પોતે ઘેર બોલાવ્યો હતો અને પોતાની પાસે કંપનીનું બાણુ હતું તે આપીને કહ્યું કે, આ બાણુ વેચીને તેમાંથી જે રૂપીઆ આવે તેમાંથી તમારા માગતા રૂપીઆ વસુલ કરજો. તે રૂપીઆ મેં પાંચ છ મહિના પહેલાંજ વસુલ કરી લીધા છે. માટે હવે પ્રમદાના તે રૂપીઆમાંથી અન્ન ખરીદીને ગરીબોને આપો, કે જેથી પ્રમદાના પૈસાનો ઉત્તમ વ્યય થાય અને તેને તેનું પુણ્ય મળે.'

આટલું કહીને નંદકુમાર પોતાને ઘેર ગયો, તેના ગયા પછી અર્ધો કલાક ફરીને પ્રમદા જાગી ગઇ અને પાછી બબડવા લાગી, "અરેરે! માણસો ધનના લોભથી માણસનું કેટલું બૂરૂં કરે છે? અરેરે! હળધરની કન્યા કેવી સુંદર અને શિયલવતી હતી? પરંતુ ધનના લોભીને જરા પણ લાજ હોતી નથી. અરેરે! તે કેટલો બધો નીચ! આ લોકોના ઉપર તેનો કેટલો બધો જૂલમ! ઓ દયામય પરમેશ્વર! તમે હળધરની દીકરીને તમારા પવિત્ર ખોળામાં જગ્યા આપજો! આ સંસાર બહુજ દુઃખદાયી સ્થાનક છે મા! મને હવે તારી પાસે લઈ જા, પિતાજી! મને હવે જવાની રજા આપો."

'પિતાજી! મને રજા આપો' આ વાકય પ્રમદાના મુખમાંથી નીકળતાં વેંતજ શાસ્ત્રી મહારાજે રડતાં રડતાં કહ્યું, "દીકરા! મેં તો તને ક્યારનીએ રજા આપી છે, આ દુઃખમય જગતમાં તને બહુજ કષ્ટ ભોગવવું પડે છે, માટે તું પણ પરલોકમાં જઇને તારી માતાને મળ, તારી માતા પરમ પતિવ્રતા હતી, તેને મળવાથી તારાં સર્વે દુઃખ દૂર થઈ જશે. તારી માતા મહા પુણ્યવતી હતી, તેથી તે તારૂં આ કષ્ટ જોઇ શકી નહીં."

'મા' એ શબ્દ કેવો મધુર છે? માનાં દર્શન કરવાની કોને ઇચ્છા ન થાય? 'મા' એવો શબ્દ શાસ્ત્રીના મુખમાંથી નીકળતાંજ પ્રમદાની આંખ એકદમ ઉઘડી ગઈ, તેનું ચૈતન્યરહિત ચિત્ત પાછું સચેત થયું અને તે પિતાના મુખ તરફ અનિમિષ નેત્રે જોવા લાગી. આ વખતે પ્રમદાના મ્લાન મુખ ઉપર મંદમંદ હાસ્ય તરી રહ્યું હતું. તે સૂચવતી હતી કે માનાં દર્શન કરવાની આશાથી તેનું મન આનંદિત થયું છે. આ સંસારમાં પ્રમદાનું આ છેલ્લું હાસ્ય હતું, કારણ કે તેનું આયુષ્ય પૂર્ણ થવા આવ્યું હતું અને તે થોડા જ વખતમાં સ્વર્ગમાં સીધારનારી હતી.

પ્રમદાને બહુ જ થોડું બોલવાનો અભ્યાસ હતો. તે મરણનો સમય થયો કે તેના મુખમાંથી, ઓ દયાળુ પરમેશ્વર! વગેરે શબ્દો નીકળવા માંડ્યા અને પછી તે

સ્થિર નજરે આકાશના તરફ જોઈ રહી. તે જોઈને તેના પિતાએ પૂછ્યું, 'બેટા! ઉંચે શું જુવે છે!'

પ્રમદાએ સ્પષ્ટ સ્વરે રહ્યું, "પરમેશ્વરને, માતાને, પતિને, વગેરે સર્વને તેના પિતાએ ફરીને પૂછ્યું, 'દીકરી! અમને સંસારમાં ભટકતાં છોડીને તું ચાલી જાય છે તે શું તને ઘટિત છે? અમે તારા વિયોગથી રહી શકીશું નહીં.' તેનો કાંઇ પણ ઉત્તર મળ્યો નહીં તે જોઇને બાપુદેવ શાસ્ત્રી બોલી ઉઠયા, "ઓ પ્રમદા! ઓ પ્રમદા! તું ઉંચે શું જુવે છે?"

પ્રમદા–"સર્વ સંબંધીઓને."

બાપુદેવ શાસ્ત્રી–"દીકરી!! હવે અમારા ભાગ્યમાં કેટલું દુઃખ ભોગવવાનું બાકી છે?"

પ્રમદા–"થોડા સમયમાં તમે પણ મને મળશો."

શાસ્ત્રી–'ક્યારે અને ક્યાં આપણે મળીશું?"

પ્રમદા–"થોડા દિવસ પછી પરમાત્માના પવિત્ર ધામમાં."

બાપુદેવ શાસ્ત્રી ઘણા જ્ઞાની હતા. તે સંસારી દુઃખથી હારી જાય તેવા નહતા, તોપણ તે પુત્રીનાં મરણ સમયનાં વચનો સાંભળીને, શોકાતુર થઈ ગયા અને તેની આંખમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં.

પ્રમદા પિતાની સામે જોઇને પોતાનો હાથ ઉંચો કરવા ગઇ, પરંતુ અશક્તિથી તેનો હાથ ઊંચો થઇ શકયો નહીં. પોતાનો હાથ ઉંચો કરવાનો હેતુ પોતાનાં આંસુ લુંછવાનો હતો.

શાસ્ત્રી મહારાજે પુત્રીને ધીરેથી ખાટલામાં બેઠી કરી. આ વેળા, ઠરી જવાને તૈયાર થયેલા દીવાની શિખાની પેઠે પ્રમદાનું મુખકમળ વધારે પ્રફુલ્લિત દેખાવા લાગ્યું. પ્રમદાએ ઉઠતાં વેંત જ પોતાના બન્ને હાથ પિતાના ચરણ ઉપર મુકીને પોતાની બન્ને આંખો મીંચી લીધી. તે ઉપરથી સૌ સમજી ગયાં કે પ્રમદાએ સ્વર્ગમાં જતી વખતે પિતાને છેલ્લા પ્રણામ કર્યાં અને તે સ્વર્ગમાં ચાલી ગઇ.

પ્રમદા પરલોકવાસી થઇ એમ જાણીને સાવિત્રી, અહલ્યા, જગદંબા વગેરે સૌ છાતીફાટ રડવા લાગ્યાં અને તેઓના રડવાના શબ્દોથી ઘર અને મોહોલ્લો ગાજી ઉઠયો.

# પ્રકરણ ૩૧ મું
## વૉરનહેસ્ટીંગ્સ

ઇ० ૧૭૬૯ ની સાલમાં પડેલા ભયંકર દુકાળને લીધે બંગાળામાંથી એક તૃતીયાંશ માણસો મરી ગયાં, તેમાં ખેડુતોનો મોટો ભાગ હતો. આખો દેશ ખેડુત વિનાનો થઇ પડ્યો, અને ખેડુતને અભાવે દેશની કેટલીક જમીન ખેડ્યા વિનાની પડતર રહેવા લાગી.

હમણાં દેશની દુર્દશાને લીધે રાજ્યની મહેસુલ આવતી બંધ થઇ, ઇસ્ટ ઇંડિયા કંપનીના વેપારને પણ અનેક પ્રકારનો ધક્કો પહોંચ્યો અને હિંદુસ્તાનની દુર્દશાના સમાચાર છેવટે ઇંગ્લંડમાં પણ પહોંચી ગયા. કંપનીના અર્થલોભી કારભારીઓ પ્રયત્ન કર્યા છતાં પણ દેશની દુર્દશા છૂપાવી શક્યા નહીં.

ઇંગ્લંડમાં સહૃદય ઇંગ્રેજોમાંથી મીસ્તર ડેન્ડસ અને કર્નલ બર્ગોઇને ઇસ્ટ ઇંડિયા કંપનીના કારભારીઓની લુચ્ચાઇ તથા જૂલમની તપાસ કરવા માટે એક કમિટી નીમવાની પ્રાર્થના કરી.

કમિટી નિમાયા પછી પૂર્વાપર તપાસ કરતાં, કલાઇવ, વાન્સિટાર્ટ, વેરેલસ્ટ અને કાર્ટિઅર વગેરે ગવર્નરોનાં અને કાઉન્સીલના મેમ્બરોનાં સઘળાં ભોપાળાં બહાર આવ્યાં. તેમાં કલાઇવના ઉપર તો કામ પણ ચલાવવાનો આરંભ થવા સુધીની વાત ચાલી, પરંતુ કોઇ પણ તેના ઉપર કામ ચલાવવાને બહાર પડ્યો નહીં, તો પણ કલાઇવે આત્મહત્યા કરીને પોતાના કર્મોનું પોતેજ પ્રાયશ્ચિત્ત કર્યું.

ઇંગ્લંડમાં ઇસ્ટ ઇંડિયા કંપનીના ડિરેકટરોએ, પાર્લામેન્ટ તરફનો તિરસ્કાર મટાડવા માટે કંપનીના અધિકારીઓના તમામ કામકાજની દેખરેખ સારૂ કેટલાએક સારા લોકોને મોકલવા માટે પાર્લામેન્ટની આગળ કબૂલ કર્યું. અને જગપ્રસિદ્ધ મહાત્મા એડમન્ડ બર્ક સાહેબને એક પરિદ્રષ્ટા કમિટીના સભાપતિ કરવાનો ઠરાવ કર્યો.

પરંતુ હજી સુધી બંગાળાના કુળાંગારોનાં પાપ પૂર્ણ થઇ રહ્યાં નહતાં અને તેઓના ભાગ્યમાં હજી પણ દુઃખો ભોગવવાનું સરજેલું હતું, તેથી ઉદારચિત્તના બર્કે હિંદુસ્તાન આવવાની સાફ ના પાડી. જ્યારે બર્કે ના પાડી ત્યારે ડિરેકટરોએ છેવટે વૉરન હેસ્ટીંગ્સને ગવર્નરની જગ્યા ઉપર નિમ્યો.

વૉરન હેસ્ટીંગ્સ ઇ. સ. ૧૭૭૧ ની સાલમાં બંગાળાના ગવર્નરની જગ્યા ઉપર નિમાયો અને તે ફેબ્રુઆરી મહિનામાં મદ્રાસથી કલકત્તા આવી પહોંચ્યો.

હેસ્ટીંગ્સ પહેલાં ઇ० ૧૭૫૦ ની સાલમાં થોડે પગારે ઇસ્ટ ઇંડિયા કંપનીમાં એક કારકુનની જગ્યા ઉપર નિમાયો હતો, અને પ્રથમ બંગાળામાં આવ્યો હતો.

અને બે વર્ષ વીત્યા પછી એટલે ઇ૦ ૧૭૫૩ ની સાલમાં તે કાસિમબજારની ફેક્ટરીમાં આસિસ્ટન્ટની જગ્યા ઉપર નીમાઇને મુર્શીદાબાદમાં રહેતો હતો. ત્યારથી જ તેને નંદકુમારની સાથે વેર બંધાયું હતું. હેસ્ટીંગ્સે ઇ૦ ૧૭૫૩ ની સાલમાં પૂર્વે વર્ણવેલા છિદ્દામને સીપાઇની નોકરીમાં રાખ્યો હતો.

જો કે અમે હેસ્ટીંગ્સને જોયો નથી, તેને જોવાની આજે ઇચ્છા પણ કરતા નથી, પરંતુ ગ્રંથોમાં તેના શરીરનું આ પ્રમાણે વર્ણન કરેલું છે. તે શરીરે ઠીંગણો અને ઘણો જ દુર્બળ હતો; આંખો ઝીણી ચુંચી તો નહિ જ પણ ધૃષ્ટતાવાળી હતી. ગર્દન જાડી હતી, ચહેરો રહોરાયલો હતો અને દરેક કામમાં પ્રખર બુદ્ધિ અને કુશળતા નજરે પડતી હતી. તે વેળા સઘળા ઇંગ્રેજો કલાઇવે દેખાડેલા દૃષ્ટાંતને અનુસરીને પુષ્કળ ધન એકઠું કરવામાં ગુંથાયા રહેતા હતા. જ્યારે તે કાસિમબજારમાં હતો ત્યારે જ તેની પહેલી સ્ત્રી મરણ પામી હતી. સ્ત્રીનો વિયોગ થયા પછી તે ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધી બંગાળામાં રહ્યો અને તેણે મહા પરિશ્રમ કરીને ક્રમે ક્રમે કાઉન્સીલના મેમ્બરની જગ્યા લીધી હતી અને ઇ૦ ૧૭૬૪ માં તે પાછો વિલાયત ગયો હતો.

કોર્ટ ઑફ ડિરેક્ટરે હેસ્ટીંગ્સની કામ કરવાની કુશળતા જોઇને ઇ૦ ૧૭૬૯ ની સાલમાં મદ્રાસની કાઉન્સીલમાં બીજા મેમ્બરની જગ્યા ઉપર તેની નિમણુંક કરીને તેને પાછો ભરતખંડમાં મોકલ્યો. તેણે મદ્રાસમાં આવીને પોતાની કાર્યકુશળતાનો વિશેષ પ્રકાશ કરી બતાવ્યો, તેથી ડિરેક્ટરોએ તેની ઇ૦ ૧૭૭૨ ની સાલમાં બંગાળાના ગવર્નર જનરલની જગ્યા ઉપર નિમણુક કરી.

હેસ્ટીંગ્સની હિંદુસ્તાન ખાતેની આ બીજી મુસાફરી ઘણુ જ શુભ સમયની હતી. તેણે એવા શુભ ચોઘડીઆમાં હિંદુસ્તાન તરફ કૂચ કરી હતી કે તેણે જે જે ઉદ્યમો આરંભ્યા તે સર્વે સફળ થવા લાગ્યા.

હિંદુસ્તાન તરફ આવતાં વહાણની અંદર પગ મૂકતાં જ તેને એક પરમ સુંદરીરત્નનો લાભ થયો. હેસ્ટીંગ્સ હિંદુસ્તાનમાં આવવા માટે જે વહાણમાં બેઠા હતો, તેજ વહાણમાં એક કુલીન જર્મન ઇનહફ અને તેની મડમ પણ હતાં. હેસ્ટીંગ્સ, વેરન ઇનહફની સ્ત્રીને જોઇને તેના ઉપર મોહી પડ્યો. અને તેને હાથ કરવાનો તેણે ઠરાવ કર્યો. તે કોઇ પણ કામ હાથમાં લેતો તેને સંપૂર્ણ રીતે પાર ઉતારતો હતો. તેણે વહાણમાં બેઠા પછી એક દિવસે વેરન ઇનહફને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "આ દુનિયામાં સ્ત્રીનો બોજો બહુ જ દુઃખદાયી છે. જે લોકો વિવાહરૂપી દુશ્છેદ્ય સાંકળમાં બંધાય છે તેને કોઈ પણ દહાડો સુખ મળતું નથી, માટે આપની જો મરજી હોય તો દુઃખમાંથી આપને છૂટા કરી દઉં." વેરન ઇનહફ અગાઉથી જ સમજી ગયો

હતો કે મારી મડમને હેસ્ટીંગ્સે પોતાને હાથ કરી લીધી છે; અને આપણે દુર્દશાને કિનારે બેઠા છીએ, તેથી તેણે નિરુપાયપણે હેસ્ટીંગ્સની સાથે સલાહ કરવાનું કબૂલ કર્યું.

હેસ્ટીંગ્સે, વેરન ઇનહફને પોતાની સ્ત્રીથી છૂટા છેડા કરવાને માટે મુકર્દમાનો તમામ ખર્ચ તથા સ્ત્રીની કિંમત તરિકેના પૈસા પણ આપવાનું કબૂલ કર્યું. એ બાબતમાં અમે તેનાં વખાણ કરીશું. એમાં તો તે ઘણો જ સારો મનુષ્ય હતો. તેણે જર્મન સ્ત્રીને ફોગટમાં પડાવી લેવાનો વિચાર ન કર્યો; પણ તેના બદલામાં પૈસાની સારી રકમ આપવાનું કબૂલ કર્યું. હિંદુસ્તાનમાં આવ્યા પછી બન્ને વચ્ચે ફારગતી થયા કેડે વેરન ઇનહફ જર્મનીમાં આવેલા ફ્રાંકોનીયા ગામમાં ગયો અને ત્યાં કોર્ટમાં પોતાની સ્ત્રીના છૂટા છેડા કરવાનો મુકર્દમો માંડ્યો. આ મુકર્દમો ઘણું કરીને એક વર્ષે પૂરો થયો અને ઇનહફ વિવાહની દઢતર સાંકળમાંથી છૂટો થયો, પરંતુ આ મુકર્દમો પૂરો થયા અગાઉ પરસ્પર પૈસાની લેવડદેવડનું કામ થઈ શકે નહીં, તેથી ઇનહફને હજી પૈસા લેવાના બાકી રહ્યા હતા, તેથી તે પોતાની મડમને કાંધ ઉપર લઇને હેસ્ટીંગ્સની પાછળ પાછળ વાંદરાના મુડા પેઠે ફરવા લાગ્યો.

હેસ્ટીંગ્સ મદ્રાસમાં આવીને રહ્યો એટલે વેરન ઇનહફ પણ પોતાની સ્ત્રી સાથે મદ્રાસમાં રહેવા લાગ્યો. તે પછી ઇ૦ ૧૭૭૧ ની સાલમાં હેસ્ટીંગ્સ કલકત્તાના ગવર્નરની જગ્યા ઉપર નિમાઇને કલકત્તે આવ્યો, એટલે ઇનહફ પણ પોતાની મડમને બગલમાં મારીને તેની પાછળ કલકત્તે ગયો. કલકત્તામાં ગયા પછી હેસ્ટીંગ્સે વેરન ઇનહફની મડમ સાથે લગ્ન કર્યાં, અને વેરન ઇનહફને પૈસા આપીને ખુશી કર્યો.

બંગાળામાં ઘણા લોકો હેસ્ટીંગ્સને જાણતા હતા; કારણ કે તે અગાઉ બંગાળામાં પંદર વર્ષ સુધી રહી ગયો હતો. તેની કલકત્તામાં નિમણુક થવાથી મુન્સી નવલકિશોર વગેરે ઘણા લોકો બહુ જ રાજી થયા, પરંતુ નંદકુમારે દિવાનની જગ્યા માટે પોતાની આશા તદ્દન છોડી દીધી.

મનુષ્ય કોઇ વસ્તુ મેળવવા માટે બહુ જ આતુર થઇ પડે છે અને તેને માટે જ્યારે બહુ જ પ્રયત્ન કરે છે ત્યારે દૈવ તેની વચ્ચે આવીને તે વસ્તુ વધારે દુર્લભ કરી મૂકે છે, અને તેમાં અનેક વિઘ્નો નાંખે છે. નંદકુમારની બાબતમાં પણ તેમ જ બન્યું હતું. તમામ ઇંગ્રેજો તેના શત્રુ હતા, છતાં પણ તે મનમાં ધારતો હતો કે હું ઇંગ્રેજોની સહાયતાથી બંગાળાની દીવાનગીરી મેળવીને મુસલમાન રાજ્યનો અંત લાવીશ, અને પછી ધીરે ધીરે કંપનીના ઇંગ્રેજોને પણ દેશમાંથી હાંકી મૂકીશ.

હેસ્ટીંગ્સ કલકત્તામાં આવ્યા પછી નંદકુમાર તેની સાથે પોતાનું પૂર્વનું વૈર વિસરી જઇને મિત્રતા કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ કપટકળામાં નંદકુમાર કરતાં હેસ્ટીંગ્સ વધારે કુશળ હતો, તે વાત નંદકુમાર જાણતો જ નહતો. નંદકુમારની સાથે

દેખીતી સલાહ રાખી, પણ તેણે પોતાના મિત્રોને જણાવ્યું કે, "કાળા મોંઢાના બંગાળી-ઓને હું આ મારી સોટીથી પાધરા દોર કરીશ ત્યારે જ મારા જીવને જંપ વળશે."

---

## પ્રકરણ ૩૨ મું

### મહંમદ રેજાખાન અને સીતાબરાય

નંદકુમારે મહંમદ રેજાખાનનાં સઘળાં ભોપાળાં કૉર્ટ ઑફ ડિરેક્ટરને કાને પાડવા માટે ઈંગ્લંડમાં પ્રથમથી જ એક એજન્ટ રાખ્યો હતો તે વાત પૂર્વે કહી ગયા છીયે. બંગાળામાં દુકાળ પડ્યા પછી રાજ્યનું મેહેસૂલ વસુલ કરવામાં ઘણી અડચણો આવી પડી અને હમેશાં કરતાં રાજ્યની આવકમાં આ વખતે ઘણો જ મોટો ઘટાડો પણ થઇ પડ્યો તે તક સાધી, નંદકુમારના એજન્ટના મુખથી, રેજાખાનનાં કાવતરાં સાંભળીને કૉર્ટ ઑફ ડિરેક્ટરને ખાત્રી થઇ કે રેજાખાન દેશની સઘળી પેદાશ ખાઇ જાય છે, નહીં તો મેહેસૂલમાં ઘટાડો કેમ થાય? વળી દુકાળના વખતમાં તેણે ઇંગ્રેજોની પેઠે હજારો ખાંડી ચોખા મોંઘે ભાવે વેચવા માટે આગળથી જ ખરીદ કરી રાખ્યા હતા, તે વાત પણ ડિરેક્ટરોની પાસે સંપૂર્ણ રીતે સિદ્ધ થઇ ગઇ ત્યારે તેઓ ઘણા ગુસ્સે થયા. હેસ્ટીંગ્સ ઉપર ઉપરથી મહંમદ રેજાખાનની સાથે મિત્રતા રાખતો હતો, પરંતુ અંતઃકરણમાં તેના તરફ ધિક્કારની નજરથી જોતો હતો. તેને એવી ઇચ્છા હતી કે કોઇ પણ ઉપાયથી મહંમદ રેજાખાનનું કાટલું કાઢી નાંખવું, અને રાજ્યની તમામ મેહેસૂલ એકઠી કર-વાનું કામ મારા પોતાના હાથમાં લઇ લેવું.

નંદકુમારના એજંટે કૉર્ટ ઑફ ડિરેક્ટરની આગળ મહંમદ રેજાખાનનાં સઘળાં ભોપાળાં ખુલ્લાં કરી દીધાં તેથી રાજ્યની પેદાશમાં જે ઘટાડો થયો હતો તે વાતને સંપૂર્ણ રીતે પુષ્ટિ મળી, તે ઉપરથી, કૉર્ટ ઑફ ડિરેક્ટરે મહંમદ રેજાખાનની તપાસ કરવા માટે હેસ્ટીંગ્સના ઉપર હુકમ મોકલ્યો અને વધારામાં લખ્યું કે મહંમદ રેજા-ખાનને નાયબ દીવાનની જગ્યા ઉપરથી દૂર કરવો.

ડિરેક્ટરોનો તે હુકમ એકાએક હેસ્ટીંગ્સની પાસે આવી પહોંચ્યો, એટલે એ હુકમ કૌન્સીલના કોઇ પણ મેમ્બરને વંચાવ્યા અગાઉ જ, મહંમદ રેજાખાનને કેદ કરીને કલકત્તે મોકલી આપવા માટે, મુર્શિદાબાદના રેસીડેન્ટ મિડલટન સાહેબને હેસ્ટીંગ્સે હુકમ મોકલ્યો.

રાતના ઘણું કરીને બે પ્રહર વહી ગયા હતા. મહંમદ રેજાખાન પોતાના જના-

નામાં એક છત્રી પલંગપર સૂતો હતો; બેગમો તેની આસપાસ બેઠી બેઠી મધુર આલાપથી વાતો કરી રહી હતી; દાસીઓ ખાનની પગચંપી કરવામાં મશગુલ હતી; કેટલીએક સ્ત્રીઓ ઉભી ઉભી પંખાથી પવન ઢોળતી હતી, અને કેટલીએક અત્તર અને ગુલાબ જળની શીશીઓમાંથી અત્તર અને ગુલાબ જળ કાઢવામાં ગુંથાઇ રહી હતી. આ મહંમદ રેજાખાનના શયનમંદિરની બાજુના ઘરમાં ચાર પરીબાનુઓ જાગતી બેઠી હતી અને નવાબ જેવા જાગે કે તે પરીબાનુઓને તેમની હજુરમાં હાજર થવાનું હતું.

થોડા વખતમાં એકાએક મહેલમાં લોકોના પગનો ધબકારો સંભળાવા લાગ્યો, જોત જોતામાં હજારો સિપાઇઓએ રાજમહેલને ઘેરી લીધો, રણશીંગડાના શબ્દોએ રાત્રિની ગંભીરતાનો ભંગ કર્યો, અને પછી જનાનાના હીજડાઓએ એક પછી એક જનાનામાં આવીને મહંમદ રેજાખાનને તે વાત જાહેર કરી.

મહંમદ રેજાખાને પલંગમાંથી ઉઠીને જોયું તો પોતાના મહેલને હજારો સીપાઇઓએ ઘેરી લીધેલો છે, તેથી તે ગભરાટમાં પડી ગયો અને તેણે કંપતાં કંપતાં કહ્યું, 'ઓ ખુદા! મારા તકદીરમાં જે લખ્યું હતું તે થયું. પરંતુ આ વખતે તું ફજલ કર. તારો આ બંદો તારી ખીજમતમાં ફરમાન ઉઠાવવાને તૈયાર બેઠો છે, તેથી તેના ઉપર તું આ વખતે તો રહેમ નજર કર!'

ધનના લોભી નીચ પુરુષો જ્યારે પોતાના ઉપર દુઃખ આવી પડે છે ત્યારે પરમેશ્વરને સહાયતા માટે સંભારે છે, પરંતુ ઈશ્વરના ફરમાનને જરા પણ માન આપતા નથી. તેઓ મોટી પદવી, સંપત્તિ, માન વગેરે મેળવવા માટે વારંવાર ઈશ્વરને સંભાર્યાં કરે છે, પરંતુ તેઓ પોતાના કર્તવ્ય તરફ બીલકુલ લક્ષ્ય આપતા નથી. સંપત્તિ મેળવવામાં ઈશ્વરી આજ્ઞા માન્ય કરવી એ જ મુખ્ય સાધન છે, પરંતુ સ્વાર્થી પુરુષ ઈશ્વરનો દયામય અને સર્વસમાન સ્વભાવ વિસરી જઇને ભયંકર કર્મો કરવા માટે પાછું વાળીને જોતા નથી, પણ પોતાનાં ઘોર કર્મોનો ઈશ્વર જ્યારે બદલો આપે છે ત્યારે જ તેની નજર ઈશ્વરના તરફ ખેંચાય છે અને તેનું ક્રૂર હૃદય પોતાના સ્વાર્થનો નાશ થવાના સમયને લીધે એકદમ બીરૂ થઇ પડે છે.

રેજાખાનનો ધર્મ ઉપર જે વિશ્વાસ હતો, તે કેવળ પોતાના સ્વાર્થની રક્ષાને ખાતર જ અથવા તો બીકણપણાની ખાતર જ હતો. તે પોતાના ઉપર એકાએક આફત આવી પડી તેથી ખુદાને સંભારવા લાગ્યો અને તુરત મહેલમાંથી નીચે ઉતરીને દરવાજા ઉપર આવ્યો. ત્યાં મીડલ્ટન ઉભો હતો તેની સાથે રેજાખાને કેટલીક વાતચિત કરી. મિડલ્ટને ખાનના મતનો ખુલાસો કરીને તેને કલકત્તે મોકલી

આપવા માટે તુરત તૈયારીઓ કરવા માંડી અને બીજી તરફ પટનાથી સીતાબરાયને પણ કેદી તરીકે કલકત્તે મોકલાવી આપ્યો.

મહંમદ રેજાખાનની અને સીતાબરાયની આવી દુર્દશા જોઇને નંદકુમારના આનંદનો પાર રહ્યો નહીં. નંદકુમારને સીતાબરાયની સાથે શત્રુતા હતી. શત્રુતા થવાનું કારણ એ હતું કે દિલ્હીના બાદશાહે નંદકુમારને એક પાલખી મોકલી હતી, તે પાલખી પટના સુધી તો આવી, પરંતુ સીતાબરાયે ત્યાંથી તેને આગળ જવા દીધી નહીં, પણ ત્યાંજ અટકાવી રાખી હતી, તેથી નંદકુમારને સીતાબરાયની સાથે શત્રુતા થઇ હતી.

નંદકુમાર આ વેળા પોતાના મનમાં મનોરથો ઘડવા લાગ્યો કે મહંમદ રેજાખાનના ઉપર તોહમત સાબીત થશે એટલે તેને પદભ્રષ્ટ કરવામાં આવશે અને તેની નાયબ સુબાહની જગ્યા ઉપર આપણી નિમણુક થશે. આવા વિચારથી તેણે મહંમદ રેજાખાનની અને સીતાબરાયની વિરૂદ્ધમાં પુરાવાઓ એકઠા કરવા માટે મોટો પ્રયત્ન કરવા માંડ્યો.

બીજી તરફ વારન હેસ્ટીંગ્સે, મહંમદ રેજાખાન અને સીતાબરાયના ઉપર આવેલા આરોપોની તપાસ એક વર્ષ સુધી પૂરી કરી નહીં, પણ તેઓને ઘણુંકરીને ચૌદ મહિના સુધી કલકત્તામાં કેદી તરિકે રાખ્યા. એ ચૌદ મહિનામાં ઈસ્ટ ઇન્ડિયા કંપની બંગાળાના રાજ્યનું મહેસૂલ ઉઘરાવવાનું કામ માથે લે તો સંપૂર્ણ રીતે કરી શકે કે નહીં તેની હેસ્ટીંગ્સે બરાબર પરીક્ષા કરી લીધી. કોઇ પણ મુકર્દમો ઝાઝા દિવસ કોર્ટમાં ચાલે તો તેમાંથી પરિણામે વધારે લાભ થવાનો સંભવ રહે છે, તેમ ચૌદ મહિના પછી હેસ્ટીંગ્સે મહંમદ રેજાખાનના ઉપર મૂકવામાં આવેલો આરોપ કોઈ પૂરાવાથી સિદ્ધ ઠરતો નથી, આમ જણાવીને તેને છોડી દીધો. સીતાબરાયને પણ એકદમ નિર્દોષ ઠરાવીને છોડી દીધો. નાયબ સુબેદારની જગ્યાજ કાઢી નાંખી. રાજ્યનું મહેસૂલ ઉઘરાવવાનું કામ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ઉપર નાંખી દીધું, અને તેની સર્વ સત્તા પોતાના હાથમાં રાખી દીવાન નંદકુમાર હેસ્ટીંગ્સની ચતુરાઇ આગળ પરાજય પામ્યો અને દીવાનગીરી લેવાના તેના મનોરથો એકાએક પડી ભાંગ્યા. આટલું છતાં હેસ્ટીંગ્સ નંદકુમારથી ડરતો રહેતો હતો. તેના મનમાં એવી બીક હતી કે મેં જે જે છૂપી લાંચો લીધી છે, તે વાત નંદકુમાર ઉઘાડી પાડશે તો મને મોટી હાનિ થશે. તેથી તેણે નંદકુમારના દીકરા ગુરુદાસને નવાબના ઘરની દિવાનગીરી ઉપર નિમ્યો, અને તે વેળાએ તે પ્રકટપણે બોલ્યો કે, જે મારી સાથે વિરુદ્ધતા કરશે તેને આ સોટીથી હું પાધરા દોર કરીશ.

થોડા વખતમાં કોર્ટ ઓફ ડિરેક્ટરે હેસ્ટીંગ્સ ઉપર લખ્યું કે, નવાબની દેખ-

રેખ માટે તમે કોઇ આબરૂદાર માણુસની નિમણુક કરજો. તે ઉપરથી હેસ્ટીંગ્સ મોટા વિચારમાં પડી ગયો. કોઇ પણુ સારા માણુસને નવાબની દેખરેખ ઉપર રાખવામાં આવે તો પોતે નવાબના ખજાનામાંથી મનમાનતા પૈસા લઇ શકે નહીં, તેમ પોતાની બીજી ત્રીજી તૃષ્ણાઓ પણુ પાર પડે નહીં, તેથી કોઇ પણુ સ્ત્રીને તે જગ્યા ઉપર નિમી હોય તો પોતાની સર્વ ધારણા પાર પડે; પરંતુ સ્ત્રીની નિમણુક કરી શકાય તેમ નહતું; કારણુ કે કોર્ટ ઑફ ડિરેક્ટરે જે હુકમ લખી મોકલ્યો હતો તેમાં સ્પષ્ટ લખ્યું હતું કે, "કોઇપણુ સારા પુરુષની તે કામ ઉપર નિમણુક કરજો," તેથી તેઓની આજ્ઞા ઉલ્લંઘન કરીને સ્ત્રીની સ્વતંત્ર રીતે નિમણુક કરાય તેમ ન હોવાથી; તેણે બહુ વિચારો કર્યા પછી નવાબની ઓરમાન મા મણિબેગમને નવાબની દેખરેખ કરનારની જગ્યા ઉપર નિમી અને કોર્ટ ઑફ ડિરેક્ટરને લખ્યું કે, "આપના હુકમ પ્રમાણે નવાબની દેખરેખ માટે યોગ્ય મનુષ્યની નિમણુક કરી છે. આપે કોઇપણુ સારા માણુસની નિમણુક કરવા માટે લખ્યું હતું, પરંતુ ભારત વર્ષમાં સારા લોકો ઘણાજ થોડા છે. આ દેશમાં સ્ત્રી અને પુરુષોમાં જો કોઇપણુ જાતનો ભેદ હોય તો તે આ છે કે પુરુષો જ્યારે જાહેરમાં હરે ફરે છે, ત્યારે સ્ત્રીઓ ઘરમાં જ બેસી રહે છે; બહાર હરતી ફરતી નથી, આ વિના બીજો કોઇપણુ ભેદ જાણુવામાં આવતો નથી. મણિ બેગમ નવાબના જનાનામાં બેઠા અગાઉ જાહેર રીતે હરતી ફરતી હતી, તેથી તેને એક રીતે પુરુષ ગણુવામાં કંઇ વાંધો નથી. તેમ તે નવાબની બેગમ થયા પછી હાલ તેની આબરૂ પણુ વધી છે. તેના વિના બંગાળામાં બીજું કોઈ આબરૂદાર માણુસ નથી; માટે મેં તેની નવાબના રક્ષક તરિકે નિમણુક કરી છે."

મણિબેગમ પહેલાં રામજનીનું કામ કરતી હતી પરંતુ સદ્દભાગ્યને લીધે તે એકવાર ઘરડા નવાબ મીરજાફરની નજરે પડી. મીરજાફર આ રામજનીના અનુપમ સૌંદર્યથી મોહિત થઇ ગયો અને તેને પોતાના જનાનામાં બેસારી દીધી. તે નવાબના જનાનામાં દાખલ થયા અગાઉ જાહેરમાં નૃત્ય તથા સંગીત કરીને પોતાનું પેટ ભરતી હતી, તે ઉપરથી હેસ્ટીંગ્સે તેને પુરુષની પંક્તિમાં મૂકી હતી અને નવાબના જનાનામાં બેઠા પછી બેગમ કહેવાઇ તે ઉપરથી તેને આબરૂદારમાં ગણી હતી. બન્ને અંશોને ગણિત પ્રમાણે મિશ્ર કરીને હેસ્ટીંગ્સે મણિબેગમને નવાબની રક્ષક નિમી હતી, અને તેની નિમણુક માટે કોર્ટ ઑફ ડિરેક્ટરને લખાણુ કર્યું હતું. નવાબની સગી મા વહુ બેગમ હતી તેને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ મણિબેગમની નિમણુક કરવામાં હેસ્ટીંગ્સ, મીડલ્ટન વગેરેને કંઇ ને કંઇ લાભ હતો. રેજાખાન સુબેદારની જગ્યા ઉપરથી પદભ્રષ્ટ થયા પછી તે પોતાની પહેલી જગ્યા જે ઢાકામાં હતી તે ઉપર પણુ નિમાયો નહીં, પરંતુ હમેશાંને માટે તેને ઘેર બેસવું પડયું સીતા-

બરાયને નિર્દોષી ઠર્યો, પરંતુ તે પોતાને થયેલું અપમાન સહન કરી શક્યો નહીં, અને થોડા જ દહાડામાં મરણ પામ્યો. હેસ્ટીંગ્સની સોટીનો આ પહેલો પ્રતાપ હતો.

## પ્રકરણ ૩૩ મું

## નવી કૌન્સીલ અને સુપ્રીમ કોર્ટ

મહંમદ રેજાખાન નાયબસુબાહની જગ્યા ઉપરથી પદભ્રષ્ટ થયા પછી ઇ. સ. ૧૭૭૩ ની સાલમાં ઇંગ્લંડની પાર્લામેન્ટનું પહેલ વહેલું હિન્દુસ્તાન તરફ ધ્યાન ખેંચાયું. બંગાળાની મેયર કૉર્ટમાં ચાલતો અન્યાય દૂર કરવા માટે તેણે કલકત્તામાં સદર અદાલત સ્થાપન કરીને ઈલાઇજા ઈમ્પીને પ્રમુખ જજની જગ્યા ઉપર અને ચેમ્બર્સ, હાઇડ તથા લિમેસ્ટાર એ ત્રણને પીયુ જજની જગ્યા ઉપર નિમીને હિન્દુસ્તાનમાં મોકલ્યા. બીજી તરફ રાજ્યનો તમામ કાર્યભાર કરવા માટે વૉરન હેસ્ટીંગ્સને ગવર્નર જનરલની જગ્યા ઉપર અને રીચર્ડ વારોવેલ, જનરલ કલેવારીંગ, કર્નલ મેન્સન અને સર ફીલીપ ફ્રાન્સીસને કાઉન્સીલના મેમ્બરોની જગ્યા ઉપર નીમ્યા.

આ નિમણૂક થયા પહેલાં વૉરન હેસ્ટીંગ્સ પોતાની મરજી પ્રમાણે વર્તતો હતો. કૌન્સીલના તેર મેમ્બરોમાંથી એક પણ હેસ્ટીંગ્સના કોઇ કામમાં આડો આવતો નહીં; પણ મીયાંની ચાંદિ ચાંદ કહેતા હતા, પરંતુ હમણાં નવા નિમાયલા ત્રણ મેમ્બરો કૌન્સીલમાં હતા. તેઓ મનના ઉદાર અને સ્વતંત્ર મીજાજના હતા, તેથી પહેલેથીજ હેસ્ટીંગ્સ સાથે તેઓને બાઝી. પ્રથમ હેસ્ટીંગ્સ અને બીજા તેર જણાની કૌન્સીલ બનેલી હતી, ત્યારે હમણાં હેસ્ટીંગ્સ ગવર્નર જનરલ તથા સભાપતિ નિમાયો અને બીજા ચાર કૌન્સીલના મેમ્બરો નિમાયા. પરંતુ એમાં રિચર્ડ વારોવેલ સાહેબ જે રીતે વધારે ધન પેદા થાય તેવા ઉપાયોજ શોધ્યા કરનારો હતો.

લૉર્ડ ક્લાઇવે પહેલાં મીઠાનો વેપાર કેવળ પોતાનાજ સ્વાધીનમાં રાખેલો હતો, તે વાત કૉર્ટ ઓફ ડિરેક્ટરને પસંદ ન આવી અને તેઓએ તે વેપારને કેટલાંએક વર્ષ થયાં બંધ કરેલો હતો, પરંતુ ઇ૦ ૧૭૭૨ ની સાલમાં હેસ્ટીંગ્સે મીઠાનો તે સ્વાધીન વેપાર પાછો પ્રથમ જે આકારમાં ચાલતો હતો તેથી જુદાજ આકારમાં ચલાવવા માંડ્યો. ક્લાઇવે બાંધેલા ધોરણ પ્રમાણે ઇસ્ટ ઇંડિયા કંપનીના અધિકારીઓએ જે એક વ્યાપારી સભા સ્થાપન કરી હતી, તે સમાજ મીઠાના એકલપેટાઇ ભરેલા વેપારની મૂળ ધણી હતી; પરંતુ હમણાં હેસ્ટીંગ્સે તેથી ઉલટી રીતે એટલે ઇસ્ટ ઇંડિયા કંપનીને મૂળ ધણી બનાવીને મીઠાનો વેપાર પાછો ધમધોકાર ચલાવવા માંડ્યો, અને વેપારીઓ હેસ્ટીંગ્સે સ્થાપન કરેલા નવા નિયમો પ્રમાણે

ઇસ્ટ ઇંડિયા કંપનીની પાસેથી આગળથી રૂપિયા લઇને મીઠું તૈયાર કરવા લાગ્યા અને તે તમામ મીઠું ઇસ્ટ ઇંડિયા કંપનીને વેચાતું આપવા લાગ્યા. ઇસ્ટ ઇંડિયા કંપની આ વેળા મીઠાના વેપારની મુખ્ય ધણી હતી; અને મીઠાનો કુલ વેપાર પોતે એકલે હાથેજ ચલાવતી હતી. તેણે એવો ઠરાવ કરેલો હતો કે ઇસ્ટ ઇંડિયા કંપનીના કોઇ પણ માણસે હવે મીઠાના વેપારમાં પડવું નહીં. મીઠાનાં મથકો ઇજારે આપવામાં આવશે અને તેઓ કંપનીના ધારા પ્રમાણે ઇસ્ટ ઇંડિયા કંપનીને સઘળું મીઠું આપશે. પરંતુ તે વિચારમાં ઇસ્ટ ઇંડિયા કંપનીના આગેવાનોએ ભૂલ કરી હતી, કેમકે ધનલોભી રીચર્ડ વારોવેલ કોઇ કોઇ બંગાલીના નામથી મીઠાનાં અગરો ઇજારે રાખતો, તેમ હેસ્ટીંગ્સના પ્રીતિપાત્ર દલાલ કાંતપોતદાર, કમાલુદ્દીન વગેરે ધૂર્ત લોકોના નામથી પણ કેટલીકવાર મીઠાનાં અગરો ઇજારે રાખતો હતો.

પહેલાંની પેઠે હમણાં પણ મીઠાના વેપારથી બંગાલાનાં લોકો દુઃખી થવા લાગ્યાં, અને વારોવેલ બંગાલીને નામે મીઠાનો ઇજારો લેવા લાગો. જે લોકો વારોવેલની સાથે આવા વેપારમાં ગુંથાતા હતા તે લોકો કંપનીની પાસેથી પૂરેપૂરાં નાણાં મેળવી શકતા નહીં, પણ વારોવેલ પોતેજ વચ્ચેથી નાણાં ખાઇ જતો અને નાણાંની સહેજ રકમ પોતાની તરફથી બહાર પડેલાને આપતો, તેથી ઘણા ઇજારદાર રડતા હતા અને પૈસાની મોટી ખુવારીમાં આવી પડતા હતા.

નવા આવેલા કૌન્સીલના મેમ્બરો જનરલ કલેવારીંગ, કર્નલ મેન્સન અને ફિલીપ ફ્રાન્સીસ, હેસ્ટીંગ્સ અને વારોવેલના આવાં હલકાઇ ભરેલાં કામો દૂર અટકાવવા માટે બહુ પ્રયત્ન કરવા લાગ્યા, તેથી હેસ્ટીંગ્સ પોતાનું ધાર્યું કરવાને અશક્ત થઇ પડ્યો. પણ તે વખતે ચાલતી રાજનીતિને સંપૂર્ણપણે જાણતો હતો તેથી તેણે યુક્તિથી નવા આવેલા સદર અદાલતના ચાર સભાસદોની સાથે મિત્રતા બાંધીને તેઓના તરફ ઉપરથી બહુજ વાત્સલ્ય દેખાડવા લાગ્યો. એ જડજો પણ હેસ્ટીંગ્સનું જે પ્રમાણે ખુશીપણું રહે તેજ પ્રમાણે હમેશાં પ્રયત્ન કરવા લાગ્યા. આ નવા આવેલા જડજોનાં આચરણોની પરીક્ષા કરતાં સ્પષ્ટ જણાતું હતું કે, તેઓ પણ હેસ્ટીંગ્સ અને વારોવેલના મોંમાં થુંકે તેવા હતા.

હેસ્ટીંગ્સના ગવર્નર જનરલ તરિકે આવવાથી અને તેઓના છળ કપટથી મહારાજ નંદકુમારની નાયબ સુબેહદારની જગો મળવા સંબંધી આશા એકદમ તૂટી પડી, તેથી તેના મનમાં વૉરન હેસ્ટીંગ્સ તરફ ભયંકર શત્રુતા ઉત્પન્ન થઇ અને તેણે હેસ્ટીંગ્સનો જૂલમ અને દુરાચાર સઘળો જાહેરમાં લાવવા માટે મનમાં નિશ્ચય

કર્યો. એ વૃત્તાંત હેસ્ટીંગ્સના સેવક કાંતપોતદારે હેસ્ટીંગ્સને જણાવ્યો ત્યારે તે ગભરાયો તો ખરો, પણ તેણે ધીરજ ધરીને કહ્યું, ઠીક છે, નંદકુમાર માથું ફેરવે છે તો ભલે, પણ હું તેને મારી આ સોટીથી પાંશરો દોર ન કરું તો હું હેસ્ટીંગ્સ નહીં. હું જાણું છું કે નંદકુમાર મારો શત્રુ છે, તે છતાં મેં તેના દીકરાને મોટે પદે સ્થાપ્યો છે, છતાં તે મારા તરફ વેર રાખે છે તો હું જોઈ લઈશ. આ વખતે નંદકુમારને કેમ ઠેકાણે લાવવો તેનો જ તે વિચાર કરવા લાગ્યો.

## પ્રકરણ ૩૪ મું

### નવો આરોપ

હેસ્ટીંગ્સ અને વારોવેલનો જૂલમ અટકાવવાનો ઉપાય શોધવાના વિચારથી નંદકુમારના કલકત્તામાં આવેલા ઘરમાં રાજશાહી, મુર્શીદાબાદ, નદીઆ, વાંકુરા, વર્ધમાન, ઢાકા, દીનાજપુર વગેરે જૂદા જૂદા દેશના જમીનદારો એકઠા થવા લાગ્યા. વોરન હેસ્ટીંગ્સે અને વારોવેલે રાજ્યની મહેસુલ ઉઘરાવવાના મિશથી આ લોકો ઉપર વારંવાર જૂલમ ગુજારેલો હતો; વળી જમીનદાર લોકોની જમીન ઉપર કોઈ પણ જાતની સત્તા નથી, આમ પણ હેસ્ટીંગ્સ તથા વારોવેલ પ્રસંગે પ્રસંગે કહ્યા કરતા હતા. તેઓ કહેતા કે ઈસ્ટ ઈંડિયા કંપનીએ દિલ્હીના બાદશાહ પાસેથી જ બંગાળા, બિહાર અને ઓરીસાની દિવાનગીરી મેળવી છે, માટે કંપની પોતાની મરજીમાં આવે તો જમીનદારો પાસેથી તેની જમીન છીનવી પણ લે, કંપની સરકાર કુળ મુખત્યાર છે. આ વિચારની સામા માત્ર ફિલીપ ફ્રાન્સીસ થતો હતો. તે કહેતો કે, જમીનદારોની જમીના ઉપર સીમાબદ્ધ સત્તા છે અને મુસલમાની રાજાઓએ પણ જમીનદારોની તે સત્તાને માન્ય કરેલી છે. જમીનદારોના અપરાધ વગર તેઓની જમીન છીનવી લેવાનો ઈસ્ટ ઇન્ડિયા કંપનીને કોઈ પણ જાતનો અધિકાર છે જ નહીં. એટલું છતાં રંગપુર જીલ્લામાં આવેલું બાહીરબંદ પરગણું રાણી ભવાનીના તાબામાં હતું, તે હેસ્ટીંગ્સ સાહેબે રાણી ભવાનીના કોઈ પણ અપરાધ વગર તેની પાસેથી ખેંચી લઈને કાંતપોતદારને આપી દીધું, અને કાંતપોતદારના નાની ઉમરના દીકરા લોકનાથના નામથી તે પરગણાનો કારભાર ચલાવવાનો બંદોબસ્ત કરી આપ્યો. કાંતપોતદાર હેસ્ટીંગ્સનો એક દલાલ હતો. તે હેસ્ટીંગ્સ અને વારોવેલને લાંચ અપાવવામાં સહાયતા કરતો, તેથી હેસ્ટીંગ્સે તેને ઇનામ તરિકે બાહીરબંદ પરગણાની જમીન બક્ષીસ આપી હતી. આવાં આવાં કારણોથી હેસ્ટીંગ્સનો જૂલમ દૂર કરવા માટે જમીનદારો હમેશાં નંદકુમારના ઘરમાં

એકઠા થતા હતા અને તેનો ઉપાય કેમ લેવો તે વિશે વિચાર કરતા હતા. તે વાત થોડા વખતમાં હેસ્ટીંગ્સને કાને ગઇ તે ઉપરથી તે પણ પોતાના મિત્ર ગંગાગોવિંદસિંહ, કાંતપોતદાર, નવકૃષ્ણ મુનશી વગેરેની સાથે નંદકુમારને તોડી પાડવા સારૂ અનેક ઉપાયોની યોજના કરવા લાગ્યો.

હેસ્ટીંગ્સના વિરૂદ્ધમાં કોઇ મુકરદમો ઉભો થાય તો સાક્ષીનો અભાવ ન હતો અથવા હેસ્ટીંગ્સ અને વારોવેલ નંદકુમારના નામ ઉપર ખોટો મુકરદમો ઉભો કરે તો તેઓને પણ સાક્ષી અને ફરીયાદી સહજમાં મળી શકે તેમ હતું. આવા વિચારથી હેસ્ટીંગ્સે, કાંતપોતદાર, મોહનપ્રસાદ અને મુનશી સદરૂદીન વગેરે કેટલાએક ધૂર્ત લોકોને પોતાના હાથમાં રાખ્યા હતા.

ઈ. સન ૧૭૭૫ ના માર્ચની તા૦ ૧૧ મીએ નંદકુમારે કૌન્સીલના મેમ્બર ફિલીપ ફ્રાન્સીસની આગળ વોરન હેસ્ટીંગ્સનાં સઘળાં બોપાળાં એક અરજી દ્વારા જાહેર કર્યાં, જેમાં તેણે હેસ્ટીંગ્સનાં તમામ બોપાળાં વિસ્તારથી લખેલાં હતાં. અરજી ઘણી મોટી હોવાથી, તેમાંનો કેટલોક ભાગ અહીં લખવો યોગ્ય છે; તેમાં નિચે પ્રમાણે લખ્યું હતું, "સાહેબ અરજીમાં લખેલી તમામ બાબત વાંચીને કૌન્સીલના મેમ્બરો મને પણ દુરાચારી કહેશે, પરંતુ આ બાબત છૂપી રાખવાથી મારા ચરિત્રને હમણાં જે કલંક લાગેલું છે, તેના કરતાં પણ વધારે કલંક લાગે, એવા હેતુથી હું હેસ્ટીંગ્સનાં સઘળાં કુકર્મો કૌન્સીલ આગળ જાહેર કરૂં છું. હેસ્ટીંગ્સ હમણાં બંગાળાનો રાજ્યકર્ત્તા ગવર્નર છે, અને મારા પોતાના સ્વાર્થની રક્ષા કરવા માટે તેનાં ઘણાં કુકર્મોમાં મારે લાચારીથી સહાયતા કરવી પડી છે. હેસ્ટીંગ્સ સાહેબ ગવર્નરની જગ્યા ઉપર નિમાયા પછી કલકત્તામાં આવ્યો અને તેણે મને કહ્યુ હતું કે મહંમદ રેજાખાન અને સીતાબરાય રાજ્યની ઘણી દોલત ખાઇ ગયા છે તે વાત હું સંપૂર્ણ રીતે જાણું છું અને તેણે મહંમદ રેજાખાન અને સીતાબરાયને પદભ્રષ્ટ કરીને મને નાયબ સુબેદારની જગ્યા ઉપર નિમવાનું પણ સ્વીકાર્યું હતું, તેને લીધે મેં પણ મહંમદ રેજાખાનના તમામ ચોપડાઓની સારી રીતે તપાસ કરી હતી. તે હીસાબના ચોપડા તપાસતાં રેજાખાન નવાબના ઓછામાં ઓછા ત્રણ લાખ રૂપિયા ખાઇ ગયો છે એમ માલમ પડ્યું હતું. આ બાબત જ્યારે બહાર આવી ત્યારે રેજાખાને મને બે લાખ રૂપિયા અને હેસ્ટીંગ્સને અગીયાર લાખ રૂપિયા લાંચ આપીને એ વાત ઉડાવી દેવાની વિનંતિ સુદ્ધાં કરી હતી.

"તે પછી મેં હેસ્ટીંગ્સની પાસે જ્યારે રેજાખાનની વતી લાંચ લેવા વિશે વાત કરી ત્યારે તેણે લાંચ લેવા માટે સાફ ના પાડી, પરંતુ તે પછી કેટલેક દિવસે હેસ્ટીંગ્સ રેજાખાનના ઉપર અનુગ્રહ દેખાડવા લાગ્યો તેથી અનુમાન થાય છે કે

હેસ્ટીંગ્સને રેજાખાનના તરફથી પત્ર-પુષ્પ મળેલું હોવું જ જોઈએ, નહી તો રેજાખાનનો છૂટકો થવો મુશ્કેલ હતો.

"દુકાળની અગાઉ મહંમદ રેજાખાને પુષ્કળ અનાજ ખરીદી રાખ્યું હતું અને દુકાળમાં મોંઘે ભાવે વેચવાનો ઠરાવ કર્યો હતો તે વાત પણ સિદ્ધ થઈ ચૂકી છે.

"વળી હેસ્ટીંગ્સે રાણી ભવાનીને અપરાધ વિના બાહિરબંદ પરગણાની જમીનદારી ઉપરથી ઉઠાડી મૂકીને પોતાના દલાલ કાંતપોતદારને તે પરગણું સોંપ્યું છે.

"દિલ્હીના બાદશાહે મારા માનની ખાતર મને એક પાલખી મોકલાવી હતી, તે પાલખી પટણા સુધી તો સહી સલામત આવી હતી, પરંતુ સીતાબરાયે પટણામાં તેને રોકી રાખી, ત્યારે મેં હેસ્ટીંગ્સને વિનતિ કરી, એટલે તેમણે તે પાલખી મંગાવીને પોતાને ત્યાં રાખી પણ મને તે હજી સુધી પાછી આપી નથી.

"હેસ્ટીંગ્સે મારા પુત્ર ગુરૂદાસને નાયબ દિવાનની જગ્યા ઉપર નિમતી વખતે અને મણિ બેગમને નવાબની વાલી નિમતી વખતે પણ ઘણી લાંચ લીધી છે. તે વિગત આ પ્રમાણે છે;-પહેલાં તો મેં પોતે જ ચૈતન્યનાથની મારફતે હેસ્ટીંગ્સના નોકર જગન્નાથ, બાળકૃષ્ણ અને તેના દલાલ કાંતપોતદાર વગેરેની પાસે સોનામહોરની ત્રણ થેલી મોકલાવી હતી; તેમાં એક થેલીમાં ૧૪૭૧ મહોર હતી; બીજીમાં પણ તેટલી જ હતી અને ત્રીજીમાં ૯૮૦ મહોર અને ૫૭૦ અર્ધીયાં હતાં. તે પછી બીજી વખતે મેં તેને ૧૪૭૦ મહોર મોકલાવી હતી. હેસ્ટીંગ્સે મુર્શીદાબાદમાં જઈને નવાબ મુબારિક ઉદ્દૌલાની ગર્ભવતી બેગમને પદભ્રષ્ટ કરીને તેની જગ્યા ઉપર મણિબેગમને બેસારી, રાજ્યની તમામ સત્તા તેના હાથમાં સોંપી, તે વખતે તેને લાંચ તરિકે એક લાખ રૂપિયા મળ્યા છે.

"હેસ્ટીંગ્સ મુર્શીદાબાદથી જ્યારે કલકત્તે આવ્યો ત્યારે મણિ બેગમે મારા પુત્ર ગુરૂદાસ દ્વારા મને પૂછાવ્યું હતું કે, ગવર્નર સાહેબને મોકલવાના રૂપિયા મારે કોની મારફતે મોકલાવવા? મેં તે બાબત હેસ્ટીંગ્સને મળીને ખાનગીમાં પૂછી એટલે તેણે મને કહ્યું કે, કાંતપોતદારનો ભાઈ નૃસિંહ કાસિમ બજારમાં રહે છે, તેને ત્યાં તે રૂપિયા ભરવા. મેં તે વાત ગુરૂદાસને લખી જણાવી, તે ઉપરથી મણિ બેગમે તે રૂપિયા ત્યાં ભર્યા હતા અને પાછળથી તે વાત મારા પુત્રે મને લખી જણાવી હતી.

"હેસ્ટીંગ્સ, આ સર્વે પોતાનાં ભોપાળાં ખુલ્લાં થઈ જવાના ભયથી હમેશાં મારો નાશ કરવા માટે પ્રયત્ન કર્યા કરે છે અને મારા પરમ શત્રુ મોહનપ્રસાદની સાથે તેમણે હમણાં ગાઢ મિત્રતા બાંધી છે. મોહનપ્રસાદ એક હલકો મનુષ્ય છે, તોપણ ગવર્નર તેને હમેશાં પોતાને ઘેર તેડાવે છે અને પોતાનો સ્નેહી ગણીને તેને મોટું માન આપે છે, તથા તેની સાથે રાતદિવસ વાતચિત અને ખટપટો કર્યા કરે છે."

નંદકુમારે ઉપર પ્રમાણે હેસ્ટીંગ્સનાં ભોપાળાંથી ભરેલી અરજી કૌંસીલના ઉપર મોકલી આપી. હેસ્ટીંગ્સ તે અરજી સાંભળીને ઉભો ને ઉભો ક્રોધાનળથી સળગી ગયે અને પોતાના ઉપર ભયંકર આફત આવવાના ભયથી તેને હિતાહિતનું ભાન પણ રહ્યું નહીં. તે તુરત કંપી ઉઠ્યો પણ પછીથી જરા ધીરજ ધરીને દૃઢસ્વરથી ફિલીપ ફ્રાન્સીસ અને જનરલ કલેવારીંગ પ્રત્યે બોલ્યો, "તમે જ કપટ કરીને આ સઘળો મુકર્દમો નંદકુમાર મારફતે ઉભો કરાવ્યો છે–આ નીચ કાવતરામાં તમારો પણ હાથ હોય એમ મને જણાય છે. પરંતુ યાદ રાખજો કે હું મારી આ સોટીથી સર્વેને પાધરા દોર કરી દઇશ."

ફ્રાન્સીસે તુરત ઉત્તર વાળ્યો; "તમે ફોકટ બોલવાનો શા માટે પરિશ્રમ કરો છો? નંદકુમારે તમારા ઉપર જે આરોપ ઘડી કાઢ્યો છે, તે આરોપોને ખોટા પાડવા તે તમારૂં કર્તવ્ય છે. તે કરો એટલે સોટી બોટીની જરૂર પડશે નહિ."

હેસ્ટીંગ્સ–"નંદકુમાર ધુતારો અને નીચ મનુષ્ય છે. તે મારા ઉપર કોઇ પણ આરોપ મૂકે તો તેને ખોટો પાડવા માટે પ્રયત્ન કરવો એ હું મારા દરજ્જાથી હલકું ગણું છું. તમારી સાથે તેને પણ આ સોટીથી ફટકાવી કાઢીશ."

જનરલ કલેવારીંગ–"મહારાજ નંદકુમાર આ દેશમાં એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે. તે પહેલાં સુબેદારનો દિવાન હતો અને આપના કરતાં પણ વધારે પ્રતિષ્ઠાવાળા હોદ્દા ઉપર હતો, માટે તેણે અરજીમાં લખેલા આરોપોનો નિર્ણય થવાની ઘણી જરૂર છે."

હેસ્ટીંગ્સ–"તમે જો આ બાબતનો નિર્ણય કરવાનું કામ આરંભશો તો હું આ સોટીથી કોન્સીલને તોડી પાડીશ. હું ભરતખંડનો ગવર્નર જનરલ છું, તેથી હું અહીંઆં કોઇ પણ દહાડો અપરાધીના પોશાકમાં ઉભો રહીશ જ નહીં."

કર્નલ મેન્શન–"આપ જો નિરપરાધી છો તો આપના હોદ્દાને કોઇ પણ જાતની હાનિ પહોંચનાર નથી."

હેસ્ટીંગ્સ–"મારા વિરૂદ્ધ કોઇ પણ આરોપ મૂકવાને ઉભો થાય તો તેનો નિર્ણય કરવાનો તમને અધિકાર નથી."

ફ્રાન્સીસ–"ઇસ્ટ ઇન્ડિયા કંપનીના કામદાર લોકોની દુર્વ્યવસ્થા, અન્યાય અને જુલમ બંધ કરવા માટે આ નવી કૌન્સીલ સ્થાપન કરવામાં આવી છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના નોકરની વિરૂદ્ધમાં કોઇ પણ ફરીયાદ કરે તો તેનો નિવેડો લાવવો એ અમારૂં કામ જ છે, તે તમે જાણો છો!"

હેસ્ટીંગ્સ–"જો એમ તમારે કરવું હોય તો હું હમણાં જ કૌન્સીલ હોલ તજીને જા આવ્યો."

આટલું કહીને હેસ્ટીંગ્સ કૌન્સીલ હોલમાંથી તુરત ચાલવા માંડ્યો કે તરત જ લાંચ લેવામાં તેના સહોદર સમાન બારોવેલ પણ તેની પાછળ ઉઠીને ચાલ્યો.

તે પછી બીજા ત્રણ મેમ્બરોએ મહારાજ નંદકુમારને કૌન્સીલ હોલમાં બોલાવીને તેની જુબાની લેવા માંડી.

મહારાજ નંદકુમારે હેસ્ટીંગ્સનાં સઘળાં ભોપાળાં નિષ્કપટપણે બહાર પાડ્યાં; અને તે સઘળા આરોપોના ખરાપણા માટે કેટલાકએક સાક્ષીઓનાં નામો પણ લખાવ્યાં, જેમાં હેસ્ટીંગ્સના પ્રીતિપાત્ર કાંતપોતદાર સુદ્ધાંતને સાક્ષી તરીકે લખાવ્યો.

બીજે દિવસે કૌન્સીલના મેમ્બરોએ કાંતપોતદારની સાક્ષી લેવા માટે તેને બોલાવ્યો, પરંતુ હેસ્ટીંગ્સે કાંતપોતદારને કૌન્સીલ હોલમાં સાક્ષી આપવા જવા માટે સાફ નાપાડી હતી. તે ઉપરથી કાંતે, કૌન્સીલના મેમ્બરોનો હુકમ ન માનતાં કહ્યું કે, "હેસ્ટીંગ્સ જ્યાંસુધી કૌન્સીલમાં ન હોય ત્યાંસુધી કૌંસીલ મળીજ ગણાય નહિ અને હેસ્ટીંગ્સ વિનાની કૌન્સીલમાં હું સાક્ષી આપવાને રાજી નથી."

કાંતપોતદારની આવી વાત સાંભળીને જનરલ કલેવારીંગને બહુ જ ક્રોધ ચડ્યો અને તેણે કાંતપોતદારને પોતાની સોટી મારવાનો નિશ્ચય કર્યો. પરંતુ બીજે દિવસે હેસ્ટીંગ્સે જનરલ કલેવારીંગને કહ્યું કે, "જે કાંતપોતદારને નેતરની સોટીથી મારશે તેને હું પોતે મારી આ નેતરની સોટીનો સ્વાદ ચખાડ્યા વિના રહીશ નહીં એ તમે યાદ રાખજો."

જનરલ કલેવારીંગ તે સાંભળીને ઘણો જ ચીડવાઇ ગયો. ફિલીપ ફ્રાન્સીસે અને કર્નલ મેન્સને જોયું કે, કૌંસીલ હોલમાં હેસ્ટીંગ્સની સાથે કલેવારીંગ સાહેબને મારામારીનો વખત આવી લાગ્યો છે, તે ઉપરથી તેણે કલેવારીંગને આગળ વધતાં અટકાવ્યો અને મોટા કોલાહલ વચ્ચે કૌંસીલ બીજીવાર પણ વિખેરાઇ ગઇ.

મહારાજ નંદકુમારે અરજીમાં દર્શાવેલાં હેસ્ટીંગ્સનાં સઘળાં ભોપાળાં કૌંસીલના મેમ્બરો ફ્રાન્સીસ, મેન્સન અને કલેવારીંગે ખરાં માન્યાં.

---

## પ્રકરણ ૩૫ મું
### પહેલું કાવતરૂં

ચૈત્ર મહિનો ચાલતો હતો. ઉનાળાના સખત તાપને લીધે લોકો મધ્યાહ્ન વખતે ઘરમાં જ ભરાઇ રહેતા હતા. તોપણ હેસ્ટીંગ્સના પરમ હિતૈષી નવકૃષ્ણ મુનશી, દિવાન ગંગાગોવિંદસિંહ, દલાલ કાંતપોતદાર વગેરે ખરે બપોરે પણ શહેરમાં આમ તેમ રખડ્યા કરતા હતા. તેઓની મુખાકૃતિ ઉપરથી તેઓ જાણે કોઇ પણ મહાભારત કામમાં રોકાયા હોય તેમ જણાતું હતું.

નંદકુમારે મુકેલા આરોપ પછી હેસ્ટીંગ્સના હિતૈષી રોજ બપોરે હેસ્ટીંગ્સના બંગલામાં એકઠા થવા લાગ્યા અને બારણું બંધ કરીને આપસ આપસમાં અનેક વાતો કરવા લાગ્યા અને ભાવિ પરિણામને માટે યુક્તિઓ શોધવા લાગ્યા. બીજી તરફ હેસ્ટીંગ્સ રાત્રે આઠ વાગ્યા પછી સદર અદાલતના જજજ ઇલાઇજા ઇમ્પીને ઘેર જવા લાગ્યો અને તેની સાથે પોતાના ઉપર આવી પડેલી આપત્તિ વિષે અનેક વાતચિત કરવા લાગ્યો. કોઇ કોઇ વેળા તો સદર અદાલતના તમામ જજ્જો એકાંતમાં હેસ્ટીંગ્સની સાથે બેસીને ઘણો વખત સુધી વાતચીત કરતા હતા.

હમણાં હેસ્ટીંગ્સના મુખ ઉપરથી આનંદની છાયા ઉડી ગઇ હતી—તેના મુખ ઉપર સદા જે ઉત્સાહ તરી રહેતો હતો, તે હમણાં અસ્ત થયો હતો અને ભયજનક ચિંતાની છાયાથી તેનું મુખ છવાઇ ગયું હતું.

કાંતપોતદાર કોઇવાર ગંગાવિષ્ણુને ઘેર બેસીને મોહનપ્રસાદની સાથે એકાંત કરવા લાગ્યો, અને કોઇ વાર મુર્શીદાબાદ ખેપીઆ ઉપર ખેપીઆ મોકલવા લાગ્યો. આજ કાલ કાંતપોતદારને પણ ઘડીનો વિસામો નહતો.

નંદકુમારે હેસ્ટીંગ્સના વિરૂદ્ધમાં ફરીયાદ કર્યા પછી એક મહિના સુધી હેસ્ટીંગ્સ, ગંગાગોવિંદસિંહ, નવકૃષ્ણ મુન્શી તથા કાંતપોતદાર રાતદિવસ ગભરાટમાં જ રહેવા લાગ્યા. વચ્ચે વચ્ચે હેસ્ટીંગ્સને અંગલે મોહનપ્રસાદનાં પગલાં પણ થવા લાગ્યાં. આમ એક મહિના સુધી ચાલ્યું. તે પછી સદર અદાલતના ચાર ન્યાયાધીશોએ નિચે પ્રમાણે એક પત્ર લખીને હેસ્ટીંગ્સના ઉપર મોકલ્યો;—

THE HON. WARREN HASTINGS Esq.

Sir

A charge having been exhibited, upon oath, before us against Joseph and Francis Fowke, Maharaja Nand Coomar and Radhı Charna for a conspiracy against you and others; we have summoned the parties to appear to-morrow, at Ten o'clock in the forenoon, at the house of Sir Elijah Impey, where we must require your attendance.

We are, Sir,

Your most obedient humble servants,

E. IMPEY.
ROB. CHAMBERS.
S. C. LEMAISTRE.
JOHN. HYDE.

Calcutta: April 18th, 1775.

ઑનરેબલ વૉરનહેસ્ટીંગ્સ.

સાહેબ !

જોસફ, ફ્રાંસિસ ફાઇક, મહારાજા નંદકુમાર અને રાય રાધાચરણે અમારી સમક્ષ સોગંદ ઉપર તમારી અને બીજાઓની સામા કાવતરાં કરવાનું તોહમત આણેલું છે, માટે અમોએ આવતી કાલે સર ઇલાઇજા ઇંપીને મકાને સવારના દસ વાગે બેઉ પક્ષને હાજર થવાને ફરમાવેલું છે ત્યાં તમારી હાજરીની પણ જરૂર છે.

અમો છઇએ,

આપના ઘણા જ નમ્ર અને તાબેદાર સેવકો.

ઇ. ઇંપી.

રોબર્ટ. ચેમ્બર્સ.

એસ. સી. લીમેઇસ્ટ્રી.

જોન. હાઇડ.

કલકત્તા એપ્રીલ, ૧૮–૧૭૭૫.

---

## પ્રકરણ ૩૬ મું

## પહેલી ફરીયાદ

તા૦ ૨૦ મી એપ્રીલ ઇ. ૧૭૭૫.

સુપ્રીમ કોર્ટના વડા જજ્જ ઇલાઇજા ઇંપીના બંગલામાં હજારો માણસો એકઠાં મળ્યાં હતાં. હેસ્ટીંગ્સ, વારોવેલ, વાનિસટાર્ટ, રાજા રાજવલ્લભ, કાંતપોતદાર અને દીવાન ગંગાગોવિંદસિંહ, કમાલુદ્દીન નામના એક માણસને સાથે લઇને સમય કરતાં દશ ઘડી અગાઉ ઇંપીને બંગલે હાજર થઈ ગયા.

મહારાજ નંદકુમાર, રાય રાધાચરણ બહાદૂર, જોસેફ ફાઇક અને ફાઇકનો છોકરો ફ્રાન્સીસ ફાઇક અપરાધી તરીકે કોર્ટના દીવાનખાનામાં જજ્જોની સન્મુખ આવીને ઉભા રહ્યા.

ફરીયાદી કમાલુદ્દીન અલીખાન જમીન સૂધી નીચે નમીને સલામ કર્યા પછી સોગંદ પૂર્વક બોલ્યો કે, મારૂં નામ કમાલુદ્દીનખાન છે, હું સરકાર બહાદૂરના હિંગલી પરગણાનો મીઠાનો ઇજારદાર છું. સરકાર બહાદૂરે મીઠાના એડવાન્સ તરિકે મને જે રૂપિયા આપવાના જણાવ્યા હતા તે રૂપિયામાંથી છત્રીસ હજાર રૂપિયા ગંગાગોવિંદસિંહ લઈ ગયો હતો. તે રૂપિયા મેળવવાનો ઉપાય કરવા માટે હું કલકત્તે નંદકુમારની પાસે આવ્યો હતો, ગંગાગોવિંદસિંહની વિરૂદ્ધમાં બે અરજીઓ મેં તૈયાર

કરી હતી અને તે અરજીઓ મેં નંદકુમારની પાસે જ રાખી હતી; અને તેની સાથે એવો ઠરાવ કર્યો હતો કે તે મને છવીશ હજાર રૂપિયા અપાવે એટલે મારે તેને તેમાંથી ૭ હજાર રૂપિયા બક્ષીસ તરીકે આપવા. ઉપલો ઠરાવ કર્યો પછી હું મુનસી સદરઉદ્દીન પાસે ગયો અને તેને આ બધી વાત મેં કહી એટલે તેમણે મને કહ્યું કે, હુ તને પંચ નિમીને ગંગાગોવિંદસિંહની પાસેથી રૂપિયા વસુલ કરાવી દઈશ, તારે તેના ઉપર ફરીયાદ કરવી નહીં. તે ઉપરથી નંદકુમારની પાસેથી મારી અરજી અને તેને મહેતનબદલ આપવા માટે કબૂલ કરેલા રૂપિયાનું ખત પાછું લેવા માટે હું નંદકુમારની પાસે ગયો અને મારી ઇચ્છા તેને કહી બતાવી. તેણે મારી વાત સાંભળીને મને મારી અરજી પાછી આપવાની ચોખ્ખી ના પાડી અને પોતાના જમાઇ રાય રાધાચરણની સાથે મને ફાઇક સાહેબને બંગલે મોકલ્યો. ફાઇક સાહેબે મને ધમકી આપીને કહ્યું કે, હેસ્ટીંગ્સે અને વારોવેલ સાહેબે લાંચ લીધી છે, એવા રૂપમાં તું એક અરજી લખી આપ. હુ તેની ધમકીથી બીહી ગયો અને તેથી મેં ફાઇક સાહેબના કહેવા પ્રમાણે હેસ્ટીંગ્સ અને વારોવેલ સાહેબે લાંચ લીધી છે એવા રૂપમાં એક ફરીયાદનામુ લખી આપ્યું હતું અને તેના ઉપર મારી સહી પણ કરી હતી.

ઇલાઇજા ઈંપી—તમે તમારે હાથે શામાટે ફરીયાદનામું લખ્યું ?

કમાલુદીન—ધર્માવતાર ! હું દિવસમાં સાત વાર નિમાઝ પઢું છું, જુઠું બોલતો નથી, મેં મારૂં ફરીયાદનામું બીજે દિવસે નંદકુમારની પાસેથી પાછું માગ્યું તે વખતે ફાઇક સાહેબ મને મારવા માટે ઉભો થયો અને પછી ફાઇક સાહેબના દીકરાએ મને કહ્યું કે, આવતી કાલે સવારે મહારાજ નંદકુમાર અહીંઆ આવે તે વખતે તમે પણ આવજો એટલે તમારા કામનો નિકાલ કરી નાંખશું.

તે ઉપરથી હુ બીજે દિવસે ફાઇક સાહેબની પેઢી ઉપર ગયો તે વખતે ફાઇક સાહેબના બંગલામાં ફાઇક સાહેબ અને નંદકુમાર કંઇક વાતચિત કરતા હતા. તેઓએ મને વારંવાર હેસ્ટીંગ્સ અને વારોવેલની વિરૂદ્ધમાં ફરીયાદ કરવા માટે કહ્યું અને બહુ જ સમજાવ્યો, પરંતુ મેં તેઓની સામે ફરીયાદ કરવાની સાફ ના પાડી, એટલે તેઓએ મને કેદ કરવાની ધમકી આપી અને તેને માટે તૈયારી પણ કરી, પરંતુ એટલામાં તો હું ત્યાંથી દોડી મારી પાલખીમાં બેસીને રવાના થઇ ગયો.

ઇલાઇજા ઇંપી અને સદર અદાલતના બીજા ત્રણ જજોએ બીયાં સાહેબની ઉપર પ્રમાણે સાક્ષી સાંભળીને બોલ્યા, ફાઇક સાહેબના દીકરાનો આમાં કંઇ પણ અપરાધ જણાતો નથી, તેને માટે છોડી મૂકવામાં આવે અને નંદકુમાર, રાય રાધાચરણ અને જોસેફ ફાઇકની વિરૂદ્ધમાં જો હેસ્ટીંગ્સ અને વારોવેલને કામ ચલાવવાની ઇચ્છા હોય તો તેઓએ ત્રણ દિવસમાં અરજી કરીને અમને જણાવવું.

# પ્રકરણ ૩૭ મું
## બીજું કાવતરૂં

હેસ્ટીંગ્સ, વારોવેલ, કાંતપોતદાર અને ગંગાગોવિંદસિંહ મુકરદમાની આવી સ્થિતિ જોઇને ઘણા જ ગભરાઇ ગયા અને હવે કેવી રીતે કામ લેવું તે વિષે ઉંડા વિચારમાં પડી ગયા. સદર અદાલતના જજ્જોએ પણ નિરૂપાય થઇને ઉભો કરેલો મુકરદમો મુલતવી રાખ્યો અને તેનું કંઇ પણ પરિણામ આવ્યું નહીં.

બીજી તરફ નંદકુમાર દેશદેશના જમીનદારોને એકઠા કરીને તેઓની સાથે હેસ્ટીંગ્સ અને વારોવેલનાં હજારો ભોપાળાં ખુલ્લાં કરવા માટે વિચાર કરવા લાગ્યો. આ વિચારમાં ને વિચારમાં દસ પંદર દિવસો વીતિ ગયા. તે અરસામાં જનરલ કલેવરીંગ, ફિલીપ ફ્રાન્સીસ વગેરે અમલદારો વખતો વખત નંદકુમારને ઘેર આવવા લાગ્યા.

તા૦ ૬ ઠ્ઠી મેને દિવસે સુપ્રીમ કોર્ટમાંથી અકસ્માત્ નંદકુમારને કેદ કરવાનો હુકમ બહાર પડયો અને તે જ દિવસે તેને પકડીને કેદ કરવામાં આવ્યો. તે બનાવથી કલકત્તામાં મોટો હાહાકાર વર્તાઇ રહ્યો, લોકો મોટા આશ્ચર્યમાં પડી ગયા, અને સદર અદાલતનું આવું આચરણ જોઇને તમામ દેશી લોકો ભયભીત થઇ ગયા. નંદકુમારને એકાએક પકડીને કેદમાં નાખવાનું શું કારણ હશે, તેનો મર્મ કોઇ પણ સમજી શકયું નહીં, પરંતુ પાછળથી એવી વાત બહાર આવી કે મોહનપ્રસાદ નામના એક માણસે સદર અદાલતમાં નંદકુમારના ઉપર ખોટો દસ્તાવેજ કરવા માટે ફરીયાદ નોંધાવી છે, તે ઉપરથી સદર અદાલતના જજ્જોએ તેને કેદખાને નાખ્યો છે.

વાંચનારાઓના જાણવા ખાતર અહીં મોહનપ્રસાદની સાક્ષીનો સારાંશ જ લખીએ છીએ.

તા૦ ૬ ઠ્ઠી મે [illegible]

મારૂં નામ મોહનપ્રસાદ છે. હું મરહૂમ બુલાકીદાસને બદલે કામ [illegible] અને ગંગાવિષ્ણુ તથા હિંગુલાલનો સોલીસીટર છું. ઇ૦ સ૦ ૧૭૬૯ ના જૂન [illegible] બુલાકીદાસ મરી ગયો હતો. તેણે પોતાના મરણની અગાઉ એક વીલ [illegible] છે. તે વીલમાં તે પોતાના પાળેલા પુત્ર પદ્મમોહનદાસને પોતાની [illegible] આના ભાગ આપવાનું લખી ગયો છે અને પદ્મમોહનદાસને અને [illegible] સર્વ મીલકતનો કુલ મુખ્તીયાર ઠરાવી ગયો છે; તેથી હમણાં [illegible] ગંગાવિષ્ણુ અને હિંગુલાલને આપવામાં આવેલી તમામ મીલકતનું [illegible] કામકાજ હું જ કરૂં છું. બુલાકીદાસની મીલકતમાંથી જેટલા [illegible] આવે છે, તેમાંથી મને સેંકડે પાંચ ટકા કમીશન મળે છે. [illegible] મરણ પહેલાં નંદકુમારને પોતાને ઘેર બોલાવ્યો હતો; અને [illegible]

અને પદ્મમોહનની નંદકુમારને ભલામણ કરી હતી તથા તેણે વારંવાર નંદકુમારને કહ્યું હતું કે, આપને મારૂં આ કુટુંબ સોંપી જાઉં છું. આપ તેની સંભાળ રાખજો,

મરહુમ બુલાકીદાસની સાથે નંદકુમારને લેણદેણનો વહીવટ ચાલતો હતો. તેમાં બુલાકીદાસની પાસે નંદકુમારનું કેટલુંક લેણું નીકળતું હતું, તે લેણું વસુલ કરવા માટે બુલાકીએ નંદકુમારને કંપનીનાં બાણો વેચી નાખીને તેમાંથી તેના માંગણા પૈસા વસુલ કરવા કહ્યું હતું. મરહુમ બુલાકીના મરણ પછી પાંચ ૭ મહિને નંદકુમાર, ગંગાવિષ્ણુ અને પદ્મમોહનને સાથે લઇને હેસ્ટીંગ્સને બંગલે ગયો હતો અને ત્યાંથી કંપનીના બાણોના કાગળીઆઓ આણીને પોતાની પાસે રાખ્યા હતા. તે પછી બુલાકીની સ્ત્રીએ મને કહ્યું હતું કે, મહારાજ નંદકુમારે મોટો પરિશ્રમ કરીને બાણુના કાગળીઆંઓ અમને લાવી આપ્યાં છે માટે પ્રથમ તેનું લેણું આપો. બુલાકીદાસે મને કુલ મુખ્તીયારનામું લખી આપ્યું છે, તેમાં નંદકુમારના લેણા રૂપીઆ માત્ર દશ હજાર લખેલા છે. મેં આ વાત ગંગાવિષ્ણુની પાસે પણ કહી હતી. તે પછી ચૌદ કે પંદર દિવસ પછી પદ્મમોહન મને તથા ગંગાવિષ્ણુને સાથે લઇને નંદકુમારને ત્યાંથી કંપનીના કાગળ પાછા લેવા અને તેના માગણા રૂપિયા તેને ભરવા માટે તેને ઘેર ગયો હતો. તે વખતે નંદકુમાર ઘરના માળ ઉપર બેઠો હતો. અમે તેની પાસે જઇને અમારા આવવાનું કારણ તેને કહ્યું એટલે તેણે બુલાકીદાસે લખી આપેલાં ત્રણ લખત પેટીમાંથી બાહાર કાઢ્યાં અને તેની ઉપરનો એક એક ભાગ ફાડી લઇને પોતાની પાસે રાખ્યો અને બાકીનો અરધો ભાગ પદ્મમોહનના હાથમાં આપ્યો અને પછી કહ્યું કે, મને આ લખત બુલાકીદાસે લખી આપ્યાં છે. તે પછી તેણે પોતાના માગણા પૈસા વસૂલ કરવા માટે બુલાકીદાસના સત્તર બાણોમાંથી આઠ બાણો પોતાની પાસે રાખ્યાં અને બાકીનાં પદ્મમોહનના હાથમાં આપ્યાં. બુલાકીદાસે નંદકુમારને લખી આપેલાં ત્રણ લખતમાંના એક લખતમાં પીસ્તાળીશ હજાર અને એકત્રીશ રૂપીયા દેવા તરીકે લખ્યા હતા. નંદકુમારે કહ્યું કે, મેં બુલાકીની દુકાન ઉપર અમુક ઘરેણાંઓ મૂક્યાં હતાં; તેની કીમત પેટે બુલાકીદાસે મને આ લખત કરી આપ્યું છે. આ લખત ફારસી ભાષામાં લખેલું હતું અને હું ફારસી ભાષા જાણતો નથી, તેથી મને તે લખતના ખરાપણાં વિષે સંદેહ ઉપજ્યો હતો, પરંતુ પદ્મમોહને મારી પાસે તે લખત ખરૂં છે આમ ખુલ્લી રીતે કહ્યું હતું.

આ સઘળાં લખતપત્રો બુલાકીદાસનાં તમામ લખતપત્રનો પ્રોબેટ લેતી વખતે મેયર કોર્ટમાં દાખલ કરવામાં આવ્યાં હતાં, અને ત્યારથી તે સઘળાં લખતપત્રની એકએક નકલ કરાવીને મેં મારી પાસે રાખી છે.

દીવાન નંદકુમારની સાથે બુલાકીદાસનો હિસાબ કર્યા પછી કેટલાએક મહિના કેડે એક દિવસે મેં કમાલુદ્દીન અલીખાનની પાસે બુલાકીદાસના લેણા રૂપીઆ ભરવા માટે કહેવરાવ્યું એટલે કમાલુદ્દીનખાન મારે ઘેર આવ્યો અને કહ્યું કે, મારી પાસે બુલાકીદાસના માગણા પૈસામાં માત્ર છસો રૂપીઆ જ છે, પરંતુ હમણાં મારી જીંદગી એવી જાય છે કે તે રૂપીઆ હું ભરી શકું તેમ નથી. મારો હાથ હમણાં બહુ જ ભીડમાં છે. તે પછી મેં કમાલુદ્દીન અલીખાનને નંદકુમારે આપેલાં ત્રણે લખતોની નકલ દેખાડી. તેણે ત્રણે લખતો વાંચ્યાં અને પછી પીસ્તાળીશ હજાર અને એકવીશ રૂપીઆનું જે લખત હતું તે મને બતાવીને કહ્યુ કે, આ લખતમાં મારી સાક્ષી લખવામાં આવી છે અને તે ઉપર મારી મોહર મારવામાં આવી છે, પરંતુ મેં કોઇ લખતમાં સાક્ષી કરી આપી હોય એમ મને બીલકુલ યાદ નથી.

આ બનાવ બન્યા પછી છ માસે ફરીને કમાલુદ્દીન અલીખાને મારી પાસે આવીને કહ્યુ કે, "મેં મીઠાની જમીનનો ઇજારો લીધો છે, તેમાં નંદકુમાર મારો જામીન થયો છે, પરંતુ હમણાં તેણે મને કહ્યું કે, તું જો મારા કહેવા પ્રમાણે ત્રણ કામ કરીશ નહીં, તો હું તારો જામીન રહીશ નહીં. તેણે મને જે ત્રણ કામ કરવાનાં કહ્યાં છે, તેમાં પહેલું કામ એ છે કે તેણે બુલાકીદાસની પાસેથી પીસતાળીશ હજાર ને એકવીશ રૂપીઆ લેણાપેટે જે ખોટું ખત કર્યુ છે તે ખત ખરૂં જ છે એવી મારે સાક્ષી આપવી. બીજું કામ એ છે જે લાસિન્ટનના ઉપર લાંચ લેવાનો આરોપ મૂકીને મારે કોર્ટમાં તેના ઉપર ફરીયાદ કરવી અને ત્રીજું કામ એ છે કે વસંતરાયના ઉપર પણ લાંચ લેવાનો આરોપ મૂકીને કોર્ટમાં તેના ઉપર પણ કામ ચલાવવુ. પરંતુ આ ત્રણે કામ ધર્મવિરૂદ્ધ હોવાથી હું તે કરવાને ખુશી નથી." આમ કહ્યા પછી તેણે મને એક સારો જામીન શોધી આપવાનુ કહ્યુ હતું.

હું તેની વાત સાંભળીને ઘણો જ આશ્ચર્યમાં પડી ગયો અને મેં તે જ વખતે તે સઘળી વાત મહમદઅલીની પાસે કહી અને પછી બુલાકીદાસનાં કંપનીનાં બાણો જે નંદકુમારની પાસે રાખ્યાં હતાં, તેનાં નાણાં વસુલ કરવા માટે નંદકુમારની સામે કોર્ટમાં ફરીયાદ માંડી. તે મુકર્દમાના સંબંધમાં જવાબ આપતાં નંદકુમારે કહ્યું કે, હું બુલાકીદાસની પાસે રૂપીઆ માગનો હતો, તેનાં ત્રણ લખત તેણે પોતે મને કરી આપ્યાં હતાં. તે ત્રણ લખત તેમના પુત્રને મેં પાછાં આપ્યાં છે, અને તેને પેટે પૈસા વસુલ કરવા માટે કંપનીનાં બાણો મેં મારી પાસે રાખ્યાં છે જેમાંથી હું મારા પૈસા વસુલ કરીશ. કોર્ટ અમારી બન્નેની પૂર્વાપર હકીકત સાંભળીને મારો મુકર્દમો કાઢી નાંખવાને તૈયાર થઇ, તે વખતે મેં મધ્યસ્થ નીમીને અમારા કજીઆનો નિવેડો આણવાની કોર્ટને પ્રાર્થના કરી, પરંતુ આ બાબતમાં હજી કોઈ પણ મધ્યસ્થ નિમાયો નથી.

હમણાં આ સદર અદાલત સ્થાપન થઈ છે, તેથી હું મારી ફરીયાદના તમામ કાગળ પત્રો જે મેયર કોર્ટમાં હતા, તે, ત્યાંથી આપની પાસે લાવ્યો છું અને આપને અરજ ગુજારૂં છું કે નંદકુમારે બુલાકીદાસનાં જે ત્રણ લખત અમને આપ્યાં છે, તેમાંનું એક લખત, જે પીસતાળી હજાર અને એકવીશ રૂપીઆનું છે, તે નંદકુમારે તરકટ કરીને બનાવટી જ ઉભું કર્યું છે. બુલાકીદાસે પોતે તેને ઘરેણાંના લેણાં રૂપીઆ પેટે તેવું કોઈ પણ લખત કરી આપ્યું હોય એમ હું જાણતો જ નથી. માટે હું નંદકુમારના ઉપર ખોટા દસ્તાવેજ કરવાનો આરોપ મુકું છું, અને તેના ઉપર કોર્ટમાં કામ ચલાવવાની ઈચ્છા રાખું છું.

મોહનપ્રસાદની જુબાની સાંભળી રહ્યા પછી પહેલા મુકર્દમાનો ફરીયાદી કમાલુદ્દીન, મોહનપ્રસાદની સાક્ષીને પુષ્ટિ આપતાં બોલ્યો;—અહીં જે લખત મોહનપ્રસાદે બનાવટી તરિકે રજુ કર્યું છે અને જેમાં સહી તથા મોહર મારા નામની છે, તે લખત તદ્દન નવું જ ઉભું કરવામાં આવ્યું છે, એવી નંદકુમારે પોતે મારી પાસે વાત કરી હતી.

આ વખતે અહીં એક ગોટાળો ઉભો થયો. લખતમાં 'અબદુલ કમાલુદીન' એવી સહી હતી અને સાક્ષીનું નામ તો કમાલુદ્દીન અલીખાન હતું. આ ઉપરથી ન્યાયાધીશોના અને બીજાના મનમાં સંદેહ પડ્યો કે સાક્ષીનું કહેવું તદન ખોટું છે, કારણ કે લખતમાં જે સાક્ષીનું નામ છે તે આ સાક્ષી આપનારના નામથી તદન જુદું જ છે. પરંતુ કમાલુદ્દીનખાન સાક્ષીએ આ વખતે તે નામના સંબંધમાં ખુલાસો કરતાં જણાવ્યું કે હમણાં હું સારી સ્થિતિમાં આવ્યો છું, તેથી મારા નામને છેડે મેં પોતે જ અલીખાન એટલું વધાર્યું છે, નાની ઉમરમાં મારૂં નામ અબદુલ કમાલુદ્દીન એટલું જ હતું. સાક્ષી કમાલુદ્દીન અલીખાને એપ્રીલ મહિનાની ૧૯ મી તારીખે નંદકુમાર અને ફાઇક સાહેબના નામ ઉપર ફરીયાદ કરી હતી. તે વાત વાંચનારાઓને યાદ હશે. બન્ને જણાની સાક્ષી સાંભળીને સદર અદાલતના નવા જડજ લીમેર્ટી અને હાઈડ, વડા જડજ ઇલાઇજા ઇંપીની સાથે થોડીવાર વિચાર કરીને નંદકુમારને તુરત કેદખાનામાં મોકલવાનો હુકમ બાહાર પાડ્યો અને તેનું કામ તપાસ માટે સેશન કોર્ટને સોંપી દીધું.

વોરન હેસ્ટીંગ્સ, વારોવેલ, વાન્સિટાર્ટ, રાજા રાજવલ્લભ, દીવાન ગંગાગોવિંદસિંહ, કાંતપોતદાર વગેરેની ખટપટથી આ પ્રમાણે એકાએક અણધારી રીતે નંદકુમારને કેદખાનાની શિક્ષા કરવામાં આવી હતી. નંદકુમાર બંગાળામાં એક ઉચ્ચ પંક્તિનો બ્રાહ્મણ હતો, તેથી તેણે કેદખાનામાં ભોજન લેવાની સાફ ના પાડી અને

ઓછામાં ઓછા ત્રણ ચાર દિવસો સુધી ઉપવાસી જ રહ્યો અને પોતાના વકીલ મારફતે સુપ્રીમ કોર્ટના વડા જડજને પોતાના ભોજનની જુદી જ વ્યવસ્થા કરવા માટે એક અરજી કરી.

નંદકુમાર કેદખાનામાં કંઇ પણ ખોરાક ન લેતાં પોતાના દહાડાઓ મહા દુઃખમાં પસાર કરે છે આવી વાત સાંભળીને કૌન્સીલના મેમ્બરો ફ્રાન્સીસ ફિલીપ, કર્નલ મેન્સન, જનરલ ક્લેવારીંગ વગેરે સુપ્રીમ કોર્ટનો આવો અન્યાય જોઇને બહુ જ ખિન્ન થયા, અને મહારાજ નંદકુમારને ધારણા આપવા માટે જનરલ ક્લેવારીંગની દીકરી અને મેન્સનનાં મેમસાહેબ જાતે કેદખાનામાં ગયાં અને નંદકુમારને મળીને તેને ધીરજ આપી.

બીજી તરફ ફિલીપ ફ્રાન્સીસ જાતે સુપ્રીમ કોર્ટના જજ્જોની પાસે ગયો અને તેઓને કહ્યું કે નંદકુમાર એક ઉંચી પંક્તિનો બ્રાહ્મણ છે માટે કેદખાનામાં સૌને માટે તૈયાર થતું ભોજન તેનાથી જમી શકાય નહીં; કારણ કે તેમ કરવાથી તેને ધર્મસંબંધે વાંધો નડે છે, માટે તમારે તેના ભોજન માટે જુદી વ્યવસ્થા કરાવી આપવી જોઇએ; જેથી ખાવા પીવાની તેને અડચણ આવે નહીં. સુપ્રીમ કોર્ટના જજ્જોએ આ વાત સાંભળી તો ખરી, પણ હેસ્ટીંગ્સની શિખવણીથી ત્રણ ચાર દિવસ સુધી તેને માટે કંઇ પણ ઉપાય લીધો નહીં. છેવટે તેઓએ ઉંચી જાતના બ્રાહ્મણોથી કેદખાનામાં જમી શકાય કે નહીં, તેનો નિર્ણય કરવા સારૂ સારા સારા શાસ્ત્રીઓનો મત લેવાની ઇચ્છાથી તેઓને એકઠા કરવાનો વિચાર કર્યો એટલે હેસ્ટીંગ્સના જમણા હાથસમાન કાંતપોતદારે મુર્શીદાબાદથી હરિદાસ પંચાનનને શાસ્ત્રીય વિચારો આપવા માટે તેડાવ્યા. તર્ક પંચાનન સારા શાસ્ત્રી હતા, પરંતુ તેનામાં ખુશામતીયો ગુણ ઘર કરીને બેઠો હતો. પોતાની કીર્તિ કેવી રીતે થાય, લોક પોતાને કેવી રીતે વખાણે તથા પૈસાની આવક કેમ થાય, આજ બાબત તરફ તેનું વિશેષ લક્ષ્ય હતું. તેણે જજ્જોની પાસે જઇને ધર્મના સંબંધમાં ખુલાસો કરતાં કહ્યું કે બ્રાહ્મણ કેદખાનામાં ભોજન કરવાથી પાતકી થતો નથી. કદાચ બ્રાહ્મણને કેદખાનામાં ભોજન કરવાનો સમય આવી પડે તો તેણે પોતાની શુદ્ધિ માટે સોનાનું સહેજસાજ દાન કરવું અને બાર બ્રાહ્મણને ભોજન કરાવવું. ભોજન કરવાથી બહુ મોટું પાપ લાગે એમ હું જાણતો નથી. આ પંડિત જ્યારે નંદકુમાર દીવાનની જગ્યા ઉપર હતો ત્યારે તેનો અનુગ્રહ મેળવવા માટે વખતો વખત તેને ઘેર આવતો હતો, પરંતુ હમણાં નંદકુમારની દશા પડતી હતી અને કાંતપોતદારનો પૂર અમલ હતો, તેથી દક્ષિણાની આશાએ અને ઇંગ્રેજોમાં પોતાની કીર્તિ કરાવવા માટે તેમણે આવો મત જાહેર કર્યો હતો. જજ્જોએ તે શાસ્ત્રીનો મત નંદકુમારને

જણાવ્યો, પરંતુ નંદકુમારે તેઓનું કહેવું કબુલ કર્યું નહીં; પણ દેશના ધર્મનિષ્ઠ શાસ્ત્રીઓને બોલાવીને તેઓનો મત આ બાબતમાં કેવો છે, તે સાંભળવા માટે જજોને અરજ કરી. જજોએ તેમ કરતાં શાસ્ત્રીઓએ સાફ જણાવ્યું કે કેદખાનામાં સર્વને માટે જે ખોરાક તૈયાર કરવામાં આવે છે તે ખોરાક ઉંચી પંક્તિના બ્રાહ્મણથી ખાઇ શકાય નહી; કારણ કે તેમાં જોઇએ તેવો આચાર વિચાર સચવાતો નથી, માટે તેવા પાક માટે ધર્મનિષ્ઠ બ્રાહ્મણને સાફ નિષેધ કરવામાં આવ્યો છે. જજોએ શાસ્ત્રીઓનો આવો વિચાર જાણ્યા પછી નંદકુમારને ખાવા પીવા માટે જુદી જ જગ્યા કાઢી આપી.

નંદકુમાર કેદમાં પડ્યા પછી પણ દેશમાં જે જે સદ્ગૃહસ્થો હતા, તેઓ તેને વિપત્તિના સમયમાં સહાયતા કરવા માટે તૈયાર થયા, દરરોજ સેંકડો માણસો નંદકુમારને મળવા માટે કેદખાનામાં જવા લાગ્યાં અને ત્યાં આગળ પણ નંદકુમારની દરબાર ભરાવા લાગી.

---

## પ્રકરણ ૩૮ મું
### ન્યાય કે નરહત્યા?

ઇ૦ સ૦ ૧૭૭૫ ના જૂન મહિનાની ત્રીજી તારીખે સુપ્રીમ કોર્ટનું દીવાનખાનું લોકોથી ઉભરાઇ જવા લાગ્યું. લોકો નંદકુમારનો મુકર્દમો સાંભળવા માટે કોર્ટના વખતની પહેલાંથી જ દીવાનખાનામાં દાખલ થયાં હતાં, તેથી તલપૂર પણ જગ્યા ન હતી. કોર્ટનો સમય થયો કે નંદકુમાર અપરાધીના વેશમાં કોર્ટની અંદર હાજર થયો. બીજી તરફથી સુપ્રીમ કોર્ટના જજો સર ઇલાઇજા ઇંપી ચીફ જસ્ટીસ, તથા રોબર્ટ ચેમ્બર્સ, સ્ટીફન્સ લીમેર્સ્ટી અને જોન હાઇડ પ્યુની જજો પણ ધીરે ધીરે કોર્ટના દીવાનખાનામાં હાજર થયા. અને તેઓએ ક્રમવાર પોતાની બેઠકો લીધી. બીજી તરફ નંદકુમારનો ગુમાસ્તો ચૈતન્યનાથ, જમાઇ રાય રાધાચરણ અને બારીસ્ટર ફ્રારાર પણ કોર્ટમાં દાખલ થઇ અને અપરાધીના પાંજરાની પાછળ ઉભા રહ્યા. અને ફરીયાદીના સાક્ષીઓએ તથા કાંતપોતદાર વગેરે હેસ્ટીંગ્સના સહાયકોએ પ્રેક્ષક લોકોની જગ્યાએ બેઠક લીધી.

આ વખતે નંદકુમારના ઉપર ખોટું લખત બનાવવા માટે, ખોટું લખત બાહેર પાડવા માટે, ખોટું લખત બીજાના હાથમાં આપવા માટે, ખોટા લખતને અડકવા માટે એમ ઓછામાં ઓછા વીશ અપરાધ મૂકવામાં આવ્યા. તેના ઉપર મૂકવામાં આવેલા આ સઘળા આરોપો વાંચી સંભળાવ્યા પછી નંદકુમારે કહ્યું કે 'હું નિર્દોષ છું.'

જજજોએ નંદકુમારને પૂછ્યું, "તમે કોની પાસે તમારો ન્યાય કરાવવાની ઇચ્છા રાખો છો ?"

નંદકુમારે સ્પષ્ટસ્વરે કહ્યુ કે, 'હું પરમેશ્વરની પાસે મારો ન્યાય કરાવવાની ઇચ્છા રાખું છું, તે ઉપરાંત મારા દેશના ન્યાયી લોકો મારો ન્યાય કરે આવી મારી ઇચ્છા છે.' આટલું કહીને તે મૌન થયો.

તે વખતે દેશીઓને જૂરર થવાનો હક નહતો; તેથી બાર ઇંગ્રેજોને જૂરર તરિકે નિમવામાં આવ્યા હતા. આ જૂરરોમાંના ઘણા ખરા નંદકુમારના કટ્ટા દુશ્મન હતા, તેઓને વીણી વીણી શોધીને કાઢ્યા હતા.

સુપ્રીમ કોર્ટનો વડો ઇંટરપ્રીટર વીલ્યમ ચેમ્બર્સ આજે કામ પ્રસંગથી કોર્ટમાં હાજર થઈ શકયો ન હતો, તેથી હેસ્ટીંગ્સ અને ઇંપીના મળતીયા આલેકઝાંડરના ઈંટરપ્રીટરની જગ્યા ઉપર નીમવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ ઠરાવ સામે નંદકુમારના બારીસ્ટર ફારારાએ વાંધો લીધો અને કહ્યું કે મારૂં કુળ તેની નિમણુક સામે વાંધો લે છે. પરંતુ ઇંપીએ તેનો વાંધો મંજુર ન રાખતાં આલેકઝાંડરનેજ ઇંટરપ્રીટરનું કામ સોંપ્યું.

મુકદ્દમાની શરૂઆતમાં તાજના મુન્સીએ કોર્ટમાં અપરાધી ઉપર ઘડી કાઢેલા આરોપો વાંચી સંભળાવ્યા. તે પછી ફરીયાદી તરફના સાક્ષીઓની જૂબાની શરૂ કરવામાં આવી.

પહેલો સાક્ષી ફરીયાદી મોહનપ્રસાદ પોતેજ હતો, તેની સાક્ષીની નોંધ અહીં લેવાનું કંઇપણ પ્રયોજન નથી, કારણ કે તે પ્રથમ પોતાની સાક્ષીમાં જે બોલ્યો હતો તેજ અહીં પણ સાક્ષી આપતાં બોલ્યો હતો. વધારામાં માત્ર વચ્ચે વચ્ચે પોતાનો મુકદ્દમો સબળ કરવા માટે પ્રથમ આપેલી સાક્ષીની નોંધ જોતો હતો કે, જેથી હમણાંની સાક્ષીમાં ફેર પડે નહીં.

બીજો સાક્ષી પહેલા મુકદ્દમાનો ફરીયાદી કમાલુદ્દીન અલ્લીખાન હતો, તેણે સોગંદ ખાઇને કહ્યું; "ધર્માવતાર ! મારૂં નામ કમાલુદ્દીન અલ્લીખાન છે. હું મીરજાફરના રાજ્ય વખતે મુર્શીદાબાદના કેદખાનામાં કેટલાએક દિવસ કેદી તરીકે રહ્યો હતો. કેદખાનામાંથી છૂટો થયા પછી મેં સુબેદાર મીરજાફર ઉપર એક અરજી લખી હતી. તે વખતે મીરજાફરનો દીવાન નંદકુમાર હતો. તેણે મને પત્ર લખીને જણાવ્યું હતું કે તું તારી અરજીમાં તારા નામની મોહર છાપીને અરજી મોકલ, એટલે મેં મારી પ્રથમની અરજીમાં મોહોર છાપવા માટે નંદકુમારના ઉપર મારી મોહર મોકલી

આપી હતી, ત્યારથી આજ ચૌદ વર્ષ થયાં તે મોહર તેની પાસેજ છે. મેં મોહર પાછી મોકલવા માટે નંદકુમારને ઘણી વાર લખ્યા છતાં પણ તેણે મને મારી મોહર પાછી મોકલાવી નથી."

તે પછી જે ખોટા દસ્તાવેજ કરવાના સંબંધમાં નંદકુમાર ઉપર કામ ચલાવવામાં આવતું હતું, તે દસ્તાવેજ આ સાક્ષીને બતાવ્યો. સાક્ષી તે દસ્તાવેજ જોઈને બોલ્યો કે "આ દસ્તાવેજમાં જે મોહર છાપેલી છે તે મોહર મારી છે અને તે મોહર મેં ચૌદ વર્ષ પહેલાં નંદકુમારની પાસે મારા માણસ મારફતે મોકલાવી હતી. અને તે વાત પેદૃ અને મુન્સી સદરૂદ્દીનની પાસે પણ કરી હતી."

ઇલાઇજા ઈંપી–"આ લખતમાં છાપેલી મોહર જોઈને તમે કહી શકશો કે તે મોહર તમારી છે? અને તમે કહેશો કે મારી છે તો તમારૂં નામ તો કમાલુદ્દીન અલીખાન છે અને લખતમાં તો અબદુલ કમાલુદ્દીનના નામની મોહર છે, માટે આ બાબતમાં તમારી પાસે કંઇ ખુલાસો છે કે?"

સાક્ષી–"ધર્માવતાર! હું કોઈ દિવસ જૂઠું બોલતો નથી. સાત વાર નિમાઝ પઢું છું. પહેલાં માઈ નામ અબદુલ કમાલુદ્દીન હતું, પરંતુ હું જ્યારથી સારી સ્થિતિમાં આવ્યો છું ત્યારથી મેં આગલો શબ્દ ઉરાડી દીધો છે અને પાછળના ભાગમાં અલીખાન વધાર્યું છે. અમારા મુસલમાનોમાં જે સારી સ્થિતિમાં આવે છે તે પોતાના નામની પાછળ અલી અથવા તો ખાન એવા શબ્દો વધારે છે."

જજ્જ હાઇડ–"આ લખતમાં તમારા નામની મોહર અને તમારી સાક્ષી છે એ વાત તમે કેવી રીતે જાણી શક્યા?"

સાક્ષી–"ધર્માવતાર! હું કોઇ પણ વખત જૂઠું બોલતો નથી. નંદકુમારે પોતે મને કહ્યું હતું કે મેં દસ્તાવેજમાં તારૂં નામ અને તારી મોહરનો ઉપયોગ કર્યો છે અને તેણે મને તેજ વખતે કહ્યું હતું કે તારે આ દસ્તાવેજના ખરાપણામાટે સાક્ષી આપવી પડશે, પરંતુ મેં તેને તેજ વખતે જણાવ્યું હતું, કે હું એવા અધર્મના કામમાં પડીશ નહીં, તમારી મરજીમાં આવે તેમ કરો."

તે પછી સાક્ષીને ઉલટપાલટ સવાલો કરતાં જજ્જે પૂછ્યું, "તમને આ ફરીયાદમાં સાક્ષી આપવા માટે મોહનપ્રસાદે કંઈ રૂપીઆ આપ્યા છે કે?"

કમાલુદ્દીન;–"અલ્લા! અલ્લા! એ તમે શું કહો છો? હું તે કોઇ દિવસ એવું કામ કરું ખરો કે?"

તે પછી સાક્ષીએ એક કાગળ કોર્ટમાં રજુ કરીને કહ્યું કે, "મારી મોહર અને હાથના અક્ષર નંદકુમારને પહોંચ્યા તે વખતે તેમણે તેની પહોંચ તરિકે મારા ઉપર આ કાગળ લખ્યો હતો." કોર્ટમાં દાખલ કરેલા તે કાગળમાં મોહરની વાત લખેલી જ નહોતી.

તે પછી ત્રીજો સાક્ષી હુસેનઅલી સોગંદ ખાઇને બોલ્યો કે, "મારૂં નામ હુસેન-અલી છે અને હું કમાલુદ્દીનનો નોકર છું. કમાલુદ્દીને થેડા દહાડા થયા નંદકુમાર અને ફ્રાઇક સાહેબના નામ ઉપર એક મુકર્દમો માંડ્યો છે, ત્યારથી હું કમાલુદ્દીનની પાસે જ રહું છું. કમાલુદ્દીને ઘણું કરીને ચૌદ વર્ષ પહેલાં પોતાના નામની મોહર નંદકુમારના ઉપર મોકલાવી હતી. અને જે કોથળીમાં તે મોહર મૂકવામાં આવી હતી, તે કોથળી મેં પોતે સીવી હતી. તે ઉપરથી હું જાણું છું કે કમાલુદ્દીને પોતાની મોહર નંદકુમારને મોકલાવી છે."

ચોથો સાક્ષી ખાજેપેટ્રુજ સેગંદ ખાઇને બોલ્યો કે, "મારૂં નામ ખાજેપેટ્રુજ છે અને હું જાતે આર્મીનીયન છું. હું હીંદી તથા ફારસી ભાષા જાણું છું, અને કમાલુ-દ્દીનને ઓળખું છું. ચાર વર્ષ પહેલાં કમાલુદ્દીને એકવાર મને કહ્યું હતું કે, તેના નામની મોહર નંદકુમારની પાસે છે."

પાંચમો સાક્ષી સદરુદ્દીન સોગંદ ખાઇને બોલ્યો કે, "આષાઢ મહિનામાં કમાલુદ્દીને મારી પાસે આવીને મને કહ્યું હતું કે, નંદકુમારે એક ખોટા લખતમાં મારી મોહ-રનો અને મારા નામની સાક્ષીનો ઉપયોગ કર્યો છે, અને તે લખતના ખરાપણા માટે મને સાક્ષી આપવાનો પણ આગ્રહ કર્યા કરે છે. પરંતુ મેં તેને એવી સાક્ષી આપ-વાની ના જ પાડેલી છે, તેથી નંદકુમાર મારો જામીન થતો નથી. તે પછી મેં કમા-લુદ્દીનને પૂછ્યું કે તમારી મોહર નંદકુમારની પાસે ગઇ કેવી રીતે? કમાલુદ્દીને ખુલાસો કર્યો કે આજથી પંદર વર્ષ પહેલાં મેં નવાબ મીરજાફરની પાસે એક અરજી મોકલી હતી, તે અરજીમાં મારી મોહર છાપેલી નહતી, તે ઉપરથી નંદકુમારે મને, મોહરવાળી અરજી મોકલવાનું કહેવાથી મેં અરજીમાં છાપવા માટે મારી મોહર પાછળથી તેમના ઉપર મોકલી આપી હતી, તે હજી સુધી તેની પાસે જ છે."

છઠ્ઠો સાક્ષી રાજા નવકૃષ્ણ હતો, તેની સાક્ષી લખ્યા પહેલાં મુકર્દમા સંબંધી એક બે બાબતો લખવાથી મુકર્દમાનું ખરું સ્વરૂપ જાણવામાં આવે એમ છે માટે તે અહીં લખવાની જરૂર છે.

જે દસ્તાવેજ નંદકુમારે ખોટો બનાવ્યો છે આમ કહીને તેના ઉપર ફરીયાદ માંડવામાં આવી હતી, તે દસ્તાવેજમાં માત્ર ત્રણ જણાની જ સહી હતી. તેમાં એક સાક્ષી અબ્દુલ કમાલુદ્દીન, બીજો સાક્ષી શીલાવત અને ત્રીજો સાક્ષી માધવરાય હતો. આ ત્રણ સિવાય ચોથો સાક્ષી નહોતો. હાલના બનાવની પહેલાં જ કેટલાંએક વર્ષ થયાં ઉપર કહેલા ત્રણે સાક્ષીઓ મરણ પામેલા હતા. નવકૃષ્ણ રાજાએ આ મુકર્દમો ચાલતો હતો તે વખતે સોગંદ પૂર્વક કહ્યું કે, હું શીલાવતના હાથ અક્ષરને

બરાબર ઓળખું છું. તે ઉપરથી આ લખતમાંના અક્ષરો શીલાવતતા હાથના છે કે બનાવટી છે, તે ઓળખવા માટે નવકૃષ્ણ મુન્સીની સાક્ષી લેવામાં આવી હતી.

રાજા નવકૃષ્ણે સોગંદ ખાઇને કહ્યુ કે, "મારું નામ નવકૃષ્ણ છે અને હું લોર્ડ કલાઇવનો મુન્સી હતો. હું શીલાવતના અક્ષરને સારી રીતે ઓળખી શકું છું. શીલાવત બુલાકીદાસની તરફથી લોર્ડ કલાઇવના ઉપર વારંવાર કાગળ પત્રો લખતો હતો, તેથી તેના હાથના અક્ષરનો મને સારો પરિચય છે, અને તેને હું બરાબર પારખી શકું છું." તે પછી મોહનપ્રસાદે ખોટા દસ્તાવેજ તરિકે જણાવેલો દસ્તાવેજ નવકૃષ્ણના હાથમાં આપવામાં આવ્યો અને જજોએ જાણવા માંગ્યુ કે, "અપરાધી તરફથી કહેવામાં આવે છે કે આ દસ્તાવેજમાં શીલાવતસિંહના હાથ અક્ષર છે તો તે અક્ષર શીલાવતના જ છે કે બીજાના તે કહો?"

મુન્શી નવકૃષ્ણ-"હું આ બાબતમાં કાંઇ પણ કહેવાને રાજી નથી. કારણ કે હું કાયસ્થ છું અને અપરાધી બ્રાહ્મણ છે. આ મુકદમો જો ખરો ઠરે તો બ્રાહ્મણને દેહાંત દંડની શિક્ષા થાય અને તેનો દોષભાગી હું થાઉં."

ઇલાઇજા ઇંપી-"તમે સોગંદ ખાધા છે કે હું જે ખરું હશે તે કહીશ, માટે કહો કે આ અક્ષર શીલાવતના હાથના છે કે નથી? ખરું કહેવામાં જરા પણ પાપ નથી."

રાજા નવકૃષ્ણ-"હું મારા મનની વાત ઉઘાડી પાડવા જરા પણ ખુશી નથી; કારણ કે તેમ કરતાં બ્રાહ્મણનું મૃત્યુ થવાનો સંભવ છે. પણ શીલાવતના આવા સારા અક્ષર થતા નહીં."

બાકીના સર્વ સાક્ષીઓની જુબાની લીધા પછી જજોએ જાણ્યું કે નંદકુમારની વિરુદ્ધમાં ખોટા દસ્તાવેજ કરવા સંબંધી ઉભો કરવામાં આવેલો આ મુકદમો કોઇ પણ રીતે સાબીત થતો નથી, તેથી તેઓએ મોહનપ્રસાદને ઓછામાં ઓછા નવવાર સાક્ષીના પીંજરામાં આણ્યો અને તેને ઘણા ઘણા સવાલો પૂછ્યા. પરંતુ પદ્મમોહનદાસે બુલાકીના મરણ પછી આ દસ્તાવેજને ખરા તરીકે માન્ય કર્યો હતો, તે વાત કોઇ પણ રીતે ખોટી થઇ શકી નહીં. મુકરદમાના ખરા ખોટાપણાનો આધાર માત્ર આ એક વાક્ય ઉપરજ હતો.

જજોએ, જુરી, વારોવેલ વગેરે સઘળા મોટા વિચારમાં પડી ગયા, તેઓએ વિચાર કર્યો કે જો નંદકુમાર આ મુકરદમામાંથી બચી જશે તો આપણે મરજી પ્રમાણે લાંચ વગેરે લઇ શકશું નહીં. એટલું જ નહીં, પરંતુ તે આપણને જીવતા પણ જવા દેશે નહીં, માટે હરકોઇ ઉપાયથી તેના ઉપર આરોપ ઘડી કાઢીને તેને દેહાંત દંડની શિક્ષા કરવી તેજ વધારે ઠીક છે.

તે પછી બુલાકીદાસના મુનીમને ચોવીશવાર સાક્ષીના પાંજરામાં લાવીને ઘણા ઘણા સવાલો પૂછ્યા, પરંતુ કોઇ પણ રીતે મુકરદમો સાબીત થઈ શક્યો નહીં, અને હિત કરવા જતાં પરિણામે અણહિતે થવાનો વખત આવી લાગ્યો. કૃષ્ણજીવને સાક્ષી આપતાં સ્પષ્ટ કહ્યું કે, પદ્મમોહનદાસના હાથથી લખાયલા એક કરારનામામાં બુલાકીદાસે પોતાની હયાતીમાં પોતાને હાથે સહી કરી છે, તે કરારનામું મોહનપ્રસાદે મુકરદમો ચલાવ્યાની અગાઉ ચાર પાંચ વર્ષ પહેલાં પોતાની આંખે જોયું છે. તે કરારનામામાં બુલાકીએ પોતે સ્પષ્ટ લખ્યું છે કે, મેં નંદકુમારના મારી પાસે માગણા પીસતાળીશ હજાર અને એકવીશ રૂપીઆ પેટે મેં તેને એક દસ્તાવેજ કરી આપ્યો છે.

કૃષ્ણજીવનની આવી સાક્ષી સાંભળતાં જ, સુપ્રીમ કોર્ટમાં જજ્જો અને હેસ્ટીંગ્સ વગેરેના માથામાં જાણે વજ્રનો પ્રહાર થયો હોય તેમ તેઓ ચમકી ગયા; પરંતુ ઇલાઇજા ઈંપી ઘણો જ કુશળ પુરુષ હતો. તે તરત ભરકોર્ટમાં બોલી ઉઠ્યો કે, સાક્ષી કૃષ્ણજીવને જે કાંઇ કહ્યું છે તે બરાબર કહ્યું છે, પરંતુ કરારનામા વિષે વાત કહેતી વખતે તેનો કંઠ બેસી ગયો હતો, શરીર ધ્રુજતું હતું અને મોઢે ફેફરી બાઝતી હતી, તેથી સ્પષ્ટ સમજી શકાય છે કે તેણે કરારનામા વિશે જે કહ્યું છે તે ખરું કહ્યું નથી પણ બનાવટી કહ્યું છે અને પદ્મમોહનદાસે પોતાના મરણ અગાઉ નંદકુમારની સાથે કોઈ કારણથી મળી જઇને એ કરારનામુ તૈયાર કર્યું હોય એમ જણાય છે.

બીજી તરફ કાંતપોતદાર, નવકૃષ્ણ મુન્સી, ગંગાગોવિંદસિંહ, કાયસ્થ રાજા રાજવલ્લભ અને હેસ્ટીંગ્સ, આ સઘળા નવા સાક્ષીની શોધ કરવા લાગ્યા. બહુ બહુ શોધ કર્યા પછી છેવટે મીઠાખાતાના એજન્ટ જોનસ્ટનના બબરચી આઝીમઅલ્લી ચાચા મળી આવ્યા, તેને સાક્ષી તરિકે ઉભા કીધા.

આઝીમઅલ્લીએ જોનસ્ટનની સાથે કલેકત્તામાં આવ્યા પછી બબરચીનો ધંધો છોડી દઇને લાલબજારમાં ખાસડાં વેચવાની એક દુકાન ઉઘાડી હતી. પહેલા કલાઇવે સ્થાપેલી વેપારી સભાના અધ્યક્ષોએ આની સરકાર તરફના સાક્ષીની જગાએ નિમણુંક કરી હતી. પૂર્વે સરકાર તરફથી વકીલ રાખવાનો રિવાજ નહતો. પણ એક સરકારી સાક્ષી રાખવામાં આવતો હતો તે હંમેશાં સરકાર તરફથી કોર્ટમાં હાજર થતો હતો.

જ્યારે સરકારી પરવાના વિના મીઠું વેચવાના સંબંધમાં કોઇના ઉપર કામ ચલાવવામાં આવતું ત્યારે મુકરદમાના પુરાવા તરિકે સરકારના તરફથી તેને સાક્ષી આપવી પડતી હતી, પરંતુ જ્યારથી ઈંગ્રેજી વેપારીસભા બંધ પડી હતી, ત્યારથી

આઝીમઅલીની જગ્યા પણ કાઢી નાખવામાં આવી હતી, અને ત્યારથી તે એક સ્ત્રીની સાથે નિકાહ કરી લાલબજારમાં ખાસડાની દુકાન માંડીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો.

આઝીમઅલી સાક્ષી આપવામાં કેવો કુશળ હતો તે હેસ્ટીંગ્સ વગેરેની જાણ બહાર ન હતું, પરંતુ તેઓ પોતાનો પક્ષ કોઈ પણ રીતે સબળ કરવા માટે લાચારીથી ફરીયાદી પક્ષ તરફથી આઝીમઅલીને સાક્ષી તરીકે કોર્ટમાં દાખલ કર્યો હતો.*

જૂન મહિનાની ૩ જી તારીખે ફરી તપાસ ચાલતાં ફરીયાદીના સાક્ષીઓની જુબાની શરુ થઈ હતી, તે તા૦ ૧૧ મીએ સઘળા સાક્ષીઓની સાક્ષી પૂરી થઇ હતી. તે પછી તા૦ ૧૨ મીએ ફરીયાદી તરફથી આઝીમઅલી ભોચીને સાક્ષી તરીકે કોર્ટમાં હાજર કર્યો. સેશન કોર્ટમાં ચાલતા કાયદા પ્રમાણે આ રીતે એક નવાજ સાક્ષીની સાક્ષી લેવી એ કાયદા વિરુદ્ધ ગણાય, પરંતુ નંદકુમારના મુકર્દમામાં જજ્જો કાયદા પ્રમાણે કામ કરવાને બંધાયલા નહતા. તેઓ જો કાયદા પ્રમાણે કામ કરવાને બંધાયલા હોત તો મુન્સી સદરૂદ્દીન અને ખાજે પેટ્રુજની પણ સાક્ષી લેત નહીં.

આઝીમઅલી ચાચા સુપ્રીમ કોર્ટમાં સાક્ષી તરીકે હાજર થઇને ફરીયાદીના પાંજરામાં દાખલ થયા, તે જોઇને નંદકુમારના પક્ષનાં માણસો એકદમ ચમકી ગયાં. તેઓ સારી રીતે જાણતાં હતાં કે કોઇ પણ સાક્ષી કોર્ટમાં આવીને કહે કે, મેં નંદકુમારને બનાવટી લખત કરતાં નજરે જોયો છે તો પછી જજ્જો નંદકુમારને તરત અપરાધી ઠરાવી મારે. આ સઘળો પ્રયત્ન પણ તેને માટેજ ચાલી રહ્યો હતો. જજ્જોએ નંદકુમારને અપરાધી તો જજમેન્ટ આપતાં પહેલાં જ ધારી રાખ્યો હતો; પરંતુ ઇંગ્રેજી કાયદાને ધોરણે રીતસર કામ ચલાવવામાં આવતું હતું, તેથી જજ્જો પ્રત્યક્ષ પુરાવાની ગેરહાજરીને લીધે આડાં અવળાં ફાંફાં મારતા હતા.

નંદકુમારનો ગુમાસ્તો ચૈતન્યનાથ, લુચ્ચાઇ અને ઠગાઇમાં હેસ્ટીંગ્સના કરતાં ઉતરે તેવો નહોતો, તેથી આઝીમઅલીએ જેવી સાક્ષી આપવાની શરૂઆત કરી

* સુપ્રીમ કોર્ટની અનુમતિથી નંદકુમારની તપાસનો જે રીપોર્ટ બહાર પડયો છે, તેમાં આઝીમ અલીનું નામ જોવામાં આવતું નથી. માટે લેખકે આ સાક્ષીને ફકત કલ્પીજ કાઢયો હશે આમ વાંચનારાઓના મનમાં આવ્યા વિના રહેશે નહીં, પરંતુ આ બાબતમાં રીપોર્ટરની ભૂલને લીધે સાક્ષીઓના નામની ટીપમાં આઝીમઅલીનું નામ રહી ગયું લાગે છે.

નંદકુમારના કજીયાનો રીપોર્ટ ઇગ્લંડમાં છપાયા પછી મેકીન્ટસ નામના એક ઇંગ્રેજે તે મુકરદમાના સંબંધમાં એક પુસ્તક બહાર પાડયું હતું કે સુપ્રીમ કોર્ટના જજ્જોએ સઘળી વાત જાહેરમાં મૂકી નથી, પણ તેઓએ પોતાની મરજી મુજબ અનેક વાત છુપાવવાનો પ્રયત્ન કર્યો છે અને ઘણા સાક્ષીની જુબાનીઓ પણ ફેરવી નાખવાનો પ્રયત્ન કરવામાં બાકી રાખ્યું નથી.

મેકીન્ટસનું કહેવું જો ખરુ હોય તો આઝીમઅલીની સાક્ષી પણ તેજ કારણથી રીપોર્ટમાં દાખલ કરવામાં આવી ન હોય.

કે ચૈતન્યનાથે તેને પોતાના પક્ષમાં સાક્ષી આપે તો અમુક રૂપીઆ આપવા માટે આંગળીના ઇસારાથી સમજાવવા માંડ્યો. તેણે પ્રથમ આંગળીના ઇસારાથી સો કહ્યા, તે પછી બસો, તે પછી ત્રણસો કબુલ કર્યા, પરંતુ આઝીમઅલીએ તેટલા કબુલ કર્યા નહીં અને સોગંદ ખાઇને જજ્જના પ્રશ્નનો ઉત્તર આપતાં બોલ્યો; "હું નંદકુમારનું ઘર જાણું છું. નંદકુમારનો ગુમાસ્તો મારી દુકાનેથી જોડા વેચાતા લે છે. હું તેને કોઇ કોઇવાર ઉધાર પણ જોડા આપું છું. ઇ૦ ૧૭૬૯ની સાલના જૂન મહિનામાં હું ચૈતન્યનાથની પાસે જોડાના પૈસા લેવા માટે નંદકુમારને ઘેર ગયો હતો. તેના દસ દિવસ પહેલાં બુલાકીદાસ મરી ગયો હતો. હું જે વખત ચૈતન્યનાથની પાસે ગયો હતો તે વખતે ચૈતન્યનાથ કોઇ કામમાં ગુંથાયલો હતો. તેણે મને કહ્યું કે, હમણાં તો હું અગત્યના કામમાં રોકાયલો છું માટે તું પછી આવજે એટલે મેં ચૈતન્યનાથને પૂછ્યું, તમે એટલા બધા શા અગત્યના કામમાં રોકાયલા છો ? તેમણે કહ્યું કે દીવાનજી નંદકુમાર હમણાં એક ખોટું દસ્તાવેજ તૈયાર કરે છે તે સંબંધી કામકાજમાં હું રોકાયો છું. તે પછી નંદકુમાર બહારના દીવાનખાનામાં આવ્યો અને એક પેટી ઉઘાડીને તેમાંથી પચીશેક મોહર બહાર કાઢી, નાક ઉપર ચસ્મા ચઢાવીને તે મોહોરોનાં નામો વાંચવા લાગ્યો, અને તેમાંથી એક મોહર લઈ ચૈતન્યનાથના હાથમાં આપીને કહ્યું, જો તો આ મોહર કમાલુદ્દીનના નામની છે કે નહીં ? પછી ચૈતન્યનાથે મોહર હાથમાં લઇને કહ્યું કે, હા ! આજ મોહર કમાલુદ્દીનના નામની છે."

આઝીમઅલ્લીની અહીં સુધીની સાક્ષી સાંભળીને જજ્જો ઘણા જ ખુશી થયા; અને બોલ્યા કે, આટલે દિવસે પણ આજે પ્રત્યક્ષ પુરાવો મળ્યો ખરો. આઝીમઅલ્લી જેમ જેમ ઉત્તર આપતો હતો તેમ તેમ જજ્જો કહેતા હતા કે, 'તે પછી ? તે પછી ?'

આઝીમઅલ્લી–"આજ્ઞા ! તે પછી લખતના આકારના એક કાગળ ઉપર તે મોહરની છાપ મારી."

જજ્જ હાઇડ–"તે પછી શું કર્યું ?"

આઝીમઅલ્લી–"તે પછી ચૈતન્યનાથને કહ્યું કે જ્યાં આગળ મોહરની છાપ મારવામાં આવી છે તેની બાજુના ભાગમાં અબદુલ કમાલુદ્દીન નામ લખી રાખ."

જજ્જ લીમેઇસ્ટ્રી–"તે પછી ?"

આઝીમઅલ્લી–"તે પછી ચૈતન્યનાથે ખોટા દસ્તાવેજ ઉપર અબદુલ કમાલુદ્દીનનું નામ લખ્યું."

જજ્જ ચેમ્બર્સ–"તમે લખવું વાંચવું જાણો છો કે ?"

આઝીમઅલ્લી–"જી જી ! હું હમણાં આંખે જરા કમ દેખું છું, તેથી લખી વાંચી શકતો નથી, પરંતુ પહેલાં ફારસી લખી વાંચી જાણતો હતો."

આઝીમઅલીની જગ્યા પણ કાઢી નાખવામાં આવી હતી, અને ત્યારથી તે એક સ્ત્રીની સાથે નિકાહ કરી લાલબજારમાં ખાસડાની દુકાન માંડીને પોતાનો નિર્વાહ ચલાવતો હતો.

આઝીમઅલી સાક્ષી આપવામાં કેવો કુશળ હતો તે હેસ્ટીંગ્સ વગેરેની જાણ બહાર ન હતું, પરંતુ તેઓ પોતાનો પક્ષ કોઈ પણ રીતે સબળ કરવા માટે લાચારીથી ફરીયાદી પક્ષ તરફથી આઝીમઅલીને સાક્ષી તરીકે કોર્ટમાં દાખલ કર્યો હતો.*

જૂન મહિનાની ૩ જી તારીખે ફરી તપાસ ચાલતાં ફરીયાદીના સાક્ષીઓની જુબાની શરુ થઈ હતી, તે તા૦ ૧૧ મીએ સઘળા સાક્ષીઓની સાક્ષી પૂરી થઈ હતી. તે પછી તા૦ ૧૨ મીએ ફરીયાદી તરફથી આઝીમઅલી મોચીને સાક્ષી તરીકે કોર્ટમાં હાજર કર્યો. સેશન કોર્ટમાં ચાલતા કાયદા પ્રમાણે આ રીતે એક નવાજ સાક્ષીની સાક્ષી લેવી એ કાયદા વિરુદ્ધ ગણાય, પરંતુ નંદકુમારના મુકર્દમામાં જજ્જો કાયદા પ્રમાણે કામ કરવાને બંધાયલા નહતા. તેઓ જો કાયદા પ્રમાણે કામ કરવાને બંધાયલા હોત તો મુન્સી સદરૂદ્દીન અને ખાજે પેત્રુજની પણ સાક્ષી લેત નહીં.

આઝીમઅલી ચાચા સુપ્રીમ કોર્ટમાં સાક્ષી તરીકે હાજર થઈને ફરીયાદીના પાંજરામાં દાખલ થયા, તે જોઈને નંદકુમારના પક્ષનાં માણસો એકદમ ચમકી ગયાં. તેઓ સારી રીતે જાણતાં હતાં કે કોઈ પણ સાક્ષી કોર્ટમાં આવીને કહે કે, મેં નંદકુમારને બનાવટી લખત કરતાં નજરે જોયો છે તો પછી જજ્જો નંદકુમારને તરત અપરાધી ઠરાવી મારે. આ સઘળો પ્રયત્ન પણ તેને માટેજ ચાલી રહ્યો હતો. જજ્જોએ નંદકુમારને અપરાધી તો જજ્જમેન્ટ આપતાં પહેલાં જ ધારી રાખ્યો હતો; પરંતુ ઇંગ્રેજી કાયદાને ધોરણે રીતસર કામ ચલાવવામાં આવતું હતું, તેથી જજ્જો અસલ પુરાવાની ગેરહાજરીને લીધે આડાં અવળાં ફાંફાં મારતા હતા.

નંદકુમારનો ગુમાસ્તો ચૈતન્યનાથ, લુચ્ચાઈ અને ઠગાઈમાં હેસ્ટીંગ્સના કરતાં ઉતરે તેવો નહોતો, તેથી આઝીમઅલીએ જેવી સાક્ષી આપવાની શરૂઆત કરી

---

* સુપ્રીમ કોર્ટની અનુમતિથી નંદકુમારની તપાસનો જે રીપોર્ટ બહાર પડયો છે. તેમાં આઝીમ અલીનું નામ જોવામાં આવતું નથી. માટે લેખકે આ સાક્ષીને ફક્ત કલ્પીજ કાઢયો હશે આમ વાંચનારાઓના મનમાં આવ્યા વિના રહેશે નહીં, પરંતુ આ બાબતમાં રીપોર્ટરની ભૂલને લીધે સાક્ષીઓના નામની ટીપમાં આઝીમઅલીનું નામ રહી ગયું લાગે છે.

નંદકુમારના કજીયાનો રીપોર્ટ ઇંગ્લંડમાં છપાયા પછી મેકીન્ટસ નામના એક ઇંગ્રેજે તે મુકર્દમાના સંબંધમાં એક પુસ્તક બહાર પાડયું હતું કે સુપ્રીમ કોર્ટના જજ્જોએ સઘળી વાત જાહેરમાં મૂકી નથી, પણ તેઓએ પોતાની મરજી મુજબ અનેક વાત છુપાવવાનો પ્રયત્ન કર્યો છે અને ઘણા સાક્ષીની જુબાનીઓ પણ ફેરવી નાખવાનો પ્રયત્ન કરવામાં બાકી રાખ્યું નથી.

મેકીન્ટસનું કહેવું જો ખરું હોય તો આઝીમઅલીની સાક્ષી પણ તેજ કારણથી રીપોર્ટમાં દાખલ કરવામા આવી ન હોય.

કે ચૈતન્યનાથે તેને પોતાના પક્ષમાં સાક્ષી આપે તો અમુક રૂપીઆ આપવા માટે આંગળીના ઇસારાથી સમજાવવા માંડ્યો. તેણે પ્રથમ આંગળીના ઇસારાથી સો કહ્યા, તે પછી બસો, તે પછી ત્રણસો કબુલ કર્યા, પરંતુ આઝીમઅલીએ તેટલા કબુલ કર્યા નહીં અને સોગંદ ખાઇને જજ્જના પ્રશ્નનો ઉત્તર આપતાં બોલ્યો; "હું નંદકુમારનું ઘર જાણું છું. નંદકુમારનો ગુમાસ્તો મારી દુકાનેથી જોડા વેચાતા લે છે. હું તેને કોઇ કોઇવાર ઉધાર પણ જોડા આપું છું. ઇ૦ ૧૭૬૯ ની સાલના જૂન મહિનામાં હું ચૈતન્યનાથની પાસે જોડાના પૈસા લેવા માટે નંદકુમારને ઘેર ગયો હતો. તેના દસ દિવસ પહેલાં બુલાકીદાસ મરી ગયો હતો. હું જે વખત ચૈતન્યનાથની પાસે ગયો હતો તે વખતે ચૈતન્યનાથ કોઇ કામમાં ગુંથાયલો હતો. તેણે મને કહ્યું કે, હમણાં તો હું અગસના કામમાં રોકાયલો છું માટે તું પછી આવજે એટલે મેં ચૈતન્યનાથને પૂછ્યું, તમે એટલા બધા શા અગત્યના કામમાં રોકાયલા છો ? તેમણે કહ્યું કે દીવાનજી નંદકુમાર હમણાં એક ખોટું દસ્તાવેજ તૈયાર કરે છે તે સંબંધી કામકાજમાં હું રોકાયો છું. તે પછી નંદકુમાર બહારના દીવાનખાનામાં આવ્યો અને એક પેટી ઉઘાડીને તેમાંથી પચીશેક મોહર બહાર કાઢી, નાક ઉપર ચશ્મા ચઢાવીને તે મોહોરોનાં નામો વાંચવા લાગ્યો, અને તેમાંથી એક મોહર લઈ ચૈતન્યનાથના હાથમાં આપીને કહ્યું, જો તો આ મોહર કમાલુદ્દીનના નામની છે કે નહીં ? પછી ચૈતન્યનાથે મોહર હાથમાં લઇને કહ્યું કે, હા ! આજ મોહર કમાલુદ્દીનના નામની છે."

આઝીમઅલીની અહીં સુધીની સાક્ષી સાંભળીને જજ્જો ઘણા જ ખુશી થયા; અને બોલ્યા કે, આટલે દિવસે પણ આજે પ્રત્યક્ષ પુરાવો મળ્યો ખરો. આઝીમઅલી જેમ જેમ ઉત્તર આપતો હતો તેમ તેમ જજ્જો કહેતા હતા કે, 'તે પછી ? તે પછી ?'

આઝીમઅલી–"આજ્ઞા ! તે પછી લખતના આકારના એક કાગળ ઉપર તે મોહરની છાપ મારી."

જજ્જ હાઇડ–"તે પછી શું કર્યું ?"

આઝીમઅલી–"તે પછી ચૈતન્યનાથને કહ્યું કે જ્યાં આગળ મોહરની છાપ મારવામાં આવી છે તેની બાજુના ભાગમાં અબદુલ કમાલુદ્દીન નામ લખી રાખ."

જજ્જ લીમેઇસ્ટ્રી–"તે પછી ?"

આઝીમઅલી–"તે પછી ચૈતન્યનાથે ખોટા દસ્તાવેજ ઉપર અબદુલ કમાલુદ્દીનનું નામ લખ્યું."

જજ્જ ચેમ્બર્સ–"તમે લખવું વાંચવું જાણો છો કે ?"

આઝીમઅલી–"જી જી ! હું હમણાં આંખે જરા કમ દેખું છું, તેથી લખી વાંચી શકતો નથી, પરંતુ પહેલાં ફારસી લખી વાંચી જાણતો હતો."

ઇંલાઇજા ઇંપી–"તે પછી ?"

આઝીમઅલી–"તે પછી તે દસ્તાવેજ ઉપર નંદકુમારે ફારસી ભાષામાં શીલાવતસિંહનું અને માધવરાવનું નામ સાક્ષી તરિકે લખ્યું." સાક્ષીતી અહીં સુધીની સાક્ષી સાંભળીને રાધાચરણરાયે ભયંકર આફતમાં આવી પડવાની શંકાથી ચૈતન્યના કાનમાં છૂપી રીતે કહ્યું કે, તમે હજાર રૂપીઆ આપવાનું કબુલ કરીને આઝીમઅલીને કોઇ પણ રીતે સમજાવો એટલે ચૈતન્યનાથે આંગળીના ઇસારાથી આઝીમઅલીને એક હજાર રૂપીઆ આપવાનું કબુલ કર્યું એટલે આઝીમઅલીએ પણ તેની ધીરજ આપનારો સામો ઇસારો કર્યો.

બીજી તરફ જજ્જોએ અને ફરીયાદીના વકીલે આઝીમઅલીને કહ્યું, "હાં તે પછી."

આઝીમઅલી–"સઘળા સાક્ષીના નામ દસ્તાવેજમાં લખ્યા, પછી નંદકુમાર તે દસ્તાવેજ પોતાના મોઢા આગળ ધરીને વાંચવા લાગ્યા, તે ઉપરથી મારા સાંભળવામાં આવ્યું કે આ દસ્તાવેજ બુલાકીએ લખી આપ્યો છે એમ તેમાં લખવામાં આવ્યું છે !"

સઘળા જજ્જો આ વખતે ઘણા જ ખુશી થઇને બોલ્યા, "તે પછી ?"

આઝીમઅલી–"ધર્માવતાર ! તે દસ્તાવેજમાં લખેલી સઘળી વિગત વાંચીને નંદકુમારે તે લખત પેટીમાં મૂક્યું."

સઘળા જજ્જો–"તે પછી ?"

આઝીમઅલી–"તે પછી મારા ઘરમાં કુકડો બોલ્યો અને મારી નિદર પણ ઉડી ગઇ. મારી નાની બીબીએ મને હાક મારીને કહ્યું કે, 'મીયાં સાહેબ ! સોતે હો ક્યું ? ઉઠકર ના લો. બાહિર ઉજાલાભી તો હુઆ હે.'

ઇન્ટરપ્રીટર ઇલીયટ સાહેબ આ સાંભળતાંજ ચમકી ગયો અને સાક્ષીના મોઢાની તરફજ જોઇ રહ્યો. તે વખતે જજ્જોએ ઇંટરપ્રીટરને સાક્ષીની છેલ્લી જુબાનીનો તરજુમો સમજાવવા માટે બહુજ આતુરતા સાથે કહ્યું અને સાક્ષીને કહ્યું; "તે પછી ?"

આઝીમઅલી–"મેં મારી છોટી બીબીને કહ્યું, મીરઝાદી ! મને હમણાં સ્વપ્નું આવ્યું હતુ તેમાં જાણે હું નંદકુમારને ઘેર ગયો છું અને તે બુલાકીદાસના નામનો એક ખોટો દસ્તાવેજ કરે છે તેવું મેં જોયું."

ઇંટરપ્રીટર ઇલીયટે ગભરાતાં ગભરાતાં, સાક્ષીની છેલ્લી બે વાતનો તરજુમો કરીને જજ્જોને સમજાવ્યા. આવી ગાંડપ ભરેલી સાક્ષી સાંભળીને જજ્જોની હોંશજ ઉડી ગઇ, તેઓની ધીરજ ધૂળમાં મળી ગઇ અને તેઓ સ્તબ્ધ થઇને આઝીમઅલીના મોઢા તરફ જોઇ રહ્યા.

આઝીમઅલીએ પોતાનું ભાષણ ચલાવતાં કહ્યું; "ધર્માવતાર! જે જે જોયું છે તે તે બધું ખરૂં કહીશ. જાન જાશે તો પણ જૂઠું કદી પણ બોલીશ નહીં. તે પછી મારી છોટી બીબી બોલી;-મીયાં! તમે શું સ્વપ્નું જોયું? મેં કહ્યું હારે! હા! ઘણુંજ મજાનું સ્વપ્નું દીઠું. હું જાણે કે સ્વમામાં ચૈતન્યનાથની પાસેથી જોડાના પૈસા લેવા માટે નંદકુમારને ઘેર ગયો છું અને ચૈતન્યનાથ તથા નંદકુમાર બેઠા બેઠા ખોટો દસ્તાવેજ કરે છે. મારી વાત સાંભળીને બીબી બોલી ઉઠી કે, તમે મોટા મોટા લોકોને ઘેર જોડા વેચવા જાઓ તેથી ત્યાં જે કાંઈ દિવસે જુઓ તે રાત્રે સ્વમામાં પાછું જુઓ."

સદર અદાલતના જજ્જો તો સાક્ષીનું છેલ્લું બોલવું સાંભળીને ગભરાટમાં પડી ગયા, અને હવે શું કરવું તે કાંઈ તેઓને સુઝ પડ્યું નહીં, તે પછી જજ્જ ચેમ્બર્સે ઇંટરપ્રીટરને કહ્યું કે, "તમે એ સાક્ષીને પૂછો કે તે જે સ્વમામાં દીઠું હતું, તેજ સાક્ષીમાં પણ કહ્યું છે કે કેમ?"

ઇંટરપ્રીટરે તે સવાલ સાક્ષીને પૂછયો એટલે તેણે કહ્યું, "હજુર! મેં જે સ્વમામાં દીઠું હેતું તેજ કહી બતાવ્યું છે. આ સ્વમાની વાત મેં ત્રણ ચાર દિવસ પહેલાં મોહનપ્રસાદને પણ કહી હતી. તે ઉપરથી તેણે મને કહ્યું હતું કે તારે પણ આ મુકરદમામાં સાક્ષી આપવી પડશે. મેં તેની આગળ સાક્ષી આપવાનું કબુલ કર્યું હતું અને જે મેં જોયું હતું તેજ તમારી આગળ કહી બતાવ્યું. ધર્માવતાર! અમે કંઈ હલકા નથી પણ ખાનદાન છીએ. મારી છોટી બીબી મીરની દીકરી થાય છે, મૌલવી અબ્દુલ લતીફ મારા સસરા થાય છે અને મૌલવી અબ્દુલ રેહેમાન મારો ઓરમાન સાળો થાય છે."

તે વખતે પાછળથી ચૈતન્યનાથ બોલી ઉઠ્યો;-"જોયું કે લુચ્ચો પોતાને ખાનદાનીમાં ગણાવવા માગે છે તે. તેણે હજી તો હમણાં જ લાલબજારની એક રંડીની છોકરી સાથે નિકાહ કર્યા છે પરંતુ કહે છે કે અબ્દુલ લતીફ તો મારો સસરો થાય છે, કેવો લુચ્ચો!"

આઝીમઅલી એકદમ પુકાર કરીને બોલી ઉઠ્યો;-"ધર્માવતાર! હું ચૈતન્યનાથના ઉપર ડામીજીનો મુકરદમો માંડીશ, કારણ કે તે મારી સાસુને લાલબજારની રંડી કહે છે. મારી સાસુ પહેલાં આઠ વર્ષ સુધી લાલબજારમાં બે પરદે રહેતી હતી, પરંતુ હમણાં ૭ મહિના થયાં મૌલવી સાહેબે તેની સાથે નિકાહ કરીને તેને પરદા પોશમાં રાખી છે, તેથી હમણાં મૌલવી સાહેબ મારા સસરા થાય છે."

આઝીમઅલીની સઘળી સાક્ષી સાંભળીને અને તેની ચાલચલણ જોઇને, જજ્જો, વકીલ, ઇંટરપ્રીટર વગેરે સૌ હતબુદ્ધિ થઈ પડયા, અને ગૂપચૂપ એક બીજાના મોહોડા સામું જોવા લાગ્યા.

ઇંલાઇજા ઇંપી–"તે પછી ?"

આઝીમઅલી–"તે પછી તે દસ્તાવેજ ઉપર નંદકુમારે ફારસી ભાષામાં શીતાવતસિંહનું અને માધવરાયનું નામ સાક્ષી તરિકે લખ્યું." સાક્ષીની અહીં સૂધીની સાક્ષી સાંભળીને રાધાચરણુરાયે ભયંકર આફતમાં આવી પડવાની શંકાથી ચૈતન્યના કાનમાં છૂપી રીતે કહ્યું કે, તમે હજાર રૂપીઆ આપવાનું કબુલ કરીને આઝીમઅલીને કોઇ પણ રીતે સમજાવો એટલે ચૈતન્યનાથે આંગળીના ઇસારાથી આઝીમઅલીને એક હજાર રૂપીઆ આપવાનું કબુલ કર્યું એટલે આઝીમઅલીએ પણ તેની ધીરજ આપનારો સામો ઇસારો કર્યો.

બીજી તરફ જજ્જોએ અને ફરીયાદીના વકીલે આઝીમઅલીને કહ્યું, "હાં તે પછી."

આઝીમઅલી–"સઘળા સાક્ષીના નામ દસ્તાવેજમાં લખ્યા, પછી નંદકુમાર તે દસ્તાવેજ પોતાના મોઢા આગળ ધરીને વાંચવા લાગ્યા, તે ઉપરથી મારા સાંભળવામાં આવ્યું કે આ દસ્તાવેજ બુલાકીએ લખી આપ્યો છે એમ તેમાં લખવામાં આવ્યું છે!"

સઘળા જજ્જો આ વખતે ઘણા જ ખુશી થઇને બોલ્યા, "તે પછી ?"

આઝીમઅલી–"ધર્માવતાર ! તે દસ્તાવેજમાં લખેલી સઘળી વિગત વાંચીને નંદકુમારે તે લખત પેટીમાં મૂકયું."

સઘળા જજ્જો–"તે પછી ?"

આઝીમઅલી–"તે પછી મારા ઘરમાં કુકડો બોલ્યો અને મારી નિંદર પણ ઉડી ગઇ. મારી નાની બીબીએ મને હાક મારીને કહ્યું કે, 'મીર્યાં સાહેબ ! સોતે હો કયું ? ઉઠકર ના સો. બાહિર ઉજાલાબી તો હુઆ હે.'

ઇન્ટરપ્રીટર ઇલીયટ સાહેબ આ સાંભળતાંજ ચમકી ગયો અને સાક્ષીના મોઢાની તરફજ જોઇ રહ્યો. તે વખતે જજ્જોએ ઇંટરપ્રીટરને સાક્ષીની છેલ્લી જુબાનીનો તરજુમો સમજાવવા માટે બહુજ આતુરતા સાથે કહ્યું અને સાક્ષીને કહ્યું; "તે પછી ?"

આઝીમઅલી–"મેં મારી છોટી બીબીને કહ્યું, મીરઝાદી ! મને હમણાં સ્વપ્નું આવ્યું હતું તેમાં જાણે હું નંદકુમારને ઘેર ગયો છું અને તે બુલાકીદાસના નામનો એક ખોટો દસ્તાવેજ કરે છે તેવું મેં જોયું."

ઇંટરપ્રીટર ઇલીયટે ગભરાતાં ગભરાતાં, સાક્ષીની છેલ્લી બે વાતનો તરજુમો કરીને જજ્જોને સમજાવ્યા. આવી માંડાપ ભરેલી સાક્ષી સાંભળીને જજ્જોની હોંશજ ઉડી ગઈ, તેઓની ધીરજ ધુળમાં મળી ગઈ અને તેઓ સ્તબ્ધ થઇને આઝીમઅલીના મોઢા તરફ જોઇ રહ્યા.

આઝીમઅલીએ પોતાનું ભાષણ ચલાવતાં કહ્યું; "ધર્માવતાર ! જે જે જોયું છે તે તે બધું ખરૂં કહીશ. જાન જાશે તો પણ જૂઠું કદી પણ બોલીશ નહીં. તે પછી મારી છોટી બીબી બોલી;–મીયાં ! તમે શું સ્વપ્નું જોયું? મેં કહ્યું હારે ! હા ! ઘણુંજ મજાનું સ્વપ્નું દીઠું. હું જાણે કે સ્વપ્નામાં ચૈતન્યનાથની પાસેથી જોડાના પૈસા લેવા માટે નંદકુમારને ઘેર ગયો છું અને ચૈતન્યનાથ તથા નંદકુમાર બેઠા બેઠા ખોટો દસ્તાવેજ કરે છે. મારી વાત સાંભળીને બીબી બોલી ઉઠી કે, તમે મોટા મોટા લોકોને ઘેર જોડા વેચવા જાઓ તેથી સાં જે કાંઈ દિવસે જુઓ તે રાત્રે સ્વપ્નામાં પાછું જુઓ."

સદર અદાલતના જજ્જો તો સાક્ષીનું છેલ્લું બોલવું સાંભળીને ગભરાટમાં પડી ગયા, અને હવે શું કરવું તે કાંઈ તેઓને સુઝ પડયું નહીં, તે પછી જજ્જ ચેમ્બર્સે ઇંટરપ્રીટરને કહ્યું કે, "તમે એ સાક્ષીને પૂછો કે તેં જે સ્વપ્નામાં દીઠું હતું, તેજ સાક્ષીમાં પણ કહ્યું છે કે કેમ?"

ઇંટરપ્રીટરે તે સવાલ સાક્ષીને પૂછયો એટલે તેણે કહ્યું, "હજુર ! મેં જે સ્વપ્નામાં દીઠું હેતું તેજ કહી બતાવ્યું છે. આ સ્વપ્નાની વાત મેં ત્રણ ચાર દિવસ પહેલાં મોહનપ્રસાદને પણ કહી હતી. તે ઉપરથી તેણે મને કહ્યું હતું કે તારે પણ આ મુકરદમામાં સાક્ષી આપવી પડશે. મેં તેની આગળ સાક્ષી આપવાનું કબુલ કર્યું હતું અને જે મેં જોયું હતું તેજ તમારી આગળ કહી બતાવ્યું. ધર્માવતાર ! અમે કેંઈ હલકા નથી પણ ખાનદાન છીએ. મારી છોટી બીબી મીરની દીકરી થાય છે, મૌલવી અબદુલ લતીફ મારા સસરા થાવ છે અને મૌલવી અબદુલ રેહેમાન મારો ઓરમાન સાળો થાય છે."

તે વખતે પાછળથી ચૈતન્યનાથ બોલી ઉઠયો;–"જોયું કે લુચ્ચો પોતાને ખાનદાનીમાં ગણાવવા માગે છે તે. તેણે હજી તો હમણાં જ લાલબજારની એક રંડીની છોકરી સાથે નિકાહ કર્યો છે પરંતુ કહે છે કે અબદુલ લતીફ તો મારો સસરો થાય છે, કેવો લુચ્ચો !"

આઝીમઅલી એકદમ પુકાર કરીને બોલી ઉઠયો;–"ધર્માવતાર ! હું ચૈતન્યનાથના ઉપર ડામીજીનો મુકરદમો માંડીશ, કારણ કે તે મારી સાસુને લાલબજારની રંડી કહે છે. મારી સાસુ પહેલાં આઠ વર્ષ સુધી લાલબજારમાં બે પરદે રહેતી હતી, પરંતુ હમણાં છ મહિના થયાં મૌલવી સાહેબે તેની સાથે નિકાહ કરીને તેને પરદા પોશમાં રાખી છે, તેથી હમણાં મૌલવી સાહેબ મારા સસરા થાય છે."

આઝીમઅલીની સઘળી સાક્ષી સાંભળીને અને તેની ચાલચલણ જોઇને, જજ્જો, વકીલ, ઇંટરપ્રીટર વગેરે સૌ હતબુદ્ધિ થઇ પડયા, અને ચૂપચૂપ એક બીજાના મોહોડા સામું જોવા લાગ્યા.

થોડીવાર પછી ઇલાઇજા ઇંપીએ અપરાધીના બારીસ્ટર ફૅરાર સાહેબને કહ્યું–

Mr. Farrer! have you any legal objection to our using this man's statement in evidence?

મી० ફૅરર! આ માણસની જુબાની અમે પુરાવા તરીકે વાપરીએ તો આપને કાયદા પ્રમાણે કંઈ વાંધો લેવાનો છે?

Mr. Farrer–My lord! how his statement can be considered admissible in evidence, I cannot understand. He stated what he saw in a dream.

મી० ફૅરર–મારા લાર્ડ હું સમજી શકતો નથી કે એની જુબાની કેવી રીતે પુરાવા તરીકે ગણી શકાય? તેણે સ્વપ્નામાં જોયું તેજ કહ્યું છે.

Ellijah Impey–Mr Farrer, in this hot climate of India, there is hardly anything like sound sleep. In Bengal even when we are supposed to be asleep, we are almost half awakened. I think under these peculiar climatic circmustances Lord Thurlow would not hesitate to accept in evidence a statement of fact observed or perceived, seen or heard, in a half awakened state.

ઇલાઇજા ઈંપી–મી० ફૅરર! હિંદુસ્તાનની આ ઉષ્ણ હવામાં ભાગ્યેજ સારી ઉંઘ આવે છે. બંગાળામાં પણ જ્યારે આપણને લોકો ભર ઉંઘમાં માનતા હોય છે ત્યારે આપણે ઘણું ખરૂં અરધા જાગતા હોઇએ છીએ. હું ધારૂં છું કે હવાની આવી વિચિત્ર સ્થિતિઓમાં અરધી જાગૃત, અરધી નિદ્રાવશ અવસ્થામાં જોયેલી અથવા સાંભળેલી ખરેખર વાતની જુબાની પુરાવા તરીકે માન્ય કરવાને લોર્ડ થર્લો આનાકાની કરશે નહીં

Mr. Farrer–My Lord! I have nothing to do with Lord Thurlow's opinion on the subject. But if your Lordship is inclined to use Azimalli's statement in evidence I hope my objection to the admissibility of such a statement in evidence should be recorded.

મી० ફૅરર–મારા લાર્ડ! લોર્ડ થર્લોની અનુમતિની મને આ બાબતમાં કાંઇપણ જરૂરજ નથી. પણ જો આપ મેહેરબાનની મરજી આઝીમઅલીની જુબાનીને પુરાવા તરિકે વાપરવાની હોય તો હું આશા રાખું છું કે આવી જુબાની પુરાવા તરિકે દાખલ થવા દેવા તરફ મારો વિરૂદ્ધ મત પણ રેકર્ડમાં દાખલ થવો જોઇએ.

ઇલાઇજા ઈંપી–મી० ફૅરર! તમારા અસીલ તરફના કોઇપણ સાક્ષીઓ તમારે બોલાવવાના હોય તો બોલાવો.

અપરાધીનો બારીષ્ટર મી૦ ફેરર બોલ્યો, "અપરાધી ઉપર ખોટા દસ્તાવેજ કરવાનો જે આરોપ મૂકવામાં આવ્યો છે તે સાબીત થયોજ નથી, માટે અમારા તરફથી સાક્ષી ઉભો રાખવાની કંઇપણ જરૂર જોતો નથી. અપરાધી અવશ્ય છૂટી જવોજ જોઇએ."

સદર અદાલતના જજ્જોએ ઉત્તર આપતાં જણાવ્યું કે, અપરાધી ઉપર અપરાધ સિદ્ધ ઠરી ચૂકો છે, માટે જો પ્રતિવાદી તરફથી સાક્ષી હાજર કરવામાં આવશે નહી તો અમારે આ મુકરદમો ન્યાય કરાવવા માટે જુરીને સોંપવો પડશે.

બુલાકીદાસે નંદકુમારને ઘરેણાં પેટે જે દસ્તાવેજ લખી આપ્યો હતો, તે બાબત જાણનારા ઘણા સાક્ષીઓ કોર્ટમાં હાજર થયા હતા અને તેઓએ અનુક્રમે તે બાબતમાં પોતાની સાક્ષીઓ પણ આપી હતી. પરંતુ આ ઠેકાણે પ્રતિવાદીના તે સઘળા સાક્ષીઓની સાક્ષીનો ઉતારો કરવામાં આવે તો ગ્રંથ વધી જાય, માટે તેઓની સાક્ષી ન લખતાં માત્ર તે સાક્ષીઓનાં નામો જ લખવાં યોગ્ય થઇ પડશે.

નંદકુમારના મુદ્દદમામાં સાક્ષીઓની જે સાક્ષી લેવામાં આવતી હતી તે એક જાતનો પ્રપંચજ હતો, કારણ કે આ કજીયો આરંભ્યા પહેલાં જ હેસ્ટીંગ્સે સદર અદાલતના ચારે જજ્જોની સાથે પાકો બંદોબસ્ત કરી રાખ્યો હતો કે ગમે તે કષ્ટે પણ નંદકુમારને શિક્ષા કરવી.

દીવાન નંદકુમારના પક્ષમાં તેજરાય, બાબુ હજુરી મલ્લ, બાબુ કાશીનાથ, રૂપનારાયણ ચૌધરી, જયદેવ ચોબા, મીર આસા અલ્લી, શેખ ઇયાર મહંમદ, સેવાલિખાન, ચૈતન્યનાથ વગેરે સભ્ય ગૃહસ્થોની સાક્ષી લેવામાં આવી હતી. બન્ને પક્ષના સાક્ષીઓની જુબાની લીધા પછી ચીફ જસ્ટીસ ઇલાઇજા ઇંપીએ જુરરોના તરફ નજર કરીને તેઓને મુકર્દમાનો સાર સંભળાવતાં એક મોટું ભાષણ કર્યું અને તેમાં કહ્યું કે, "જુરીના ગૃહસ્થોએ ધીરજથી સાક્ષીઓની જુબાની સાંભળી છે, માટે તેઓને વિશેષ કહેવાનું કંઇપણ પ્રયોજન નથી પરંતુ તેઓએ ન્યાયને ઘટતું જે લાગે તે કહેવું." તેમણે 'ન્યાયને ઘટતું!' એ શબ્દો પોતાના ભાષણમાં આડાઅવળા સોવાર વાપર્યા હશે. જજનું ભાષણ પૂરૂં થયા પછી જુરી અંદરના ઓરડામાં વિચાર કરવા ગઈ અને અરધા કલાક પછી વિચાર કરીને બહાર આવી. તે પછી જુરીના ફોરમેન વેરિન્સન સાહેબે જુરીનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું કે "જુરી ઘણો વખત સુધી વિચાર કર્યા પછી ખોટા દસ્તાવેજ કરવા માટે એકમતે નંદકુમારને અપરાધી ઠરાવે છે."

જુરીનો આવો અભિપ્રાય સાંભળીને ચારે જજ્જો ઘણા જ આનંદમાં આવી ગયા અને ઇલાઈજા ઇંપીએ નંદકુમારને ખોટા દસ્તાવેજ કરવાના ગુન્હા માટે

ફાંસીની શિક્ષા કરવાનો હુકમ ઘડી કાઢયો. કોણ કહેશે કે ચોરી કરનારનાં કાંડાં કાપવાની શિક્ષા કરવાની આજ્ઞા આપનાર મનુ નિર્દય હતો ? કોણ કહેશે કે કંપની સરકારના રાજ્યના પ્રારંભકાળમાં ન્યાયને નામે એક ભવાઇ થતી ન હતી ? કોણ કહેશે કે આ હેસ્ટીંગ્સના જુલમના પરિણામરૂપ નરહત્યા નહતી ! અમે તો કંઇ પણ સમજતા નથી, અજ્ઞાન છીએ; પરંતુ ઈંગ્રેજ ન્યાયી પુરૂષો કહે છે તે જ કહીએ છીએ કે આ ન્યાય નહિ, પણ નરહત્યા—cold blooded murder હતી. આજે મહારાણીશ્રીના ઉદારતાવાળા રાજ્યમાં એવો ન્યાય નથી એ જ ઈશ્વરનો પાડ છે.



## પ્રકરણ ૩૯ મું
### માનપત્રનો ઘોંઘાટ

સુપ્રીમ કૉર્ટના જજ્જોએ દીવાન નંદકુમારને ફાંસીની શિક્ષા કરવાનો હુકમ કર્યો તે ઉપરથી તેના વકીલ ફારાર સાહેબે તે શિક્ષા મુલતવી રાખવા માટે જજ્જોની પાસે દરખાસ્ત કરી, પરંતુ સુપ્રીમ કોર્ટના જજ્જોએ તે શિક્ષા મુલતવી રાખવા માટે ચોખી ના પાડી.

દીવાન નંદકુમારનાં સગાં સંબંધીઓએ વિચાર કર્યો હતો કે, જજ્જો જો થોડા દહાડા માટે ફાંસીની શિક્ષા મુલતવી રાખે તો આપણે ઈંગ્લંડના રાજાની પાસે શિક્ષામાં ઘટાડો કરાવવા માટે અરજી કરીએ. હેસ્ટીંગ્સ અને સુપ્રીમ કોર્ટના જજ્જો પણ સારી રીતે સમજતા હતા કે ઈંગ્લંડની પાર્લામેન્ટ આ મુકર્દમાની અવસ્થા જોઇને નંદકુમારની શિક્ષામાં અવશ્ય ઘટાડો કરશે અને તેમ થવાથી પોતાની સઘળી ખટપટ ઉંધી વળી જશે. આ જ કારણને લીધે તેઓએ થોડા વખતને માટે પણ ફાંસીની શિક્ષા મુલતવી રાખવાની સાફ ના પાડી હતી.

છેવટે દેશના મુખ્યમુખ્ય જમીનદારોએ તથા શેઠ શાહુકારોએ પણ એકઠા મળીને નંદકુમારને કરવામાં આવેલી ફાંસીની સજા થોડો વખત મુલતવી રાખવા માટે જજ્જોને પ્રાર્થના કરી, પરંતુ જજ્જોએ દેશના આગેવાનોની વાત કાનપર લીધી નહિ.

તે પછી નંદકુમારના વકીલે તમામ જુરરોને ઘેર ઘેર જઇને થોડા દહાડા ફાંસીની શિક્ષા મુલતવી રાખવા માટે જજ્જોને આગ્રહ કરવાનું કહ્યું, એટલે જુરરો બોલ્યા "તમારૂં કહેવું ઠીક છે, પરંતુ અમે જ્યારે નંદકુમારને અપરાધીજ ઠરાવ્યા છે ત્યારે તેને માટે થોડા દહાડા શિક્ષા મુલતવી રાખવાનું કહીએ એ અમારા સંબંધમાં [illegible] ગણાય.'

... દેશના તમામ માણસો નંદકુમારની દુર્દશા જોઇને હાહાકાર કરવા લાગ્યાં.

હેસ્ટીંગ્સે અને વારોવેલ સાહેબે જોયું કે સુપ્રીમ કોર્ટના ઉપર દેશી લોકોને અત્યંત ધિક્કાર આવ્યો છે અને જજ્જો પણ લોકોની અપ્રીતિનું પાત્ર થઈ પડ્યા છે, માટે આ વખતે તેઓને કોઈ પણ રીતે માન અકરામ અપાવીને ધીરજ આપવી યોગ્ય છે અને તે કામ જો આપણા તરફથી બનશે તો તેઓની આપણા તરફ જે દયાદૃષ્ટિ છે તેમાં વધારો થશે. આવો વિચાર કરીને તે બન્ને જણા ઈંપીને એક માનપત્ર આપવા માટે પ્રયત્ન કરવા લાગ્યા; અને તે બન્ને મહાત્માનાં મનને રાજી રાખવા માટે કાંતપોતદાર, ગંગાગોવિંદસિંહ અને રાજા નવકૃષ્ણ વગેરેએ મહા મહેનતે ચાલીસ પચાસ જણાને આ કામમાં સામેલ કર્યા.

તે ચાલીસ પચાસમાં એક પણ સ્વતંત્ર વિચારનો અને પ્રતિષ્ઠિત માણસ નહતો. તેમાંના કેટલાએક લાલ બજારમાં ખાસડાંનો વેપાર કરનારા મોચીઓ હતા. બે ચાર તો વારોવેલ સાહેબના બબર્ચીઓ હતા અને બે ચાર હેસ્ટીંગ્સના બબર્ચીઓ અને દલાલો હતા. તે ઉપરાંત નંદકુમારના મુકર્દમામાં જુરર તરિકે બેઠેલા કેટલાએક ઈંગ્રેજો હતા.

આ સૌએ એકઠા થઈને ઇલાઇજા ઈંપીને એક માનપત્ર અર્પણ કર્યું. તે માનપત્રમાં કાંતપોતદાર, ગંગાગોવિંદસિંહ અને નવકૃષ્ણ મુન્સી વગેરેએ પોતાની સહીઓ કરી હતી.

તે માનપત્રમાં નીચેની મતલબનું લખ્યું હતું.

પ્રમુખ અને ગૃહસ્થો! અહીંની સુપ્રીમ કોર્ટ ઈંગ્લંડના કાયદા કાનૂનોને અનુસરીને કલકત્તાના રહેવાસીઓના મુકર્દમાનો પણ ચૂકાદો કરશે, આવા વિચારથી પ્રથમ તો અમે બહુજ ગભરાઈ ગયા હતા, પરંતુ મહારાજ નંદકુમારના મુકર્દમામાં ઉત્તમ પ્રતિનો ન્યાય થયો જોઇને અમે બહુજ પ્રસન્ન થયા છીએ, અને મુખ્ય જજ્જ ઇલાઇજા ઈંપીએ તથા બ્યુની જજ્જોએ મહાપરિશ્રમ લઇને મુકર્દમાનું ખરૂં સ્વરૂપ જાણ્યું છે તથા જે જજ્જમેંટ આપ્યું છે, તેને માટે અમે અમારા અંતઃકરણથી તેઓનો ઉપકાર માનીએ છીએ.

ઉપરનું માનપત્ર સર્વના સમક્ષમાં વાંચ્યા પછી રાજા નવકૃષ્ણે ઇલાઇજા ઈંપીના હાથમાં તે માનપત્ર અર્પણ કર્યું. ઇલાઇજાએ એ માનપત્રનો જવાબ આપવા માટે ચોતરફ દૃષ્ટિ કરી તો માનપત્ર આપનારાઓમાં આઠ જૂરર, નવકૃષ્ણ, કાંતપોતદાર અને ગંગાગોવિંદસિંહ સિવાય બીજા કોઇ પણ સારા ગૃહસ્થો નજરે પડ્યા નહીં. ઈંપીએ આ વખતે કોનું નામ દઇને આ માનપત્રનો ઉત્તર વાળવો એ ફિકરે તે વિચારમાં પડી ગયો. કાંતપોતદાર અને ગંગાગોવિંદસિંહ હેસ્ટીંગ્સના પ્રેમપાત્ર હતા તેથી તેઓએ માનપત્ર આપ્યું છે એમ જો જાહેર થાય તો માનપત્રની કીંમત ઘટી જાય. રાજા નવકૃષ્ણ પણ હેસ્ટીંગ્સનો મળતીયો અને ફરીઆદીનો સાક્ષી હતો

તેથી તે પણ ઉપયોગી નહતો. તે વિના બીજા કેટલાએક બટલર, જોડાની દુકાન રાખનારા અને સાધારણ માણસો નજરે આવ્યા. ઘણો વિચાર કર્યો પછી છેવટ ઈંપીએ માનપત્રમાં સહી કરનારા આઠ ઈંગ્રેજ જુરરોને સંબોધીને કહ્યું કે, સાહેબો! તમારા પરિશ્રમથીજ આજે આ મુકર્દમાનો યોગ્ય નિર્ણય કરવાને અમે શક્તિવાન થયા છીએ. તમે જો જુરર ન થયા હોત તો નાગરી ભાષામાં અને ફારસી ભાષામાં લખાયલાં ખતો અમે બરાબર સમજી શક્યા ન હોત, માટે હું મારા ત્રણ બંધુઓ તરફથી અને મારા પોતાના તરફથી આપને ધન્યવાદ આપું છું.

ત્રણ ચાર દિવસ પછી તે માનપત્રનો ઘોંઘાટ શમી ગયો, અને નંદકુમારને થયેલી ફાંસીની શિક્ષા બંધ રાખવામાં આવી નહીં, પણ ઑગષ્ટની તા૦ ૫ મી નંદકુમારને ફાંસી દેવા માટે મુકરર કરવામાં આવી.

જૂન મહિનાની છેવટે નંદકુમારને ફાંસી દેવાનો હુકમ કરવામાં આવ્યો હતો, અને જજોની ઇચ્છા તેને જૂલાઇ મહિનામાં જ ફાંસી દેવાની હતી. હેસ્ટીંગ્સે પોતાની કપટમય ધારણા પાર પાડવા માટે ફાંસીની તારીખ લંબાવવા સારુ જજોને સલાહ આપી હતી.

હેસ્ટીંગ્સના મનમાં એવો વિચાર આવ્યો હતો કે ફિલીપ ફ્રાન્સીસ, કર્નલ મેન્સન, અને જનરલ ક્લેવારીંગની શીખવણીથી જ નંદકુમારે મારાં ભોપાળાં ઉઘાડાં પાડવા આ મુકર્દમો ઉભો કર્યો હતો, માટે એકવાર નંદકુમારને મોઢેથી જ તે બાબત ભરકોર્ટમાં બોલાવીને, ઉપલા ગૃહસ્થોનું પણ નિકંદન કાઢી નાખવું, કે જેથી તેઓની અડચણ પણ વચ્ચેથી દૂર થાય. તે માટે નંદકુમારને સમજાવવા તેની શિક્ષા હમણાં મુલતવી રાખવી ઠીક થઈ પડશે, તે વિના એ કામ પાર પડશે નહીં, આવી હલકી આશાથી, હેસ્ટીંગ્સે ફાંસીની મુકરર કરેલી તારીખ લંબાવવાની ઇમ્પીને સલાહ આપીને, નંદકુમારની ફાંસીનો દિવસ આગષ્ટની ૫ મી તારીખે મુકરર કરાવ્યો અને પછી ત્રાહિત માણસ મારફતે નંદકુમારને છુપી રીતે તેમ કરવા માટે કહેવરાવ્યું. પરંતુ નંદકુમારે તેવું હડહડતું જૂઠું બોલવાની સાફ ના પાડી. તેણે પોતાના મરણની અગાઉ ફિલીપ ફ્રાન્સીસ, કર્નલ મેન્સન અને જનરલ ક્લેવારીંગને આશીર્વાદ આપીને કહ્યું હતું કે, "ઓ પરમેશ્વર! તું એ ત્રણે મહાત્માને અમારા દેશનો અન્યાય દૂર કરવા માટે સહાયતા અને સદ્બુદ્ધિ આપજે."

હવે દીવાન નંદકુમારને ફાંસીની શિક્ષાનો દિવસ નક્કી થઇ ગયો.

## પ્રકરણ ૪૦ મું
## ગુરુ અને શિષ્ય

બાપુદેવશાસ્ત્રી આ વખતે કાશીઘાટ ઉપર રહેતા હતા. દીવાન નંદકુમાર કેદમાં પડ્યા પછી તેના ઉપર કામ ચાલ્યા અગાઉ એકવાર તેને મળી આવ્યા હતા, પરંતુ તેમણે જ્યારે સાંભળ્યું કે નંદકુમારને કંપની સરકાર તરફથી ફાંસીની શિક્ષા ગેર-વાજબી કરવામાં આવી છે ત્યારે તેમના મનમાં બહુ જ ખેદ થયો. પુત્રી પ્રમદાના મરણ પછી તેમણે કાશીમાં વાસ કરવાની ઇચ્છા રાખી હતી, પરંતુ નંદકુમારના ઉપર આફત આવવાથી તેમના કુટુંબની સંભાળ માટે તે અટક્યા હતા. તે નંદકુમારના ઘરમાં રહીને તેના કુટુંબને ધીરજ આપતા હતા. નંદકુમારની સ્ત્રી બાપુદેવશાસ્ત્રીને પિતા કહીને બોલાવતી હતી, અને ઘરનાં સર્વ માણસો તેને પોતાના મુરબ્બી સમજતાં હતાં.

બાપુદેવશાસ્ત્રી ઉપર નંદકુમારની પણ ગાઢ ભક્તિ હતી. તેણે ફાંસીની શિક્ષા થયાની અગાઉ પંદર દહાડા પહેલાં એક માણસ મારફતે બાપુદેવશાસ્ત્રીને બોલાવીને તેમનાં દર્શન કર્યાં. આજે બાપુદેવશાસ્ત્રી ભયંકર વિપત્તિમાં આવી પડેલા નંદકુમારના મુખ તરફ જોઇને બહુ જ ગભરાઇ ગયા. તેના અંતઃકરણમાં એકદમ શોકનો ઉભરો આવી ગયો અને તે હૃદયતટને તોડીને પાંપણદ્વારા બહાર વહેવા લાગ્યો.

થોડીવાર પછી દીવાન નંદકુમાર બોલ્યો, "ગુરુજી! આજથી બાર વર્ષ પહેલાં જ્યારે હલધરના દીકરાના પોષણ સંબંધે મારે આપની સાથે વાતચિત થઇ હતી, ત્યારે આપે મને કહ્યું હતું કે, નંદકુમાર તારે માટે આજે ફાંસીનું લાકડું તૈયાર થઈ ગયું છે. આજે આ પરિણામ જોતાં મને આશ્ચર્ય થાય છે કે જે વાત ભવિષ્યમાં બનવાની હતી તે વાત આપ આગળથી જાણી ગયા હતા! હું પૂછું છું કે તે વાત આપે આગળથી કેમ જાણી હતી?"

બાપુદેવશાસ્ત્રી–"બેટા! જે વાત ભવિષ્યમાં થવાની હોય છે તે વાત ઇશ્વર વિના બીજું કોઈ પણ જાણી શકતું નથી. પરંતુ જે મનુષ્ય પોતાનું કર્તવ્ય બજાવતો નથી તેને ઇશ્વર શિક્ષા કરે છે, તેમાં તો જરા પણ સંદેહ નથી. આ જગત્ મંગલમય પરમાત્માના ન્યાયી વિચારથી જ ચાલે છે. ઇલાઇજા ઇંપી અથવા તો હેસ્ટીંગ્સ તારો વાળ પણ વાંકો કરવાને સમર્થ નથી. તને માત્ર તારાં પોતાનાં કર્મોનું ફળ જ ભોગવવું પડયું છે, બીજા તો આમાં નિમિત્તમાત્ર છે."

નંદકુમાર–"મહારાજ! મારા માતા સમાન આપનાં પત્ની અને બેહન સમાન આપની પુત્રીને મેં હીરાનાં અને મોતીનાં ઘરેણાં ભેટ કર્યાં હતાં તથા તેનાં ઘરેણાંના પૈસામાંથી હજારો લોકોના પ્રાણ બચાવ્યા હતા, તેના ફળ તરિકે મને શું આ ફાંસીની

શિક્ષા થઇ છે? આપ કહો છો કે ઈશ્વર ન્યાયથી જગતનું રક્ષણ કરે છે; પરંતુ મહંમદ રેજાખાને દેશમાંથી તમામ ચોખા ખરીદ કરીને દુકાળમાં મોંઘે ભાવે વેચ્યા હતા અને હજારો માણસો અન્ન ન મળવાથી મરી ગયાં હતાં, છતાં ઈશ્વરે તેને કેમ કંઇપણ શિક્ષા કરી નહીં ?"

બાપુદેવ–"દીકરા ! તું શું મરણને જ શિક્ષા માને છે ? તેના કરતાં વધારે ભારી બીજી કોઇ શિક્ષા શું નથી ?"

નંદકુમાર–"સ્વાભાવિક મરણને હું શિક્ષા ગણતો નથી, પરંતુ આમ અન્યાયથી અકાળ મરણ થાય તેના કરતાં વધારે મોટી શિક્ષા બીજી કઇ છે? મેં ખોટા દસ્તાવેજ કર્યો છે એવો મારા ઉપર અપરાધ મૂકીને મને ફાંસી દેવામાં આવે છે. તે કલંક મારા નામની સાથે ચિરકાળ સુધી ટકી રહેશે. તે શિક્ષા તમે શું સામાન્ય માનો છો ?"

બાપુદેવશાસ્ત્રી–"મૃત્યુ કોઇ પણ અવસ્થામાં દુઃખદાયક છેજ નહીં. તેમ તે કંઇ શિક્ષામાં પણ ગણાઇ શકાતું નથી. માત્ર તારા નામ ઉપર જે ખોટા દસ્તાવેજ કરવાનું કલંક આવ્યું છે તેજ માત્ર ભયંકર ને દુઃખદાયક છે, અને તે તારા પોતાનાં કુકર્મોનું ફળ છે, જે લાંબા કાળ સુધી તારા નામની સાથે જોડાઈ રહેશે."

નંદકુમાર–"મેં એવું કીયું કુકર્મ કર્યું છે તે તો કહો ? મેં બુલાકીદાસની નિરાધાર વિધવાને છેતરીને થોડા પૈસા માટે ખોટો દસ્તાવેજ ઉભો કર્યો હતો, આમ શું આપ ધારો છો ? ગંગાવિષ્ણુ, હિંગુલાલ અને મોહનપ્રસાદે કપટયુક્તિથી બુલાકીની વિધવાને ઠગવા માટે પ્રયત્ન આદર્યો હતો, તે વાત આપનાથી કયાં અજાણી છે ? મેં તો તે નિરાધાર વિધવાનો પક્ષ સ્વીકાર્યો હતો, અને તેને જ માટે મોહનપ્રસાદની સાથે મને શત્રુતા બંધાઇ હતી."

બાપુદેવ–"દીકરા ! તું ખોટો દસ્તાવેજ કરે નહીં, એ વાત હું સારી રીતે સમજું છું; પરંતુ મનુષ્યને જે જે દુઃખ આવે છે તે તેનાં પૂર્વ જન્મનાં કર્મોને લીધે જ આવે છે અને મનુષ્ય પોતાના પૂર્વ જન્મની ઘટનાના પ્રવાહમાં તણાતો તણાતો એકદમ વિપત્તિના સમુદ્રમાં ડૂબી જાય છે."

નંદકુમાર–"મેં પૂર્વજન્મમાં એવાં તે શું પાપ કર્યાં હશે અને કીયા કર્તવ્યનું ઉલ્લંઘન કર્યું હશે કે, જેથી તમામ લોકોની સમક્ષમાં મારા ઉપર આવું નિંદાપાત્ર કલંક આવી લાગ્યું ?"

બાપુદેવશાસ્ત્રી–"કર્તવ્યને ઉલ્લંઘન કરવું' એમાં કંઈ પણ લેવા જવું પડતું નથી. આપણે રોજ રોજ, ઘડીએ ઘડીએ અને પળે પળે આપણાં કર્તવ્ય ચૂકી જઇએ છીએ. તેં પણ તારી જીંદગીમાં ઘણાં પાપ કર્મો કર્યાં હશે. તેં હેસ્ટીંગ્સની પેઠે શું લાંચો લીધી નથી ? તેં તારા પોતાના સ્વાર્થને માટે છેતરપીંડીઓ કરી નથી ? તેં

જો મારા ઉપદેશ પ્રમાણે દેશમાં જૂલમ અટકાવવા માટે શત્રુઓની સાથે બાથ બીડી હોત તો કર્તવ્ય કર્યું ગણાત અને તેમાં તને કોઇ પણ દહાડો પાપ કરવાનો અવકાશ જ મળત નહીં. તેમજ તું કોઇ નરપિશાચને જૂલમ કરતાં અટકાવત તો તેમાં તને મોટા પુણ્યનો લાભ થાત અને પરિણામે તું વિજયી નિવડત."

નંદકુમાર–"સામે થવામાં મને વિજય મળત એ વાત તો આપે મને કોઇ પણ દહાડો કહીજ ન હતી. આપ તો હમેશાં એમજ કહ્યા કરતા હતા કે જયપરાજ્યનો આધાર ઈશ્વરની ઇચ્છા ઉપર છે, તેથી મેં તે માર્ગ છોડી દઇને કપટ નીતિનો માર્ગ સ્વીકાર્યો હતો."

બાપુદેવ–"તને વિજયની આશાથી લોભાઇને રણક્ષેત્રમાં મોકલ્યો હોત તો તારો જરૂર પરાજયજ થાત. મનુષ્ય જ્યારે પોતાને ભૂલી જાય છે ત્યારે તે રણમાં વિજય કરી શકે છે. જે મનુષ્ય પોતાના સ્વરૂપને વિસરી જવાને અસમર્થ છે તે રણમાં અગ્રેસર થવા જાય તો તેમાં તેનો ઉપહાસ થાય છે. તારામાં પોતાને વિસરી જવાનું એક પણ લક્ષણ જોવામાં આવતું નથી. તું સ્વાર્થથી ભરેલો છે, તેથી તું દીવાનગીરી મેળવવા માટે રાતદિવસ પ્રયત્નો કર્યા કરતો હતો."

નંદકુમાર–"હું ધારતો હતો કે મને જો ફરીને દેશની દીવાનગીરી મળશે તો હું તમામ જૂલમ દૂર કરી શકીશ."

બાપુદેવ–"હું તને હમેશાં કહેતો હતો કે તને જો દીવાનગીરી મળશે, તો તેથી તને પોતાને લાભ થશે, પરંતુ દેશને જરા પણ લાભ થશે નહીં. દેશી લોકોનું કલ્યાણ કરવાની તો તને જરા પણ ઇચ્છા ન હતી. બીજા લોકો દેશીઓ ઉપર જૂલમ કરતા, અન્યાય કરતા, તે તું સહન કરતો હતો, પરંતુ તું એકાં બીજાઓ, દેશીઓના ઉપર ઘણીપણ કરતા તે તું સહન કરી શકતો નહીં, એ તારી દેશપ્રીતિ અને દેશહિતૈષીપણું, નહિ કે? તું મોઢેથી કહ્યા કરતો હતો કે મને જો દીવાનગીરી મળશે તો હું દેશીઓનાં દુઃખ દૂર કરવાને પ્રયત્ન કરીશ અને તેટલા માટે જ તું દીવાનગીરી મેળવવા માટે પ્રયત્ન કર્યા કરતો હતો."

નંદકુમાર–"જો મને દીવાનગીરી મળી હોત તો હું જે રીતે દેશનું સૌભાગ્ય વધે તે રીતે ઉપાયો લેવાનો પ્રયત્ન કરત અને તોજ દેશનું કલ્યાણ થાત."

બાપુદેવશાસ્ત્રી–"તું રુડી રાજનીતિથી દેશનું કલ્યાણ કરવાની વાત કરે છે, પણ તેવા માણસો ક્યાંથી લાવત? હમણાં ઇસ્ટ ઇંડિયા કંપનીએ પોતે દેશનું રક્ષણ કરવાનો ભાર પોતાના માથા ઉપર લીધો છે, અને ગંગાગોવિંદસિંહ, કાંતપોતદાર, રાજા રાજવલ્લભ વગેરે તેને સહાયતા કરી રહ્યા છે, તેમજ તારા હાથમાં પણ જો દેશની દીવાનગીરી રહી હોત તો તું પણ તેનાં માણસોદ્વારા કાર્યભારમાં સહાયતા

લઇને, રાજકાજ ચલાવત, અને તેમ કરવાથી હમણાં જેવા અન્યાય અને જૂલમ ચાલે છે તેવોજ અન્યાય અને જૂલમ તારા અમલમાં પણ ચાલત, અને તું તારા પોતાના સુખમાં ડુબી જાત, તેથી તને તારૂં પોતાનું પણ ભાન રહેત નહીં, તેમ દુઃખથી પીડા પામતી પ્રજા તરફ પણ તું દૃષ્ટિ કરત નહીં. પરંતુ રાતદિવસ ગાઢ મોહમાં જ ડૂબ્યો રહેત".

નંદકુમાર–"હું આપના કહેવા પ્રમાણે યુદ્ધમાં કદાચ વિજય મેળવીને બંગાળાની સુબેહદારી મેળવત તો પણ મારે રાજ્યકાર્યભારમાં તો ગંગાગોવિંદસિંહ અને કાંતપોતદાર જેવા મનુષ્યોની સહાયતા જ લેવી પડત અને તેઓની સહાયતા લેવાથી તો આપના કહેવા મુજબ તેવા સ્વાર્થી માણસો દેશનું સત્યાનાશ કર્યાં વગર રહેત જ નહીં. માટે યુદ્ધમાં વિજય મળ્યા છતાં પણ દેશને તો લાભ થાત જ નહીં."

બાપુદેવશાસ્ત્રી–"તારી ભૂલ છે. જે દેશનો વાયુ બગડ્યો હોય તે દેશનો તે અશુદ્ધ વાયુ, વંટોળીઆ પવનના આઘાતથી ઘસડાઇ જઇને ત્યાં પાછો શુદ્ધ વાયુ વાય છે; તેમ જે પ્રદેશમાં સ્વાર્થપરાયણ અને નીચ લોકો રહેતા હોય, ત્યાં કોઈ પરગજુ માણસ ઉત્પન્ન થાય છે તો તે પોતાના પ્રભાવથી સ્વાર્થીઓને પણ પરગજુ બનાવી મૂકે છે. તું જો તારા પોતાના શરીરને વિસરી જઇને પરોપકારાર્થે બાહાર પડત તો તારે પગલે બીજા પુરૂષો પણ તેમ કરતાં શીખત અને ગંગાગોવિંદસિંહ, કાંતપોતદાર અને રાજવલ્લભ જેવા નીચ પુરૂષો આ દેશમાં જન્મવા પામત નહીં. પરંતુ સર્વત્ર સ્વાર્થદૃષ્ટિ જ છે. પરંતુ આત્મવિસર્જન એટલે પરોપકારનું તો નામ પણ જોવામાં આવતું નથી, અને દેશ સ્વાર્થતારૂપી અંધકારથી ઢંકાઈ ગયો છે."

નંદકુમાર–"ત્યારે આપનો મત એવો છે કે દેશમાં સો કોઈ પરોકાપર માટે એકવાર પોતાને પણ ભૂલી જાય અને લોકોના કલ્યાણ માટે પ્રયત્ન કરે તો દેશની ભાવી પ્રજા પણ તેવી જ નિવડે ?"

બાપુદેવશાસ્ત્રી–"એમાં શું શક ? લોકોનો અનુકરણીય સ્વભાવ હોય છે. તેઓ દેશના મહાન્ પુરુષોનાં આચરણો ઉપરથી સદાચાર શિખે છે."

નંદકુમાર–"ત્યારે આ વાત તમે મને પ્રથમથી જ કાં સમજાવી નહીં ?"

બાપુદેવશાસ્ત્રી–"તે વખતે તને દીવાનગીરીની મોટી લાલસા હતી, તેથી તને આ વાત હું કહેત તોપણ તું સમજી શકત નહીં."

નંદકુમાર–"આપે મને બાહુબળથી મીરજાફરને હરાવીને બંગાળાની સુબેહદારી મેળવવા માટે જે સલાહ આપી હતી, તે સલાહ હવે મારા સમજવામાં આવી. પરંતુ આપ કહો છો કે ઇશ્વર ન્યાયથી જગતનું પાલન કરે છે, તે બાબતમાં હજી

પણ મને વિશ્વાસ આવતો નથી. ઈશ્વર પોતે ન્યાયી છે, પરંતુ તેના રાજ્યમાં રોજ અસંખ્ય અન્યાય થાય છે, તેનું કેમ ?"

બાપુદેવ–"જગતમાં રોજ હજારો અન્યાય થાય છે, પરંતુ જે મનુષ્ય નિષ્પાપ હોય છે તેનો કોઈ વાળ પણ વાંકો કરી શકતું નથી, અને કોઈ તેના તરફ ખોટું કરે છે તો પરમેશ્વર તેનું રક્ષણ કરે છે. બીજી બાબતો એક તરફ રહી, પરંતુ આ બાબતમાં સાવિત્રીનું જ દૃષ્ટાંત લેવું ઠીક પડશે. સાવિત્રી જે હમણાં મારી પડોશમાં જ રહે છે તેનું શિયળભંગને માટે રામહરિ તેને એક ઈંગ્રેજને બંગલે લઈ ગયો હતો, અને શિયળભંગ કરવાને માટે કંઈ પણ વિલંબ ન હતો, પરંતુ ઈશ્વરની અગાધ શક્તિ છે! તેજ વખતે તે સાહેબ એકાએક કામ આવી પડવાથી પોતાના કુકર્મમાં ફાવી શકયો નહી; અને સાવિત્રીનું શિયળ સચવાયું."

નંદકુમાર–"સાવિત્રીના શિયળની ઈશ્વરે રક્ષા કરી, પરંતુ હજારો સારાં માણસો અપરાધ વિના દુઃખી થઈ પડે છે. બીજાની વાત તો દૂર રહી, પરંતુ આપ જ ધર્મનિષ્ઠ અને સત્યપરાયણ છો, આપનાં સ્રી પણ ધર્મનિષ્ઠ અને સત્યપરાયણ હતાં, તેમ જ પ્રમદા બેહન પણ સાક્ષાત્ જગદંબાના જેવાં પ્રતાપી હતાં અને રાતદિવસ પરમાત્માનું ભજન કર્યા કરતાં હતાં, છતાં નાની ઉમરમાં તેને શા માટે વૈધવ્ય દુઃખ ભોગવવું પડયું ?"

બાપુદેવ–"ભાઈ! પ્રમદા વિધવા થયા પછી મારા મનમાં પણ તેજ પ્રશ્ન ઉગો થયો હતો, અને મેં પણ તેજ બાબત ઉપર બે ત્રણ મહિના સુધી વિચાર કર્યો હતો; પરંતુ છેવટે હું સમજ્યો હતો કે આ ઈશ્વરનું જ કર્તવ્ય હતું અને તેમાં ઈશ્વરનો ઉત્તમ અભિપ્રાય સમાયલો હતો. આ અભિપ્રાય સમજવાની મનુષ્યમાં શક્તિ નથી, તો પણ મેં અનુમાન કરીને તેમાંથી બે ત્રણ સાર શોધી કાઢ્યા છે."

નંદકુમાર–"આપે એમાંથી કયા શુભ સાર શોધી કાઢ્યા છે ?"

બાપુદેવ–"મેં જે સાર શોધી કાઢ્યા છે, તે હું કોઈ પણ આગળ પ્રકટ કરતો નથી; કારણ કે અનુમાનો વખતે ભ્રાંતિરૂપ પણ હોય છે."

નંદકુમાર–"પરંતુ મારી પાસે કહેવામાં તમને અડચણ શી છે ? હું તો હવે આ સંસારમાંથી ચાલ્યો જાઉં છું, તેથી આપનો વિચાર ભ્રાંતિરૂપ હશે તો પણ તે બહાર પડશે નહીં."

બાપુદેવશાસ્રી–"પ્રમદાના દુઃખમાં મેં ઈશ્વરના ઘણા મંગળમય અભિપ્રાય જોયા છે. આ સંસાર કર્મભૂમિ ગણાય છે. તેમાં મનુષ્ય ભિન્ન ભિન્ન કર્મ કરીને પરલોકવાસી થાય છે અને પાછળનાં માણસો તેનાં શુભ કર્મોનું ગાન કરે છે. પ્રમદાને જે વિપત્તિ વેઠવી પડતી હતી તે કાંઈ ભયંકર ન હતી, પરંતુ તેના કરતાં પણ

વધારે ભયંકર વિપત્તિનાં ભોગ થયેલાં નરનારીઓ જોવામાં આવે છે. પ્રમદાએ વિપત્તિ દશામાં પોતાનું જે ઉજ્વળ જીવન ગાળ્યું હતું, તે બીજાં દુ:ખી નરનારીઓને દૃષ્ટાંતરૂપ થઈ પડ્યું છે. પિતૃભક્ત રામચંદ્ર જો પિતાની આજ્ઞાથી વનવાસ ભોગવત નહીં તો આ જગતમાં પિતૃભક્તિનું અનુકરણીય ઉજ્વળ દૃષ્ટાંત પણ રહેત નહીં, તેમ જ પ્રમદાને વૈધવ્યદશા આવી ન હોત તો તેને પણ દુ:ખીઆનાં દુ:ખો જાણવાનો અવસર મળત નહીં અને તેનું જીવન બીજી સ્ત્રીઓને અનુકરણીય પણ થઈ પડત નહીં."

નંદકુમાર–"એમાં હું કાંઈ પરમાત્માનું ન્યાયીપણું તો દેખતો નથી. લોકોનાં કલ્યાણ માટે પ્રમદા શા માટે વૈધવ્યનું દુ:ખ સહન કરે?"

બાપુદેવ–"પ્રમદાના આ દુર્ભાગ્યમાં હું બીજા ઘણા મંગળમય અભિપ્રાય જોઉં છું."

નંદકુમાર–"એવો તે કયો મંગળમય અભિપ્રાય છે?"

બાપુદેવ–"એ સઘળા અનુમાનથી કહી શકાય તેવા છે. જે વિચારો યથાર્થ નિશ્ચય ઉપર આવ્યા ન હોય તે કોઈને પણ કહેવા નહીં એવો મારો મત છે; કારણ કે સામાન્ય મનુષ્યો તેવા ઈશ્વરી વિચારોને ભ્રમમાં ગણી કાઢે છે. ઈશ્વર એક ઝાડ નિર્માણ કરે છે; તેનાં પાંદડાં, ફૂલ, ફળ વગેરેમાં કેટલું બધું કૌશલ્ય હોય છે? મનુષ્યની બુદ્ધિ તે કૌશલ્યને યથાર્થ રીતે જાણી શકતી નથી, ત્યારે ઈશ્વરના ન્યાય અન્યાયને તો કેમ જ સમજી શકે? માટે મેં નિશ્ચય કર્યો છે કે ઈશ્વરનું કર્તવ્ય મંગળમય છે અને તે સુખમાં તથા દુ:ખમાં માતાની પેઠે સર્વનું રક્ષણ કરે છે."

નંદકુમાર–"ત્યારે શું મારા અપમૃત્યુમાં પણ ઈશ્વરનો શુભ અભિપ્રાય સમાયલો છે?"

બાપુદેવ–"હા! તારા અપમૃત્યુમાં પણ ઈશ્વરનો શુભ અભિપ્રાય સમાયલો છે, તેમાં જરાપણ સંદેહ નથી."

નંદકુમાર–"તે વિશે પણ આપનું અનુમાન જ છે કે?"

બાપુદેવ–"અનુમાન કરીને હું કોઈ પણ વાત કહું છું તે હમેશાં ખરી પડતી નથી; પરંતુ કોઈ કોઈવાર ખરી પણ પડે છે."

નંદકુમાર–"ત્યારે આપ વિચાર કરીને મને કહો કે આમાં ઈશ્વરનો શો મંગળમય અભિપ્રાય સમાયલો છે?"

બાપુદેવ–"તારા આ અપમૃત્યુથી દેશ ઉપર ચાલતો ભયંકર જુલમ બંધ પડશે."

નંદકુમાર–"આપનું કહેવું સંદેહવાળું લાગે છે, કેમકે હું જીવતો રહું તો લાંચ લેનારા કંપનીના અધિકારીઓની ઉપર એક બે ફરીયાદો કરું. પરંતુ મારા મરણ પછી કોઈ પણ પુરુષ તેઓની સામે એક અક્ષર પણ બોલી શકશે નહીં. હેસ્ટીંગ્સ અને બારોવેલ રાત દિવસ લાંચ લીધા કરશે અને લોકોને નિર્ધન કરીને દેશનો નાશ

કરશે. હમણાં મારા સાંભળવામાં આવ્યું છે કે હેસ્ટીંગ્સે મારા મુકર્દમામાં જજોને મોટી લાંચ આપીને પોતાના પક્ષમાં લઇ લીધા હતા. તે બધા પૈસા આ દેશના લોકોને દુઃખી કરીને એકઠા કરેલા હતા. પરંતુ તે લાંચીઆ લોકની સામે કોઇ પણ બહાર પડી શકતું નથી. માત્ર હું જ બહાર પડ્યો છું. પરંતુ મારા મરણ પછી તેઓ સુખેથી પોતાનું કર્તવ્ય કરવાને સમર્થ થશે. માટે મારા અપમૃત્યુથી દેશને લાભ થાય એવું મને તો લાગતું નથી."

બાપુદેવ—"બેટા ! તને કાર્યના પરિણામનું બીલકુલ જ્ઞાન નથી. પરંતુ હું સમજું છું કે તને દેહાંતની શિક્ષા થયા પછી, આ બાબત ઉપર વિલાયતમાં મોટી ચર્ચા ચાલશે અને તને શિક્ષા કરનારાઓ સારા મનુષ્યોની મંડળીમાં પોતાનું મોઢું પણ બતાવી શકશે નહીં. વારોવેલ વગેરે લાંચીઆ અંગ્રેજોના તરફ દેશી કે પરદેશી સૌ લોકો ધિક્કારની નજરે જોશે, ઇસ્ટ ઇંડિયા કંપની ભારતવર્ષમાં ન્યાયી અધિકારીઓ મોકલવાની ગોઠવણ કરશે અને હેસ્ટીંગ્સ તથા તેના સહાયકો બ્રહ્મહત્યા કરવાથી લાંબો વખત સુધી ઘણાં દુઃખો ભોગવશે. આવો મેં તારા અપમૃત્યુમાંથી ઇશ્વરી શુભ અભિપ્રાય શોધી કાઢ્યો છે."

નંદકુમાર—"જો આ પ્રમાણે મારા અપમૃત્યુથી દેશપર ઉપકાર થવાનો હોય તો હું ખુશીથી મૃત્યુને ભેટીશ"

બાપુદેવ—"હું ખાતરીથી કહું છું કે, તારા અપમૃત્યુથી દેશનું વિશેષ કલ્યાણ થશે."

નંદકુમાર—"આપ મારા મરણને આગલે દિવસે મને દર્શન દેશો ?"

બાપુદેવ—"ઑગસ્ટની ૫ મી તારીખ તને ફાંસી દેવા માટે મુકરર કરેલી છે, માટે હું ચોથી તારીખે પાછો આવીને તને મળી જઇશ."

આટલું કહી બાપુદેવશાસ્ત્રી ઉભા થઇને જવા લાગ્યા એટલે નંદકુમારે તેના ચરણમાં પ્રણામ કર્યાં અને કેદખાનાના દરવાજા સુધી ગુરુ મહારાજની પાછળ પાછળ ગયો.

---

## પ્રકરણ ૪૨ મું

### ઉપદેશ

આગસ્ટ મહિનાની ૪ થી તારીખે પ્રભાતમાં બાપુદેવશાસ્ત્રી નંદકુમારને મળવા માટે કેદખાનામાં ગયા, અને નંદકુમારની ઓરડીમાં દાખલ થયા. નંદકુમાર પોતાના ગુરુ બાપુદેવશાસ્ત્રીને જોઇને બહુ આનંદમાં આવી ગયો. નંદકુમારના મુખની કાંતિ હમેશાં કરતાં આજ વધારે આનંદમાં હતી. પોતાના મરણથી દેશનો દુઃખમાંથી ઉદ્ધાર થશે આવી સમજણને લીધે, આજે તેનું હૃદય કૃતજ્ઞતા અને આનંદરસથી ઉભ-

રાઇ જતું હતું. ગુરુનાં દર્શન થતાં જ નંદકુમાર ઉભો થયો અને ગુરુને પ્રણામ કરીને બોલ્યો; "ગુરુદેવ! આપે અહીં પધારીને મારો ઉદ્ધાર કર્યો. હવે મારે કેટલી એક શંકાઓ પૂછવાની છે તે હું આપને પૂછવા ધારૂં છું. આપ તેનો ઉત્તર આપીને મને કૃતાર્થ કરો."

બાપુદેવશાસ્ત્રી-"જે પૂછવું હોય તે ખુશીથી પૂછ."

નંદકુમાર-"મહારાજ! હું આ પ્રમાણે અપરાધી થઇને મરણ પામીશ અને દેશમાં તો મારી અપકીર્તિ પ્રકટ થશે, તેથી મને પરિણામે નરક મળશે. આ લોકમાં જેની અપકીર્તિ થાય છે તેને પરલોકમાં પણ નરક મળે છે."

બાપુદેવશાસ્ત્રી-"તું ચિંતા કર મા. જ્યારે બંગાળ દેશનો ઇતિહાસ ખરા વૃત્તાંત સાથે લખાશે ત્યારે તારા ઉપરથી કલંક દૂર થશે. ત્યારેજ લોકો જાણશે કે તને અપરાધ વિના શિક્ષા થઇ હતી; ત્યારેજ લોકો જાણશે કે કંપનીના અધિકારીઓએ કૌન્સીલના પુસ્તકમાં મિથ્યા નોંધ કરી છે અને ત્યારેજ લોકો સમજશે કે તું દેશ ઉપર ગુજરતો જૂલમ અટકાવવા જતાં, કંપનીના અધિકારીઓના કાવત્રાંનો ભોગ થઇ પડ્યો હતો. આટલું છતાં પણ બંગાળના દેશહિતૈષીઓમાં તો તારી ગણના થશે નહીં, કારણ કે તારાં સઘળાં કાર્યોમાં દેશહિતૈષીપણા કરતાં સ્વાર્થ પરાયણતાનો અંશ અધિક રહેલો છે. તેં સ્વાર્થ ન સિદ્ધ થતાં દેશના હિતને માટે કંપનીઓના વડા અધિકારીઓની સામે માથું ઉચક્યું હતું. બંગાળમાં તારા જેવા સ્વાર્થી લોકો દેશહિતૈષીનો વેશ ધારણ કરીને પોતાને દેશહિતૈષી તરિકે ઓળખાવવા માટે પ્રયત્ન કરશે, પરંતુ ભવિષ્યની પ્રજા તેઓનાં ખરાં સ્વરૂપને પરિશ્રમ વિના ઓળખી કાઢશે."

તે પછી નંદકુમારે બાપુદેવશાસ્ત્રીને પૂછ્યું; "ગુરુજી! મારા મનમાંથી હજી પણ વેર વાળવાની પ્રબળ લાલસા દૂર થતી નથી તેનું શું કારણ હશે?"

બાપુદેવશાસ્ત્રી-"એનું નામ અજ્ઞાન. પોતાના ખરાં સ્વરૂપને ન ઓળખવાથી હું અને મારૂં આવી મમતા થવાથી તારા મનમાં વેર લેવાની લાલસા રહ્યા કરે છે."

નંદકુમાર-"મહારાજ! તે લાલસા કેવી રીતે દૂર થાય?"

બાપુદેવશાસ્ત્રી-"સાંભળ; આ સ્થાવર જંગમ સર્વ જગત્ પરબ્રહ્મરૂપ છે. તેમાં અનાદિ કાળની માયાથી ઉપાધિને લીધે, આત્મા, હું જીવ છું, હું બ્રાહ્મણ છું, ફલાણો મારો શત્રુ છે, ફલાણો મારો મિત્ર છે, અમુક મારા ઉપર સ્નેહ રાખે છે અને અમુક મારા તરફ દ્વેષ ધરાવે છે, આમ માનીને દેહાભિમાની થઇ પડે છે, તેથી તેને સંકલ્પવિકલ્પો અને લાલસા થયા કરે છે; પરંતુ જ્યારે તે પોતાના ખરાં સ્વરૂપને જાણે છે, ત્યારે તેને કોઇ શત્રુ કે કોઇ મિત્ર રહેતો નથી; કારણ કે શત્રુ, મિત્ર, પ્રીતિ, અપ્રીતિ વગેરે એક બીજામાં થતાં એ વ્યવહારને લઇને થાય

છે. જ્યાં વ્યવહાર પણ મિથ્યા અને સ્વપ્ન સમાન જણાય છે, ત્યાં પછી કોઇ શત્રુ કે કોઇ મિત્ર રહેતોજ નથી."

નંદકુમાર–"તે સમજ્યા છતાં પણ તેવી લાલસા થઇ આવે છે તેનું કેમ?"

બાપુદેવશાસ્ત્રી–"તેનું કારણ પ્રબળ મોહ અને મનની નિર્બળતા વિના બીજું કંઇ પણ નથી. મનને માર્યા વિના એટલે ધ્યાનધારણા વગેરેથી મનને નિયમમાં લાવ્યા વિના, કદી પણ વાસના મટતી નથી. માટે બનતાં સુધી મનમાં પરમાત્માનુંજ અનુસંધાન રાખ્યા કરવું."

નંદકુમાર–"ગુરુજી એ તો ઠીક, પરંતુ મરણ વખતે મારે કેમ વર્તવું?"

બાપુદેવશાસ્ત્રી–"આ તારો પ્રશ્ન યોગ્ય છે. આપણામાં કહેવત છે કે अंते या मतिः सा गतिः મરણ વખતે જેવી બુદ્ધિ થાય છે તેવી ગતિ થાય છે. આ વિષય કુરુક્ષેત્રમાં અર્જુને શ્રીકૃષ્ણને પૂછયો હતો. અને તેમણે તેને જે ઉપદેશ આપ્યો હતો તેજ હું તને કહું છું:–શ્રીકૃષ્ણે અર્જુનને સંબોધીને કહ્યું કે, હે અર્જુન! મરણ વખતે મનુષ્ય જે જે વસ્તુનું સ્મરણ કરે છે તે તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે. નિત્ય પોતાને જે જે પદાર્થની સાથે પ્રસંગ પડે છે, તે તે પદાર્થની વાસના તેના મનમાં દૃઢ થઇ જાય છે અને મરણ વખતે તેજ સ્ફુરી આવે છે. મરણનો સમય બહુજ વિકટ છે, તે વખતે મનુષ્ય પરાધીન થઇ જાય છે. માટે તે વેળા મનમાં જેવી વાસના હોય તે પ્રમાણે મન વલણ પકડે છે. માટે તારે નિત્ય અભેદબુદ્ધિથી મારૂં સ્મરણ કર્યા કરવું, અને મારૂં સ્મરણ દૃઢ થવા માટે ચિત્તમાંથી રાગાદિક દોષો દૂર કરીને ચિત્તને શુદ્ધ રાખવું. તું મારે વિશે મન અને બુદ્ધિ અર્પણ કરીશ તો તને મારીજ પ્રાપ્તિ થશે. જે મનુષ્ય વારંવાર પરબ્રહ્મ સબંધી વિચાર કર્યા કરે છે તેનું ચિત્ત પણ બ્રહ્માકાર થઇ જાય છે, અને તેને બ્રહ્મરૂપ થવામાં પછી કોઇ પણ જાતની અડચણ આવતી નથી. હે અર્જુન! જે પુરૂષ મરણ વખતે મનને દૃઢ કરીને સુષુમ્ણા નાડીને માર્ગેથી પ્રાણને બે ભ્રુકુટીઓની વચ્ચે બરાબર લાવીને સર્વ વિધાના નિર્માતા, સત્ય, જ્ઞાન અને અનંત એવા અગાધમહિમાવાળા પરમાત્માનું ધ્યાન કરે છે તે તેને પામે છે. હે અર્જુન! પુરૂષે ઇંદ્રિયોનાં સર્વ દ્વારને નિયમમાં રાખી, મનને બહારના વિષયોમાં જતું અટકાવીને બે ભ્રુકુટીઓ વચ્ચે પ્રાણને સ્થિર કરવો અને પછી ૐ નું સ્મરણ કરતાં કરતાં પોતાનાં વિનાશી શરીરનો ત્યાગ કરવો. આ પ્રમાણે મરણસમયે વર્તવાથી મનુષ્ય મારા સ્વરૂપને પામે છે, અને ફરીને તેને આ સંસારમાં જન્મ મરણ થતાં નથી."

નંદકુમાર ગુરુના મુખમાંથી શ્રીકૃષ્ણે અર્જુનને કરેલો ઉપદેશ સાંભળીને પરમ સંતોષ પામ્યો અને પછી ગુરુજીને છેવટના પ્રણામ કરીને મોટા સત્કાર સાથે વિદાય કર્યો.

## પ્રકરણ ૪૨ મું

### બ્રહ્મહત્યા

આગષ્ટ મહિનાની તા૦ ૪ થી અને ગુરુવારે સાયંકાળે જેલનો ઉપરી માકેબી સાહેબ, ઉદાસ મોઢે, ધીમે પગલે કેદખાનામાં દાખલ થઈને, દીવાન નંદકુમારની પાસે આવ્યો. તે દીવાન નંદકુમારને જે સમાચાર આપવા આવ્યો હતો, તે સમાચાર નંદકુમારના મુખ તરફ જોતાં, તેના મોઢામાંથી બહાર નિકળી શકયા નહીં. તેણે પ્રથમ તો નંદકુમારની સાથે આડી અવળી વાતો કરવા માંડી. આ વેળા દીવાન નંદકુમાર પણ પ્રસન્ન મુખે તેની સાથે વાતચિત કરવા લાગ્યો. માકેબી નંદકુમારની પ્રસન્ન મુખમુદ્રા જોઈને બહુજ આશ્ચર્ય પામ્યો અને તે પોતાના મનનેજ પ્રશ્ન કરવા લાગ્યો કે, કાલે પ્રભાતમાં પોતાને ફાંસીની શિક્ષા થવાની છે તેની શું નંદકુમારને ખબર નહીં હોય?

કેટલીક ગપસપ માર્યા પછી, માકેબીએ આંસુ ભરી આંખે કહ્યું: 'દીવાનજી! હવે આપ મારા તરફથી છેલ્લુ સન્માન ગ્રહણ કરો! કારણ કે આવતી કાલે પ્રભાતમાં આપને આ ફાની દુનિયાં છોડી જવી પડશે. આપને કાંઈ કામ હોય અથવા તો આપ કોઈને મળવા ધારતા હો તો મને ખુશીથી જણાવો. હું બનતાં સૂધી આપનો હુકમ ઉઠાવવાને ઢીલ કરીશ નહીં.' દીવાન નંદકુમાર મોઢું મલકાવીને બોલ્યો:-'આપની સુજનતા જોઈને હું આપનો આભારી થયો છું. મારા ભાગ્યમાં જે લખ્યું હતું તે થયું છે. ઈશ્વરની ઈચ્છાનું કોણ વારણ કરી શકે છે? તમે ફિલીપ ફ્રાન્સીસ, જનરલ કલેવારીંગ અને કર્નલ મેન્સનને મારા ઘણાજ આશીર્વાદ આપી મારા તરફથી તેઓને કહેજો કે, તેઓ મારા ઉપર અનુગ્રહ કરીને મારા પુત્ર ગુરુદાસની સંભાળ રાખે.'

આ શબ્દો કહેતી વખતે નંદકુમારના મુખ ઉપર જરા પણ શોકની છાયા જોવામાં આવી નહિ. તેમ તેણે પોતાના કુટુંબનો વિયોગ થવાના ભયથી એક નિસાસો સરખો પણ મૂકયો નહિ, તેમ આ દુનિયાં અથવા પોતાના સ્નેહીઓના વિયોગને માટે જરા ખેદ પણ બતાવ્યો નહિ. તે સ્વભાવે ધીર અને આત્મજ્ઞાની હતો. માકેબી સાહેબના આવ્યા પહેલાં તેનો જમાઈ રાય રાધાચરણ તેને મળવા આવ્યો હતો. તે વાતચિત કરી નંદકુમારની રજા લઈને ત્યાંથી વિદાય થયો, ત્યારે તેની આંખોમાંથી આંસુઓ ટપકતાં હતાં, પરંતુ નંદકુમારે જરા પણ ખિન્ન ન થતાં તેને ધીરજ આપી હતી. નંદકુમારનું આવું દઢ ધૈર્ય હતું તે માત્ર બાપુદેવ શાસ્ત્રીની સેવાનું જ શુભ ફળ હતું.

માર્કેવી, નંદકુમારની સાથે વાતચિત કર્યા પછી વિદાય થયો એટલે નંદકુમાર સાયંકાળનું નિત્યકર્મ આટોપીને ખતપત્રો જોવા લાગ્યો અને પોતાની પાછળ પોતાના પુત્રે કેવી રીતે વહીવટ કરવો તે સંબંધી એક લાંબો લેખ લખી કાઢયો, જેમાં પોતાની પાછળ ધર્મકૃત્યો તથા વ્યાવહારિક બાબતો કેવી રીતે કરવી તેનો સંપૂર્ણ ખુલાસો કર્યો હતો. તે પછી રાતના નવ વાગતે નંદકુમાર સુતો અને તેણે ઘણીજ સારી ઉંઘ લીધી. પાછલી રાત ચાર ઘડી રહી એટલે નંદકુમાર ઉઠીને ઈશ્વરારાધન કરવા લાગ્યો અને કેટલાએક ઈશ્વર સંબંધી ભજન કીર્તન ગાવા લાગ્યો.

થોડીવારમાં પ્રભાત થયું. હજારો લોકો નંદકુમારના મુખને છેલ્લીવાર નિહાળવા માટે કેદખાનાના દરવાજા આગળ એકઠાં થયાં, તેમાં કેટલાએક નંદકુમારના સ્નેહીઓ પણ હતા. એકઠાં થયેલાં માણસોમાં કોઈ કહેતા હતા કે, નંદકુમારને ફાંસી દે એવો ભરોસો આવતો નથી. ત્યારે બીજા કેટલાએક કહેતા હતા કે, ભાઈઓ! કંપની સરકાર છે! તેનો કંઈ પણ ભરોસો નહીં. ત્યારે કેટલાક એમ પણ કહેતા હતા કે, શું આવા એક નજીવા મુકર્દમા માટે બ્રહ્મહત્યા કરશે? આમ વાતચિત કરતાં સાડાસાતનો સમય થયો એટલે જેલનો ઉપરી માર્કેવી જે કોટડીમાં નંદકુમારને રાખવામાં આવ્યો હતો તે કોટડીનાં બારણા આગળ ધીમે પગલે જઈને ઉભો રહ્યો.

નંદકુમારે જેલરને જોતાં જ કહ્યું, "મી૦ માર્કેવી! હું તો તૈયાર છું. પરંતુ મારા શબને કોઈ ચંડાળ અડકે નહીં એટલા માટે મેં ત્રણ બ્રાહ્મણોને બોલાવ્યા છે તેઓ હજી સુધી આવ્યા નથી." માર્કેવીએ ધીરે અવાજે કહ્યું; 'તમારે તેને માટે જરા પણ ચિંતા કરવી નહીં. તે સર્વ વ્યવસ્થા હું જાતે જ કરી આપીશ;' આમ વાતચિત થતી હતી એટલામાં ત્રણ બ્રાહ્મણો રડતે મ્હોડે નંદકુમારની પાસે આવીને ઉભા રહ્યા અને નંદકુમારના ચરણમાં પ્રણામ કરીને રડતા રડતા બોલ્યા; 'દીવાનજી, શો હુકમ છે?'

નંદકુમારે તેઓને ધીરજ આપીને કહ્યું 'તમે ગભરાઓ મા, મારો પુત્ર ગુરૂદાસ. મારા સર્વ આશ્રિતોનું મારા ગયા પછી પણ પાલન પોષણ કરશે.'

તે પછી નંદકુમાર ઈશ્વરનું સ્મરણ કરીને તુરત પાલખીમાં બેઠો એટલે પાલખીવાળો જ્યાં આગળ ફાંસીનું લાકડું ઉભું કરવામાં આવ્યું હતું, ત્યાં પાલખી લઈ ગયો. ખિદિપુરના પુલના ઈશાન ખુણામાં હમણાં જ્યાં કોળી બજાર છે, ત્યાં નંદકુમારને ફાંસી દેવામાં આવી હતી. માર્કેવી સાહેબ પણ બીજી ગાડીમાં બેસીને તેની પાછળ પાછળ ચાલ્યો અને ફાંસી દેવાના મેદાનમાં જઈ પહોંચ્યો.

જ્યાં ફાંસીનું લાકડું ઉભું કરવામાં આવ્યું હતું તે મેદાનમાં આજે હજારો માણસ એકઠાં થયાં હતાં. તેઓના હાહાકારથી ફાંસીનું મેદાન ગાજી રહ્યું હતું. ચારે તરફ વિંટળાઈ વળેલા લોકોનાં મુખ આજના અન્યાય ત રહ્ વિકારયુક્ત અને ક્રોધાધીન

દેખાતાં હતાં. આ હજારો લોકોની ભીડ વચ્ચેથી નંદકુમારની પાલખી અને જેલના વડાની ગાડી પસાર થઇને ફાંસીના લાકડા આગળ આવી પહોંચી. આ વેળા એકઠા મળેલા લોકોની આંસુભરી આંખો જોઇને તથા કરૂણાળસ્વર સાંભળીને, માર્કેવીની આંખમાં પણ આંસુ આવી ગયાં. ચોતરફ કરૂણરસ છવાઇ રહ્યો હતો. દિશાઓ તથા આકાશ ગ્લાનિ ઉપજાવે તેવાં અસ્વચ્છ વાદળાંઓથી છવાઇ ગયાં હતાં. નંદકુમારે પાલખીમાંથી નિચે ઉતરીને જોયું તો પોતે બોલાવેલા ત્રણ બ્રાહ્મણો જોવામાં આવ્યા નહીં, તેથી તેના મનમાં ખેદ થવા લાગ્યો. માર્કેવી સાહેબ તેની મુખાકૃતિ ઉપરથી તેના હૃદયનો ભાવ સમજી ગયો, તેથી તેણે તુરત જ નંદકુમારને કહ્યું; 'તમે ગભરાશો મા. તમારા બ્રાહ્મણો આવ્યા વિના અમે કંઇ પણ કરશું નહીં.'

પેલા ત્રણ બ્રાહ્મણો કેદખાનાથી પાઉખ્યાદા આવતા હતા તેથી પાછળ રહી ગયા હતા. તેઓ હજારો માણસોની ભીડમાંથી માંડમાંડ નંદકુમારની પાસે હાજર થયા અને હાંફતા હાંફતા નંદકુમારને નમસ્કાર કરીને તેના સન્મુખ ઉભા રહ્યા. તે વખતે નંદકુમાર પોતાના માણસોની સાથે કંઇ છૂપી વાત કરવી હોય તો કરે એવા હેતુથી માર્કેવી સાહેબે પોતાના માણસોને નંદકુમારથી દૂર ખસી જવાનું કહ્યું, તે સાંભળીને નંદકુમારે માર્કેવીને તેમ કરતાં અટકાવીને કહ્યું કે, લોકોને દૂર ખસેડવાનું કંઇ પણ કારણ નથી.

પોતાના તરફ મમતા ધરાવનારા સર્વ લોકોના તરફ સ્નેહભરી આંખે નિહાળીને નંદકુમારે તેઓને પ્રણામ કર્યો અને પછી પોતે ફાંસીના લાકડાની પાસે જઇને ઉભો રહ્યો અને પોતાના બન્ને હાથ પાછળ રાખીને એક બ્રાહ્મણને હાથ બાંધવા માટે કહ્યું, એટલે બ્રાહ્મણે રડતાં રડતાં નંદકુમારના બન્ને હાથ દોરીથી બાંધ્યા. તે પછી માર્કેવીએ ગળગળે સ્વરે કહ્યું, 'દીવાનજી! તમે જ્યારે કહેશો ત્યારે તમને ટોપી પેહેરાવીને દોરડું નાંખવામાં આવશે.'

નંદકુમારે ઠીક, એમ પ્રત્યુત્તર આપી પોતાની બન્ને આંખો વીંચીને ગુરૂની આજ્ઞા પ્રમાણે ઇશ્વરનું આરાધન કર્યું અને પછી પગવતી ગળામાં ફાંસો નાખવાનો ઇસારો કર્યો કે તુરત તેના માથાપર કોથળી પહેરાવીને તેનું મુખ ઢાંકી દેવામાં આવ્યું અને ગળામાં ફાંસો નાખીને નિચેની ચોકી ખસેડી લેવામાં આવી. આ વેળા મેદાનમાં ઉભેલાં માણસોએ આતુરતાનું આક્રંદ કરી મૂક્યું, આકાશ અને દિશાઓ પણ કાળાં વાદળાંરૂપી શ્યામવસ્ત્ર ધારણ કરીને પોતાનો શોક દર્શાવવા લાગ્યાં અને હજારો માણસો આંસુ સારતાં, હાય! હાય! બ્રહ્મહત્યા કરવામાં આવી! બ્રહ્મહત્યા કરવામાં આવી! દેશ પાપના પુંજમાં ડૂબી ગયો! અરે રે! કોઇ અન્યાયની આગમાંથી બચાવો! આમ બોલતાં બોલતાં ગભરાટથી ચારે તરફ દોડવા લાગ્યાં.

કલકત્તામાં જે ઉચ્ચ કુળના લોકો રહેતા હતા, તેઓએ આજે નંદકુમારના શોકને લીધે ભોજન કર્યું નહીં અને આખો દહાડો શોકમાંજ ગાળી કાઢયો.

આ સમાચાર ધીરે ધીરે આખા દેશમાં ફેલાઇ ગયા. નંદકુમારના વિયોગથી બંગદેશ ખળભળી ઉઠ્યો અને ઈસ્ટ ઈંડિયા કંપનીનાં અન્યાયી કર્મો ભારતવર્ષના ઇતિહાસમાં હમેશાંને માટે કોતરાઇ રહ્યાં.



## ઉપસંહાર

દીવાન નંદકુમારને ફાંસી દીધા પછી કેટલાએક દહાડા જતાં સદર અદાલતના જજોએ કમાલુદ્દીન અલ્લીખાનના મુકર્દમાની અધુરી રહેલી તપાસ પાછી શરૂ કરી. તે મુકર્દમામાં દીવાન નંદકુમાર, ફાઇક અને રાય રાધાચરણ એ ત્રણ અપરાધી હતા. તેમાં નંદકુમાર તો તે મુકર્દમાના નિર્ણયની અગાઉજ પરલોકવાસી થયો હતો અને રાય રાધાચરણ ઉપર આ કોર્ટને કામ ચલાવવાનો અધિકાર છે કે નથી, તેને માટે વાદવિવાદ શરુ થયો, તેથી ફાઇક સાહેબના ઉપર કામ ચલાવવાનો આરંભ થયો. તે ઉપરથી ફાઇકનાજ એક સંબંધીએ વારોવેલના ઉપર ચીઠી લખીને તેને જણાવ્યું કે, આ મુકર્દમામાં જો ફાઇકને શિક્ષા કરવામાં આવશે તો ફાઇક પણ વારોવેલની તપાસ લીધા વિના રહેશે નહીં, તે પણ તેનાં તમામ ભોપાળાં ઉઘાડાં પાડી દેશે. વારોવેલ તે ચીઠી વાંચીને ભયભીત થઇ ગયો અને તેણે જજોને ભલામણ કરી કે તમે ફાઇકને સહેજસાજ દંડ કરીને છોડી દેજો. જજોએ પણ વારોવેલના વચનને માન આપીને, ફાઇકને સહેજ દંડ કરીને છોડી દીધો.

બીજી તરફ બાપુદેવશાસ્ત્રીને આધારે કલકત્તામાં વસતો મદનદત્ત પોતાની બન્ને પુત્રીઓનાં કુલીન વરની સાથે લગ્ન કરીને કલકત્તામાંજ રહેવા લાગ્યો. સાવિત્રી તેનો ભર્તાર તથા ભાઇ પણ બાપુદેવશાસ્ત્રીએ ભેટ આપેલાં ઘરમાં રહીને પોતાના દિવસો આનંદમાં ગુજારવા લાગ્યાં. રામા વણકર, તથા બીજાં પણ ત્યાં જ રહીને પોતપોતાનો ધંધો કરીને બાકીનું આયુષ્ય ઈશ્વિરારાધનમાં ગાળવા લાગ્યાં. નંદકુમારના મરણ પછી તેનું ઉત્તર કાર્ય કરી, તેનાં ઘરનાં સર્વ મનુષ્યોને ધારણા આપીને બાપુદેવશાસ્ત્રી કાશીવાસ કરવા માટે જવાને તૈયાર થયા. આ વખતે સાવિત્રી, જગદંબા, અહલ્યા વગેરે શાસ્ત્રીજીના ચરણમાં લોટી પડ્યાં અને આંસુભરી આંખે શાસ્ત્રીજીની પાસે પ્રાર્થના કરવા લાગ્યાં કે, 'મહારાજ! અમે આપને સાક્ષાત્ ઈશ્વર માનીએ છીએ. આપ અમને વરદાન આપો! અમે હમેશાં સુખમાં રહીએ, આ અમારી ઇચ્છા છે.' બાપુદેવશાસ્ત્રી ઘણા દહાડાના પરિચયથી તેઓના તરફ સંતાનભાવથી વર્તતા હતા, તે પોતાની પુત્રીતુલ્ય ત્રણે કન્યાઓના તરફ જોઇને ગળગળા થઇ ગયા અને બોલ્યા, 'દીકરીઓ! રડો મા;

ઇશ્વર તમારું કલ્યાણ કરશે, તથા તમારું સૌભાગ્ય અખંડ રેહેશે.' આમ આશીર્વાદ આપીને ત્યાંથી કાશી ગયા અને ત્યાં કાશીવિશ્વેશ્વરના ભજન પૂજનમાં બાકીનું આયુષ્ય ગાળવા લાગ્યા.

કર્મનું ફળ મનુષ્યને મળ્યા વિના રહેતું જ નથી. અઠવાડિયા પછી, પક્ષ પછી, મહિના પછી, વર્ષ પછી અથવા તો કાલાંતરે, સારાં નરતાં કર્મનું ફળ મનુષ્યને અવશ્ય મળે છે. નં કુમારને અન્યાય ભરેલી દેહાંતદંડની શિક્ષા કરવાથી દશ બાર વર્ષ પછી મહાભયંકર મનુષ્યહત્યા કરવા માટે વિલાયતમાં ઇમ્પીના ઉપર પણ મોટા પાયા ઉપર કામ ચાલ્યું. તે મુકર્દમામાં જો કે ઇમ્પીને કોઇ પણ જાતની શિક્ષા કે દંડ થયો ન હતો, તોપણ તેવું હલકું કામ કરવાને લીધે આબરૂદાર લોકોના મંડળમાં તેને મ્હોડું દેખાડવાનો માર્ગ રહ્યો નહીં. તે પોતે પોતાનાં કૃત્યને લીધે પણ સભ્ય-લોકોના મંડળમાં જતાં શરમાતો હતો. જીવતાં સૂધી તેના હૃદયમાં આ કલંક શલ્યરૂપ થઇ પડયું હતું અને આખરે કલંકિત સ્થિતિમાં જ તેનો દેહ પડી ગયો. તેના મરણ પછી તેના પુત્રે પિતાનું કલંક ધોવા માટે બહુ બહુ પ્રયત્નો કર્યાં હતા. થરટન નામના અંગ્રેજે જ્યારે હિંદુસ્તાનનો ઇતિહાસ લખવા માંડ્યો ત્યારે, ઇમ્પીના પુત્રે, થરટનની પાસે જઇને, વિવેકથી કહ્યું કે, મારા પિતા ઇમ્પીના સંબંધમાં તમે સારું લખજો, પરંતુ તેણે તેના તરફ જરા પણ લક્ષ આપ્યું ન હતું. તે પછી ઇમ્પીના પુત્રે પોતે પોતાના પિતાનું કલંક ધોવા માટે હિંદુસ્તાનનો એક સ્વતંત્ર ઇતિહાસ લખ્યો હતો, પરંતુ કોયલાને જેમ જેમ ધોવામાં આવે છે તેમ તેમ તેમાંથી વધારે કાળાશ બાહાર નિકળતી જાય છે. ઇમ્પીના સંબંધમાં પણ તેમ જ બન્યું. ઇમ્પીનો પુત્ર, વારોવેલ ઇમ્પી પોતાના પિતાનું કલંક કોઇ પણ રીતે ધોઈ શકયો નહીં, પરંતુ ઉલટાં બીજાં કેટલાએક છૂપાં કલંકો પણ બહાર આવ્યાં.

લોર્ડ મેકાલેએ, ઇમ્પીના સંબંધમાં જે કંઇ લખ્યું છે તે ઇંગ્લંડના સાધારણ મનુષ્યોના મન ઉપર પણ છપાઇ ગયું છે. આ જગતમાં જ્યાંસુધી ચંદ્ર સૂર્ય રહેશે ત્યાંસુધી મેકાલેનાં તે વાકયો સભ્યતા ભરેલા જગતની સન્મુખ જળહળતા અક્ષરોથી દેદીપ્યમાન રહેશે. Impey, sitting as a judge, put a man unjustly to death in order to serve a political purpose. No other such judge has dishonoured the English Empire, since Jefferies drank himself to death in the tower. ઇમ્પીએ ન્યાયાસનપર બેસીને રાજકીય ખટપટની ધારણા પુરી પાડવા માટે અન્યાયથી મનુષ્યહત્યા કીધી છે. જેફ્રીએ જેવી રીતે કેદખાનામાં મનુષ્યહત્યા કીધી હતી તેવી રીતની મનુષ્યહત્યા ત્યારપછી બીજા કોઈ પણ ન્યાયાધીશે કરીને અંગ્રેજી ન્યાયાસનને કલંકિત કર્યું નથી.

ઇમ્પીને આડે રસ્તે દોરવનાર હેસ્ટીંગ્સ હતો. તેણે પણ થોડું દુઃખ ભોગવ્યું ન હતું. તેણે પણ ઓછામાં ઓછાં આઠ વર્ષો અપરાધીના આકારમાં ગાળ્યાં હતાં. નંદકુમારના મરણના સંબંધમાં અને હેસ્ટીંગ્સના કાળાં કામોના સંબંધમાં, જો વિલાયતમાં આંદોલન થયું ન હત તો, ઇમ્પીના જેવા ન્યાયશાસ્ત્રીઓ ન્યાયાસનને કલંકિત કર્યા કરત અને હેસ્ટીંગ્સના જેવા ગવર્નર જનરલો રાજ્યાસનને કલંકિત કર્યા કરત. પરંતુ હવે ભારતવર્ષના ભાગ્યમાં ઝાઝા દિવસ દુઃખ લખેલું ન હતું. તેના સૌભાગ્યના દિવસ સમીપ આવી પહોંચ્યા હતા અને હિંદની પ્રજાનાં દુઃખનો છેડો આવી ગયો હતો, તેથી ભક્તવત્સલ ભગવાને જગદ્વિખ્યાત મહાત્મા એડમન્ડ બર્કના હૃદયમાં વાસ કર્યો. મહાત્મા બર્કના વિશાળ કંઠના ગંભીર ધ્વનિથી ઈંગ્લંડ દેશ ગાજી ઉઠયો. ભરતખંડની પ્રજાનાં મહાદુઃખોની વાતો સાંભળીને સામાન્ય મનુષ્યોનાં હૃદયો પણ પીગળી ગયાં અને તેઓ બંગાળ દેશનાં દુઃખો દૂર કરવા માટે અનેક ઉપાયો લેવા લાગ્યા. તેને પરિણામે ત્યાં પાછું ન્યાયી રાજ્ય ચાલુ થયું અને લોકો દુઃખના અંધારામાંથી છુટાં થઇને પાછાં સુખનો સૂર્ય નિહાળવાને ભાગ્યશાળી થયાં. શાંતિઃ શાંતિઃ શાંતિ·



ઇશ્વર તમારું કલ્યાણ કરશે, તથા તમારું સૌભાગ્ય અખંડ રેહેશે.' આમ આશીર્વાદ આપીને ત્યાંથી કાશી ગયા અને ત્યાં કાશીવિશ્વેશ્વરના ભજન પૂજનમાં બાકીનું આયુષ્ય ગાળવા લાગ્યા.

કર્મનું ફળ મનુષ્યને મળ્યા વિના રહેતું જ નથી. અઠવાડિયા પછી, પક્ષ પછી, મહિના પછી, વર્ષ પછી અથવા તો કાલાંતરે, સારાં નરતાં કર્મનું ફળ મનુષ્યને અવશ્ય મળે છે. નં કુમારને અન્યાય ભરેલી દેહાંતદંડની શિક્ષા કરવાથી દશ બાર વર્ષ પછી મહાભયંકર મનુષ્યહત્યા કરવા માટે વિલાયતમાં ઇમ્પીના ઉપર પણ મોટા પાયા ઉપર કામ ચાલ્યું. તે મુકર્દમામાં જો કે ઇમ્પીને કોઇ પણ જાતની શિક્ષા કે દંડ થયો ન હતો, તોપણ તેવું હલકું કામ કરવાને લીધે આબરૂદાર લોકોના મંડળમાં તેને મ્હોડું દેખાડવાનો માર્ગ રહ્યો નહીં. તે પોતે પોતાનાં કૃત્યને લીધે પણ સભ્ય-લોકોના મંડળમાં જતાં શરમાતો હતો. જીવતાં સૂધી તેના હૃદયમાં આ કલંક શલ્યરૂપ થઇ પડ્યું હતું અને આખરે કલંકિત સ્થિતિમાં જ તેનો દેહ પડી ગયો. તેના મરણ પછી તેના પુત્રે પિતાનું કલંક ધોવા માટે બહુ બહુ પ્રયત્નો કર્યા હતા. થરટન નામના અંગ્રેજે જ્યારે હિંદુસ્તાનનો ઇતિહાસ લખવા માંડ્યો ત્યારે, ઇમ્પીના પુત્રે, થરટનની પાસે જઇને, વિવેકથી કહ્યું કે, મારા પિતા ઇમ્પીના સંબંધમાં તમે સારું લખજો, પરંતુ તેણે તેના તરફ જરા પણ લક્ષ આપ્યું ન હતું. તે પછી ઇમ્પીના પુત્રે પોતે પોતાના પિતાનું કલંક ધોવા માટે હિંદુસ્તાનનો એક સ્વતંત્ર ઇતિહાસ લખ્યો હતો, પરંતુ કોયલાને જેમ જેમ ધોવામાં આવે છે તેમ તેમ તેમાંથી વધારે કાળાશ બાહાર નિકળતી જાય છે. ઇમ્પીના સંબંધમાં પણ તેમ જ બન્યું. ઇમ્પીનો પુત્ર, વારોવેલ ઇમ્પી પોતાના પિતાનું કલંક કોઇ પણ રીતે ધોઈ શકયો નહીં, પરંતુ ઉલટાં બીજાં કેટલાએક છૂપાં કલંકો પણ બહાર આવ્યાં.

લોર્ડ મેકાલેએ, ઇમ્પીના સંબંધમાં જે કંઇ લખ્યું છે તે ઇંગ્લંડના સાધારણ મનુષ્યોના મન ઉપર પણ છપાઇ ગયું છે. આ જગતમાં જ્યાંસૂધી ચંદ્ર સૂર્ય રહેશે ત્યાંસૂધી મેકાલેનાં તે વાકયો સભ્યતા ભરેલા જગતની સન્મુખ જળહળતા અક્ષરોથી દેદીપ્યમાન રહેશે. Impey, sitting as a judge, put a man unjustly to death in order to serve a political purposo. No other such judge hεs dishonoured the English Empire, since Jefferies drank himself to death in the tower. ઇમ્પીએ ન્યાયાસનપર બેસીને રાજકીય ખટપટની ધારણા પુરી પાડવા માટે અન્યાયથી મનુષ્યહત્યા કીધી છે. જેફ્રીએ જેવી રીતે કેદખાનામાં મનુષ્યહત્યા કીધી હતી તેવી રીતની મનુષ્યહત્યા ત્યારપછી બીજા કોઈ પણ ન્યાયાધીશે કરીને અંગ્રેજી ન્યાયાસનને કલંકિત કર્યું નથી.

ઇમ્પીને આડે રસ્તે દોરવનાર હેસ્ટીંગ્સ હતો. તેણે પણ થોડું દુઃખ ભોગવ્યું ન હતું. તેણે પણ ઓછામાં ઓછાં આઠ વર્ષો અપરાધીના આકારમાં ગાળ્યાં હતાં. નંદકુમારના મરણના સંબંધમાં અને હેસ્ટીંગ્સના કાળાં કામોના સંબંધમાં, જો વિલાયતમાં આંદોલન થયું ન હત તો, ઇમ્પીના જેવા ન્યાયશાસ્ત્રીઓ ન્યાયાસનને કલંકિત કર્યા કરત અને હેસ્ટીંગ્સના જેવા ગવર્નર જનરલો રાજ્યાસનને કલંકિત કર્યા કરત. પરંતુ હવે ભારતવર્ષના ભાગ્યમાં ઝાઝા દિવસ દુઃખ લખેલું ન હતું. તેના સૌભાગ્યના દિવસ સમીપ આવી પહોંચ્યા હતા અને હિંદની પ્રજાનાં દુઃખનો છેડો આવી ગયો હતો, તેથી ભક્તવત્સલ ભગવાને જગદ્વિખ્યાત મહાત્મા એડમન્ડ બર્કના હૃદયમાં વાસ કર્યો. મહાત્મા બર્કના વિશાળ કંઠના ગંભીર ધ્વનિથી ઇંગ્લંડ દેશ ગાજી ઉઠ્યો. ભરતખંડની પ્રજાનાં મહાદુઃખોની વાતો સાંભળીને સામાન્ય મનુષ્યોનાં હૃદયો પણ પીગળી ગયાં અને તેઓ બંગાળ દેશનાં દુઃખો દૂર કરવા માટે અનેક ઉપાયો લેવા લાગ્યા. તેને પરિણામે ત્યાં પાછું ન્યાયી રાજ્ય ચાલુ થયું અને લોકો દુઃખના અંધારામાંથી છુટાં થઇને પાછાં સુખનો સૂર્ય નિહાળવાને ભાગ્યશાળી થયાં. શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## "ગુજરાતી પ્રેસ"ના બીજાં ઐતિહાસિક પુસ્તકો



| | |
|---|---|
| ગંગા ગોવિંદસિંહ અથવા હેસ્ટિંગ્સનો જમણો હાથ ... ... | ૧–૮–૦ |
| અરાઢમી સદીનું હિંદુસ્તાન અથવા સૂર્યનો અસ્ત અને ચંદ્રનો ઉદય | ૧–૮–૦ |
| દિલ્લી પર હુલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ ... | ૨–૦–૦ |
| પદ્મિની અથવા ભસ્મિભૂત ચિતોડ ... ... ... ... | ૨–૦–૦ |
| ઈન્દુ કુમારી અથવા બંગાલમાં મરેઠાની દોડ ... ... ... | ૧–૮–૦ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... ... ... | ૨–૦–૦ |
| અનંગ ભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... ... ... | ૨–૦–૦ |
| જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... ... ... | ૨–૦–૦ |

પુસ્તકો મળવાનું ઠેકાણું—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

બજારગેટને સ્ટ્રીટને નાકે, સાસુન બિલ્ડીંગ,

એલફીન્સ્ટન સર્કલ, ફોર્ટ, મુંબઈ નં. ૧.

# પૂરવણી

(લેખક–નટવરલાલ ઇચ્છારામ દેશાઈ)



"ગુજરાતી" પ્રેસ તરફથી પ્રકટ થયેલી કેટલીક ઐતિહાસિક વાર્તાઓમાં, અંગ્રેજી વેપારી કંપની, જે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને નામે ઓળખાતી હતી, તેણે અત્રે હિન્દમાં આવી હિન્દના અને તેમાંયે ખાસ કરીને બંગાળના વેપાર ઉદ્યોગનો નાશ કેવી રીતે કર્યો અને પરદેશી માલનું ગુલામ હિન્દ કેવી રીતે બની ગયું, તેનું વર્ણન આવે છે; તે વાંચતાં કદાચ આજના વાંચનારાઓને અતિશયોક્તિ ભર્યું લાગશે, પણ હકીકત તેમ નથી. ખુદ કેટલાક વિચારશીલ અને દયાળુ અંગ્રેજોએ લખેલા અહેવાલો, અને વિલાયતની પાર્લામેન્ટ તરફથી મોટે ભાગે હિન્દને ખર્ચે બેઠેલા કમિશનોની તપાસના અહેવાલો, જે મળે છે તે વાંચી જોતાં આ વાર્તામાં આપેલું વર્ણન અતિશયોક્તિ ભર્યું નહિ લાગે, પણ સત્ય છે એવી આપણી પાકી ખાત્રી થાય છે. સ્વ. રોમેશચન્દ્ર દત્ત, બ્રિટિશ વહિવટમાં અને કંપની સરકારના વહિવટમાં દેશની આર્થિક સ્થિતિ કેવી હતી, તેના દળદાર ઇતિહાસો લખેલા છે. એ પુસ્તકોમાં અંગ્રેજોએ આરંભમાં હિન્દને કેવી રીતે પાયમાલ કર્યું, અને પોતાના દેશને કેવી રીતે માલેતુજાર અને આબાદ બનાવ્યો, તેની દાખલા દલીલથી વિગતો આપી છે. તેના ઉપરથી કેટલાક ઉતારાઓ અમે નીચે આપીએ છીએ, તે ઉપરથી વાંચનાર જાણી શકશે કે બ્રિટિશ રાજ્યનો પાયો હિંદમાં નંખાયો તેમાં હિન્દીવાનોનું લોહી કેટલું રેડાયું છે. વિશેષ વિવેચન નહિ કરતાં અમે નીચે જે કેટલાક ઉતારાઓ આપીએ છીએ તે વાંચવાની ખાસ ભલામણ છે.

સને ૧૭૫૭માં પ્લાસીના મેદાનમાં બંગાળના નવાબ સુરાજદૌલાને હરાવી જ્યારે કલાઇવ મુર્શિદાબાદમાં દાખલ થયો ત્યારે તેણે ચકિત થઈ ત્યાં શું જોયું, તેનું વર્ણન તેણે આ પ્રમાણે આપ્યું છે:—

"આ શહેર મુર્શિદાબાદ લંડનના જેટલા વિસ્તારવાળું, વસ્તીવાળું અને સંપત્તિવાળું છે, પણ એ બેમાં માત્ર તફાવત એટલો છે કે મુર્શિદાબાદમાં કેટલાક માણસો એવા છે કે જેની અંગત ખાનગી મિલકત લંડનના કોઇ પણ નાગરીક કરતાં ક્યાંએ ચઢી જાય."

બંગાળની આટલી બધી સમૃદ્ધિનું કારણ તે તેના વેપારની આબાદી હતું. હિન્દમાં પેદા થતું અને પરદેશ નિકાસ કરવામાં આવતું કાચું રેશમ તેમ જ તૈયાર થતા રેશમી માલનો ચાર પંચમાંશ ભાગ એકલું બંગાળનું રાજશાહી જીલ્લો પેદા કરતું હતું. વૉલ્ટર હેમિલ્ટન નામનો એક લેખક લખે છે કેઃ–

"રેશમી માલને માટે કાસિમબજાર ઘણો વખત થયાં પ્રખ્યાત છે, અને ત્યાંનાં મોજાં તારની જાળી જેવાં ગુંથવામાં આવતાં હોવાથી આખા બંગાળામાં સૌથી ઉંચા દરજ્જાનાં ગણાય છે. અહિંના વણકર લોકો શેતરંજી, સાટીન, અને બીજી બનાવટોમાં રેશમ પાર વગરનું વાપરે છે. અને જે બાકી વધે તે હિન્દુસ્તાનના બીજા ભાગોમાં અને યુરોપમાં પણ મોકલવામાં આવે છે. દુનિયામાં કદાચ ચીનથી ઉતરતી પંક્તિએ રેશમ પેદા કરનાર અને બનાવનાર દેશ એક હિન્દુસ્તાન જ છે. મુર્શિદાબાદની આસપાસ રેશમનું વણાટકામ પુષ્કળ થતું હતું અને કલકત્તાના પરાઓમાં અને આસપાસના ગામડાઓમાં છીંટ તો એટલી સુંદર બનતી કે તેવી યુરોપમાં પણ બનવી અશકય છે."

અંગ્રેજી કંપનીના માણસો મોગલ શાહનશાહ શાહઆલમ પાસેથી બંગાળની દિવાની લીધા પછી ત્યાં આગળ કેવી રીતે વેપાર કરતા હતા તે સારજંટ બ્રેગોનાએ ઇ. સ. ૧૭૬૨ ના મે માસની ૨૬ મી તારીખે લખેલા પત્રમાં જણાવેલું છે. તેમાંથી સ્વ. રમેશચન્દ્ર દત્ત નીચે પ્રમાણે ઉતારા આપે છેઃ–

"જો કોઇ ગૃહસ્થને પોતાનો માલ વેચવો હોય કે પોતાને માટે કંઇ ખરીદવો હોય તો તે માટે પહેલા ગુમાસ્તાને મોકલવાનું નક્કી કરે છે. આ ગુમાસ્તો તરતજ રૈયતના કોઇ પણ ઇસમને પોતાનો માલ વેચવાની કે ખરીદવાની ફરજ પાડવાનો પોતાને અધિકાર મળ્યો હોય એમ માની લે છે, અને જો ગ્રાહક પોતાની અશક્તિને કારણે ના પાડે છે તો તેને ફટકા પડે છે, અથવા કેદખાનામાં પુરાવું પડે છે. જો તે હા પાડે છે તો પણ તેટલાથી તેનો છેડો આવતો નથી; કારણ કે કંપનીના ગુમાસ્તા સાથે એક વાર પાનું પાડ્યા પછી તે પોતાની પાસે જેટલી વસ્તુનો વેપાર કરવાનો હોય તેટલી કોઇપણ બીજા માણસને વેચી શકતો નથી કે ખરીદી શકતો નથી. જો તેઓ તેમ કરે તો તેઓના હાલહવાલ થઇ જાય છે. વળી ગુમાસ્તો જે કીંમત આપે તે પણ બીજા વેપારીઓ આપે તેના કરતાં પણ ઓછી આપે છે અને કેટલીક વાર તો આપવાના અખાડાજ કરી દે છે. જો હું વચ્ચે પડું છું તો તરત મારી વિરૂદ્ધ ફરિયાદ કરવામાં આવે છે. આવા આવા જુલમોને લીધે બાકરગંજ જેવા આબાદ જીલ્લો તદ્દન ઉજ્જડ થઇ જવા બેઠો છે. દરરોજ લોકોનાં ટોળેટોળાં શહેર છોડી બીજાં વધારે સહિસલામત સ્થળો શોધે છે અને જ્યાંનાં બજારોમાં વેપાર વણજ, ઉદ્યોગ હુન્નર ઉભરાઇ જતો તે બજારોમાં હવે કશું મળતું નથી. ગુમાસ્તાના પટાવાળા તો લોકોની ઉપર જોર જુલમ કરે છે. જો જમીનદાર વચ્ચે પડે છે તો તેના પણ તેવાજ હાલ થશે એમ કહેવામાં આવે છે. પહેલાં તો જાહેર અદાલતોમાં ન્યાય અપાતો, પણ હવે તો દરેક ગુમાસ્તો ન્યાયાધીશ થઇ બેઠો છે અને દરેકનું ઘર કચેરી થઈ પડ્યું છે. ખુદ જમીનદારને પણ શિક્ષા કરવામાં આવે છે, અને પટાવાળા સાથે લડાઇ કરવાના અને ચોરીના ખોટા આરોપો મૂકી તેમની પાસેથી પૈસો કઢાવવામાં આવે છે."

... ામેશચન્દ્ર દત્ત લખે છે કે બંગાળાનો આખો વેપાર–ઉદ્યોગહુનર બધાયે જીલ્લાઓમાં કંપનીના નોકરોએ આ રીતે વેરાન ખેરાન કર્યો હતો. વળી પાકો તૈયાર માલ' પણ પડાવી લેવાની રીત પણ તેટલી જુલમી હતી. વિલ્યમ બોલ્ટ્સ નામના એક અંગ્રેજ વેપારીએ એમાંની કેટલીક રીતોનો હુબહુ ચિતાર ઈ. સ. ૧૭૭૨ માં પ્રસિદ્ધ કરેલા પોતાના પુસ્તકમાં નીચે પ્રમાણે આપ્યો છેઃ–

"જરા પણ અસત્ય વિના કહી શકાય કે દેશનો બધોય અંદરનો વેપાર, અને તેમાં ખાસ કરીને યૂરોપની ખરીદી માટે થતો વેપાર, કાયમના જૂલમરૂપ છે અને તેની ખરાબ અસર દેશનો દરેક વણકર કે કારીગર ખમી રહ્યા છે. જેટલો માલ નીકળે છે તે બધો એક-હાથ કરી લેવામાં આવે છે; અને અંગ્રેજો, તેમના વાણીઆઓ અને દેશી ગુમાસ્તાઓ પોતાની ઇચ્છામાં આવે તેમ, કયો માલ કોણે કેટલો બનાવવો તથા તેની કીંમત કેટલી રાખવી તે નક્કી કરે છે. ગુમાસ્તો એક શહેરમાં આવી પડાવ નાંખે છે, તેને તે પોતાની કચેરી કહે છે. ત્યાં પોતાના સીપાઇ અને હરકારેની મારફત દલાલ અને પાયકરોની સાથે વણકરોને બોલાવી મંગાવે છે, અને પોતાના શેઠે મોકલેલા પૈસા આવી જાય એટલે અમુક માપનું કાપડ અમુક વખતે અને કીંમતે આપવાની કબુલાતો તે વણકરો પાસે કરાવી લે છે. તેને થોડા પૈસા અગાઉથી આપે છે. બીચારા વણકરની મરજી છે કે નહિ તેનો તો ભાવ કોઇ પુછતું જ નથી, કારણ ગુમાસ્તાઓ કંપનીવતી ખરીદી કરવા આવે છે ત્યારે તેમની ઇચ્છા પ્રમાણે વણકરો પાસેથી સહી કરાવી લે છે; અને જો અગાઉ આપેલા પૈસા લેવાની વણકરો ના પાડે તો તેમની ગાંઠે એ પૈસા જોર જુલમથી બંધાવે છે. આમાંના કેટલાયે વણકરોનાં નામો તો કંપનીના ગુમાસ્તાના ચોપડાઓ ઉપર ચડેલાં હોય છે, અને તેમ હોવાથી તેઓ બીજા કોઇને માટે કામ કરી શકતા નથી, અને એકની પાસેથી બીજા ગુમાસ્તા પાસે ગુલામની માફક તેમની અદલી બદલી થાય છે. બીચારાઓને એક પછી બીજા એમ અનેક ગુમાસ્તાઓના જુલમ અને લુંટાણાના ભોગ થવું પડે છે. આ ખાતામાં જે જાતનું લુંટાણું ચાલે છે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. આ બધાનું પરિણામ એ આવે છે કે ગરીબ બીચારા વણકરો લૂંટાય છે અને માર્યા જાય છે. કારણ કે કીંમત કરનારાઓ અને ગુમાસ્તાઓ મળીને માલની જે કીંમત ઠરાવે છે તે, તેનો જો તે માલ ભર બજારમાં છુટથી વેચવામાં આવે તો જેટલી કીંમત ઉપજે તેના કરતાં ઓછામાં ઓછા પંદર ટકા અને કેટલીકવાર તો ચાલીશ ટકા ઓછી ઠરાવવામાં આવે છે. વળી કંપનીના આડતિયાએ લખાવી લીધેલા હાથ-ખતરકા પ્રમાણે જે વણકરો માલ ન આપી શકે તો તેમની મિલ્કત હરરાજ કરી દેવામાં આવે છે, અને તેમાંથી ખોટ પૂરી કરી લેવામાં આવે છે. તથા કાચા રેશમનાં કોકડાં ભરનારાઓની ઉપર તો એટલો બધો જુલમ થયો છે કે તેમાંના કેટલાક પોતાના ઉપર કોકડાં ભરવાનો જુલમ થવા ન પામે તે ખાતર પોતાના અંગુઠા સુદ્ધાં કાપી નાંખ્યા છે."

આ વાતનો દાખલો આપણી નવલકથામાં મળે છે. સ્વ. દત્ત પોતાના ગ્રન્થમાં લખે છે કે આ જુલમ ગામડે ગામડે, બજારે બજારે અને વણકરની સાળે સાળે જઇ પહોંચ્યો હતો.

તેઓ વિશેષમાં લખે છે કે, "કંપનીના નોકરોને એક કે બે વસ્તુઓનો એક

માંઓ. ઇ. સ. ૧૭૬૮ માં તેઓએ મોકલેલા ખરીતા અને બધાય પ્રાંતના હાકિમોને મોકલેલા પોતાના પત્રમાં કંપનીએ એવી ઇચ્છા દર્શાવી હતી કે બંગાળમાં કાચા રેશમનું ઉત્પન્ન વધારવું અને રેશમનો પાકો માલ બનતો અટકાવવો. આ પત્રની યોજના વિષે ઇ. સ. ૧૭૮૩ માં નિમાયલી સિલેક્ટ કમિટિ લખે છે કે–

"આ પત્રમાં બલાત્કાર અને ઉત્તેજન બન્ને રહી શકે એવું સુંદર સચોટ ધોરણ બાંધવામાં આવ્યું છે, કે જેની અસરથી બંગાળનો ઉદ્યોગ નાશ પામ્યા વિના રહે નહિ. પરિણામે એ ઔદ્યોગિક દેશની સુરતજ ફરી જઈ તે ગ્રેટ બ્રિટનના વણકરોને કાચો માલ પૂરો પાડવા માટે ઉત્પન્ન કરનારો દેશજ બની રહેશે."

તેઓનો આ અભિપ્રાય ખરો પડ્યો નથી એવું કોણ ના કહી શકશે? અને જે હિન્દુસ્તાન કાચો અને પાકો–બન્ને પ્રકારનો માલ પૂરો પાડનાર મુલક હતો તે આજે પણ પરદેશીઓને કેવળ કાચો માલ પૂરો પાડનાર મુલક તરીકે જ રહ્યો છે–અરે, તેને તેવો બનાવી દેવામાં આવ્યો છે.

'આ પ્રમાણે અંગ્રેજ વેપારીઓએ અને રાજ્યાધિકારીઓએ બંગાળમાં જુલમ કરી વેપાર ઉદ્યોગનો નાશ કર્યો હતો. તેનું વિશેષ વર્ણન જેને વાંચવું હોય તેમને સ્વ. રોમેશચન્દ્ર દત્તે હિન્દના આર્થિક ઇતિહાસ વિષે લખેલા લેખો અને પુસ્તકો વાંચવાની ભલામણ છે. અંગ્રેજોની રાજનીતિથી, જે દેશમાં રૂ પાકે, વસ્તી ઓહળી હોવાથી ઘણા માણસો હાથે કાંતી વણીને સસ્તું કાપડ દુનિયાને આપી શકે, તે દેશમાં પરદેશથી કાપડ આવી વેચાય, એ શું શોચજનક અને સંતાપકારક નથી? અને હિન્દ જેવો દેશ કે જે દેશ અનાજ ધન ધાન્યથી ભરપુર રહેતો તેમાં વારંવાર દુકાળ પડ્યા કરે છે, અને ઇંગ્લાંડ જેવો દેશ કે જ્યાં બહુધા ધાન્ય પાકતું નથી, પણ મોટે ભાગે પાકો માલ બનાવવામાં આવે છે તે દેશમાં કોઇ વર્ષે દુકાળ પડ્યો એવું કોઇએ સાંભળ્યું છે? હિન્દુસ્તાન દિવસે દિવસે ગરીબ બનતું જાય છે અને ગ્રેટ-બ્રિટન પૈસાદાર થતું જાય છે, એમાં શું પ્રચલિત રાજનીતિનો દોષ નથી?

ઇસ્ટ ઇંડિયા કંપનીના માણસોને આ પ્રમાણે જુલમ કરવાનું કારણ શું હતું? એવો સવાલ સાહજિક પુછાશે. તેનો જવાબ એ છે કે ૧૭૫૭ના વર્ષ પહેલાં રેશમી અને સુતર કાપડની વણાટ અને કારિગિરિ માટે આખી પૃથ્વી ઉપર એક હિન્દુસ્તાનજ વિખ્યાત હતું. તેના માણસો યૂરોપને પુષ્કળ માલ પુરો પાડતા હતા, અને તેનો વેપાર જે આરબો, ઇરાનીઓ વગેરેની હસ્તક મધ્ય એશિયા અને ભૂમધ્ય, સમુદ્રમાં થઇને થતો તે પોતાને હાથ કરવાને યૂરોપના જૂદા જૂદા રાજ્યોની કંપનીઓએ, આફ્રિકાની કેપ ઓફ ગુડહોપની પ્રદક્ષિણા કરીને હિન્દુ-સ્તાન આવવાનો માર્ગ શોધ્યો. [illegible]

ઘાલ્યાં. પહેલાં તો તેઓ અહિંનો માલ સસ્તે પડાવી લઇને મોંઘે ભાવે યૂરોપમાં વેચીને વેપાર કરવાની ઇચ્છા રાખતા હતા. પણ પછીથી દેશમાં ચાલતી અંધાધુની અને રાજ્યોની મારામારીનો લાભ લઈ હિન્દના માણસોના બનેલા લશ્કરો ઉભા કરી તેની સહાયથી તેઓના હાથમાં મુલકો આવી પડ્યા અને રાજસત્તા અચાનક પ્રાપ્ત થઈ ગઈ, અને રાજસત્તા પ્રાપ્ત કરીને વણકરો વગેરે અને મીઠું પકાવનારાઓ ઉપર જુલમ કર્યો. તે પછી સમય પલટાયો. યૂરોપમાં યંત્ર વિદ્યાની શોધ થઈ અને ત્યાં માલ પેદા થવા લાગ્યો એટલે ત્યાંનો માલ અત્રે હિન્દમાં લાવી ખપાવવા માટે હિન્દી માલ ઉપર યુરોપ અને હિન્દમાં જકાતો નાંખી, હિન્દના બાકી રહ્યા સહ્યા—અદસસતા વેપાર ઉદ્યોગનો નાશ કર્યો. વિલાયતમાં હિન્દી માલ ઉપર ભારેમાં ભારે જકાત નાંખવામાં આવી, અને વિલાયતી માલ હિન્દમાં વગર જકાતે દાખલ થવા લાગ્યો. પરિણામે હિન્દુસ્તાનના લોકો બેવડી રીતે પાયમાલ થઈ ગયા. આ બે બાબત એવી છે કે તેના ઉપર મોટા પુસ્તકો લખાય તેમ છે, અને તેથી અત્રે કંપનીઓ સ્થપાઈ ત્યારે યૂરોપ અને ઈંગ્લાંડમાં હિન્દના માલની કેવી ખ્યાતિ હતી તેના દાખલા ઉપર આપેલા છે અને પછી ઈંગ્લાંડમાં માલ પેદા થવા લાગ્યો ત્યારે દીશા કેવી પલટાઈ ગઈ તેનો થોડો અહેવાલ આપેલો છે. પ્રથમ વેપાર ક્લાઇવના સમયમાં કંપનીએ ખેડ્યો. તે પછી હેસ્ટિંગ્સે શાં શાં કૃત્યો કર્યાં તેના સમયનું આછું ઝાંખુ ચિત્ર ઉપર ઉતારાઓ આપેલા છે તે ઉપરથી વાંચનારાઓને સમજાયું હશે. તે પછી તો ૧૮૧૩ સુધીમાં તો હિન્દનો પરદેશ સાથેનો વેપાર લગભગ પાયમાલ થઈ ગયો, એટલું જ નહિ પણ પરદેશી માલ ઢોકબંધ દેશમાં આવવા લાગ્યો. ૧૮૧૩ માં શ્રીમ મર્સર નામનો એક અંગ્રેજ ડૉકટર કંપનીની નોકરીમાં રહી ગયો હતો. તેણે ૧૮૧૩ માં પાર્લામેન્ટના કમિશન આગળ જુબાની આપતાં જણાવ્યું છે કે, "લાર્ડ વેલસ્લીએ યૂરોપિયન માલ હિન્દુસ્તાનમાં વેચવા માટે સગવડ કરવાનો પ્રયત્ન રોહીલખંડમાં મેળા ભરીને અને હરદ્વારના કુંભનાં મેળામાં બ્રિટિશ રેસીડંટને મોકલીને કર્યો હતો."

અંગ્રેજોએ ૧૭૫૭ પછી યંત્ર વિદ્યાના બળે રૂનો અને રેશમનો માલ ઈંગ્લાંડમાં બનાવવા માંડ્યો હતો, છતાં પણ તેનો માલ હિન્દના માલ કરતાં ઈંગ્લાંડમાં મોંઘો પડતો અને લોકો સોંઘો લેવાને લલચાતા તેથી ઇંગ્લાંડે કેલીકો, મજ્લીન, રંગેલા માલ ઉપર ૧૦૦ ટકા અને તેથી પણ વધારે જકાત નાંખીને પોતાના દેશની કારિગિરિને બચાવી છે, અને હિન્દના ઉદ્યોગ હુન્નરને મારી નાંખ્યો છે. અને ઈંગ્લાંડે નાંખેલી જકાતોની અસર એ થઈ છે કે હિન્દનો દેશ પાકો અને કાચો માલ બનાવનાર મટીને કેવળ ખેતી કરનાર દેશ બની રહ્યો; અને હજી આજે પણ તેની

સ્થિતિ કઠિયારા અને જળભરીયા, તથા બીજા માટે ગુલામી કરનારા જેવી થઈ રહી છે.

મીલે શરૂ કરેલો ઇતિહાસ પૂરો કરનાર પ્રખ્યાત ઇતિહાસકાર વિલ્સન લખે છે કેઃ—
"ઇ. સ. ૧૮૧૩માં જ્યારે તપાસ થઈ તે વખતે એવી જુબાની પડી હતી કે હિન્દુસ્તાનનો સુતરાઉ અને રેશમી માલ, ઇંગ્લાંડમાં બનેલા તેવા માલની સરખામણીમાં બ્રિટિશ બજારમાં ૫૦ થી ૬૦ ટકા ઓછી કીંમતે વેચી શકાતો. આ કારણથી હિન્દી માલ ઉપર ૬૦થી ૮૦ ટકા જકાત નાંખીને અથવા તેને આવતો બિલકુલ અટકાવીને ઇંગ્લાંડના માલનું રક્ષણ કરવું પડ્યું. જો આમ ન કરવામાં આવ્યું હોત તો—જો અટકાવનારી જકાતો અને કાયદાઓ ઘડવામાં ન આવ્યા હોત તો—પેઝલી અને મેન્ચેસ્ટરની મીલો ચાલુ થવાની સાથેજ બંધ થઈ જાત અને પાછળથી વરાળની મદદથી પણ ભાગ્યેજ ચાલુ થઈ શકત. હિન્દી કારિગિરિને ભોગે તેઓ ઉભી થઈ છે. જો હિન્દ સ્વતંત્ર મુલક હોત તો તેણે આનો બરોબર બદલો લીધો હોત, અને પોતાના વેપાર ઉદ્યોગનો નાશ થતો અટકાવ્યો હોત. આત્મરક્ષણ ખાતર આટલું કરવાની તેને છુટ ન હતી, કારણ કે તે તો પરાધીન થઈ પડ્યુ હતું. બ્રિટિશ માલના ઢગલા કાંઇપણ જકાત વિના હિન્દુસ્તાનમાં પરાણે મોકલવામાં આવતા અને પરદેશી વેપારીઓએ, જે હરિફની સાથે ન્યાયની રીતે ફાવી શકાય તેમ નહોતું તેને અન્યાયી સત્તાની બળજોરી વાપરીને હંફાવ્યો અને આખરે ગુંગળાવી મારી નાંખ્યો."

કંપની સરકારે આ રીતે પટણા, શાહબાદ, ભાગલપુર, ગોરખપુર, દિનાજપુર, પૂર્ણિયા, રંગપુર, આસામ, અને ઢાકાના જીલ્લાના લાખો માણસો—વણકરો અને કાતનારી સ્ત્રીઓનો નાશ કર્યો, અને તેની ઢાકાની મલમલ જે આખા જગતમાં વખણાતી તે આજે સ્વપ્નાની વાત થઈ પડી છે. ૧૮૧૩ પછી હિન્દમાં હજી પણ વણાટનો ઉદ્યોગ કેટલો જીવતો છે, અને તેના ઉપર મૂકવામાં આવેલી જકાત કાઢી નાંખવામાં આવે તો ઇંગ્લાંડનો ઉદ્યોગ નાશ તો નહિ પામે, તેની ખાત્રી કરવા માટે ૧૮૪૦ માં એક કમિશન બેસાડવામાં આવ્યું હતું. તેમાં મોન્ટગૉમરી માર્ટિન અને ડૉ. બુકાનનની જુબાનીઓ વાંચવા જેવી છે. તે વખતે ઇંગ્લાંડે નક્કી કર્યું કે હિન્દનો વણાટનો ઉદ્યોગ એટલે અંશે નાશ પામ્યો છે કે તેના તરફથી હવે કશી હરકત ઇંગ્લાંડની મીલોને આવે તેમ નથી. અને આજે (૧૯૨૬)માં હિન્દ એવી દશામાં છે કે જાપાન જેવા તદ્દન સંબંધ વગરના પરદેશી રાજ્યોની પ્રજા રાજ્યાશ્રયના બળે સસ્તું કાપડ હિન્દમાં ધમધોકાર વેચી જાય છે. વિલાયતી માલ ખપે છે તે તો જુદો. ઈશ્વર હિન્દને ઉજળો દિવસ ક્યારે દેખાડશે?